# પ્રાસ્તાવિક

આ પુસ્તક માટે કહેવાનું હતું તે તો પહેલા ભાગમાં કહેવાઈ ગયું છે. છપાઈ સંબંધમાં કહેવાનું કે આ પુસ્તક છાપવા આપતી વખતે કાગળ નહિ મળવાને લીધે હલકા કાગળોની પણ ભારે કિંમત આપીને મિશ્રણમાં વાપરવા પડ્યા છે. વળી અનિવાર્ય સન્જોગોને લીધે છાપતાં પણ ધાર્યા કરતાં, ઘણો વધારે વખત લાગ્યો છે તે માટે ગ્રાહકો દરગુજર કરશે એવી આશા રાખીએ છીએ.

પુસ્તકો છાપતાં જોડણીની અંદર ભૂલો રહી જાય તે છપાવનારની ખામી ગણાય, પ્રુફ સુધારવાની બેદરકારી ગણાય. અમે પ્રૂફ સુધારવામાં હમેશાં બની શકતી ચોકસાઈ રાખીએ છીએ. છતાં આ પુસ્તકમાં ઘણી ભૂલો રહી જવા પામી છે.

ભૂલોમાં મુખ્યત્વે બાળબોધ ટાઈપમાં છપાયલા શબ્દોની છે. તેનું કારણ એ છે કે બાળબોધ ટાઈપના અક્ષર જાડા અને મથાળે લીટીવાળા હોવાથી પ્રુફ લેતી વખતે ટાઈપોમાં શાહી ભરાઈ જવાથી ચોખ્ખા ઉઠતા નથી. તેથી પ્રૂફ જોતી વખતે ટાઈપ ખોટા છે એમ ખબર જ પડતી નથી.

આ પુસ્તકમાં માગધી ભાષાનાં પાઠો, શબ્દો ગુજરાતી લિપિમાં જાડા અક્ષરના ટાઈપમાં છાપ્યા હોત તો ભૂલો ભાગ્યે જ રહેવા પામત અને વાંચકને વાંચવાની વધારે સગવડ રહેત. પરંતુ તે વખતે માગધી શબ્દો બાળબોધ ટાઈપમાં જ છાપવા જોઈએ એવો એક જ ખ્યાલ હતો. હવે બીજી આવૃત્તિ કરવી પડશે તો તે વખતે ઘટતો ફેરફાર કરીશું.

જૈન સિદ્ધાંત સભા

# પ્રાક્કથન

આ પ્રતિક્રમણ સૂત્ર સંબંધી જે કાંઈ કહેવાનું હતું તે ભાગ ૧ લામાં કહેવાઈ ગયું છે.

વિશેષ એટલું જ કે મૂળ માગધી ભાષાના શબ્દોની કે સમાસની જોડણીમાં પરંપરાગત ચાલી આવતી ક્ષતિઓને દૂર કરી તે જોડણી કે સમાસમાં યોગ્ય સુધારો કરીને અમે મૂકેલ છે. તદુપરાંત કોઈ કોઈ માગધી શબ્દના અર્થોમાં સુધારો કર્યો છે કે કોઈ ઠેકાણે પ્રચલિત અર્થ સિવાય બીજો અર્થ ઠીક લાગ્યો છે તે ફૂટનોટમાં મૂકેલ છે.

અને આ બધું સંશોધન કરી આપવામાં સ્થા. શ્રમણ સંઘના આચાર્ય પૂ. શ્રી આત્મારામજી મહારાજના અનુયાયી પૂ. યોગીરાજ શ્રી રામજીલાલજી મહારાજના સુશિષ્ય વિદ્વાન મુનિશ્રી રામકૃષ્ણજી મહારાજે પોતાનું સ્વાસ્થ્ય બરાબર ન હોવા છતાં પણ જે શ્રમ ઉઠાવ્યો છે અને એ રીતે આ પુસ્તકને બની શકે તેટલું પ્રમાણિત બનાવવામાં મને જે સહાય આપી છે તેને માટે ઉક્ત મહારાજશ્રીનો હું ઋણી છું.

દિલ્હી
તા. ૧-૧૦-૧૯૫૨

શા. ભીખાલાલ ગિરધરલાલ

# અનુક્રમણિકા

## તપ-અણસણ

## પરિશિષ્ટ

## કથા તથા દૃષ્ટાંત





# મંગલાચરણ

शिखरिणी छन्दः

यदिया वाग्गङ्गा विविध नयकल्लोलविमला
बृहज्ज्ञानाम्भोभिर्जगति जनतां या स्नपयति ।
इदानिमप्येषा बुधजनमरालैः परिचिता
महावीर स्वामी नयनपथगामी भवतु मे ॥

શિખરિણી

વહે વાણીગંગા વિવિધ નયથી પૂર્ણ વિમળા,
પ્રમાણે પ્રખ્યાતા સકળ જનને પાવનકરા;
ખરી શાંતિ પામ્યા વિબુધ જન જેના રમણથી,
મહાવીરસ્વામી નિકટ પથનેતા સ્મરણથી.

વિવિધનય રૂપી કલ્લોલ વડે, નિર્મળ અને વિદ્વાન જનરૂપી હંસો વડે પરિચિત થયેલી જેમની વાણીરૂપી ગંગા, તેની અંદરના સમ્યગ્ જ્ઞાનરૂપી વાણી વડે હમણાં પણ જગતના માનવીઓને નવરાવે છે એવા ભગવાન મહાવીર સ્વામી મારા માર્ગદર્શક થાઓ.

## પાઠ ૨ જો

## तिक्खुत्तो-गुरुवंदन सुत्तं

तिक्खुत्तो आयाहिणं पयाहिणं,
वंदामि, नमंसामि सक्कारेमि, सम्माणेमि,
कल्लाणं, मंगलं, देवयं चेइयं,
पज्जुवासामि ॥

## પાઠ ૩ જો

## इरियावहियं सुत्तं

### આલોચના સૂત્ર

× [ इच्छाकारेण संदिसह भगवं ! इरियावहियं पडिक्कमामि ? इच्छं ॥ ]

इच्छामि पडिक्कमिउं इरियावहियाए, विराहणाए; गमणागमणे, पाणक्कमणे, बीयक्कमणे, हरियक्कमणे, ओसा-उत्तिग-पणग-दग-मट्टी, मडक्कासंताणा-संकमणे, जे मे जीवा विराहिया-एगिंदिया बेइंदिया, तेइंदिया, चउरिंदिया, पंचिंदिया, अभिहया वत्तिया लेसिया, संघाइया, संघट्टिया परियाविया, किलामिया, उद्दविया, ठाणाओ

× આલોચના સૂત્ર માટે ગુરુ હાજર હોય ત્યારે તેમની પાસે આજ્ઞા માગવામાં આવે છે તે કૌંસમાં આપ્યું છે ત્યાસુધીનું વાક્ય સામાયિકની ઘણી ખરી પ્રતોમાં જોવામાં આવતું નથી.
—ભી. ગિ. શેઠ

कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमि जिणं च,
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च. ४
एवं मए अभिथुआ, विहुय-रयमला पहीण जरमरणा,
चउवीसं पि जिणवरा तित्थयरा मे पसीयंतु. ५
कित्तिय-वंदिय-महिया, जे ए लोगस्स उत्तमा सिद्धा,
आरुग्ग-बोहिलाभं, समाहि-वरमुत्तमं दिंतु. ६
चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा,
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु. ७

## પાઠ ૬ ઠ્ઠો

## करेमि भंते सुत्तं

### પ્રતિજ્ઞા સૂત્ર

× દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાનાં પચ્ચક્ખાણ; ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાળ થકી બે ઘડી સુધી, તે ઉપરાંત ન પારૂં ત્યાં સુધી, ભાવ થકી છ કોટીએ પચ્ચક્ખાણ.

करेमि भंते! सामाइयं, सावज्जं जोगं पच्चक्खामि, जावनियमं पज्जुवासामि, दुविहं, तिविहेणं, न करेमि न कारवेमि, मणेणं, वायाए, काएणं, तस्स भंते! पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि.

---

× આટલો ગુજરાતી પાઠ આચાર્યોએ વધારે સમજ પડે તેટલા માટે પાછળથી ઉમેરેલો છે. જૂની હસ્તલિખિત પ્રતોમાં નથી, તેમ જ ઉત્તર હિંદુસ્તાન, દિલ્હી, મારવાડ વગેરે તરફ બોલાતો નથી. —શ્રી. ગિ. શેઠ

પાઠમાં "नामघेयं ठाणं" સુધીના પદો બોલવા બાદ કેવળ "संपाविउ कामाणं" એટલુંજ બોલવું, એટલે नामघेयं ठाणं संपाविउ कामाणं એમ બોલવું.

## तइयं नमोत्युणं सुत्तं

## ત્રીજું નમોત્થુણં સૂત્ર

नमोत्थुणं मम धम्मगुरुस्स धमायरियस्स धम्मोवदेसयस्स अणेगगुणसंजुत्तस्स.

નોંધ:—આ ત્રીજુ નમોત્થુણ સૌરાષ્ટ્રમાં ગુજરાતીમાં નીચે પ્રમાણે બોલવાનો રિવાજ છે:—

મારા ધર્મગુરુ, ધર્માચાર્ય, ધર્મોપદેશના દાતા, સમ્યક્ત્વરૂપી બોધિ-બીજના દાતા, જિનશાસનના શણગાર એવી અનેક શુભોપમાએ કરી બિરાજમાન પૂજ્ય શ્રી ૧૦૦૮ ...... આદિ સાધુ-સાધ્વીજી વીતરાગદેવની આજ્ઞા પ્રમાણે જ્યાં જ્યાં વિચરતા હોય તે સર્વેને મારી સમય સમયની સંપૂર્ણ વિધિ સહિત વંદના હજો.

પાઠ ૮ મો

## સામાયિક પારવાનું સૂત્ર

(આલોચના)

एअस्स नवमस्स सामाइयवयस्स, पंच अइआरा, जाणियव्वा, न समायरियव्वा, तं जहा—

मणदुप्पणिहाणे, वयदुप्पणिहाणे, कायदुप्पणिहाणे, सामाइयस्स सइ अकरणया, सामाइयस्स अणवट्ठियस्स करणया, तस्स मिच्छा मि दुक्कडं.

**सामाइयं सम्मं काएणं, न फासियं, न पालियं, न तीरियं, न किट्टियं, न सोहियं, न आराहियं, आणाए, अणुपालियं, न भवइ तस्स मिच्छा मि दुक्कडं.**

સામાયિકમાં દશ મનના, દશ વચનના અને બાર કાયાના મળી બત્રીશ માંહેલો કોઈ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

સામાયિકમાં × સ્ત્રીકથા, + ભત્તકથા, દેશકથા, રાજકથા એ ચાર વિકથા માહેલી કોઈ વિકથા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

સામાયિકમાં આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા એ ચાર સંજ્ઞા માંહેલી કોઈ સંજ્ઞાનું સેવન કર્યું હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

સામાયિકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર જાણતાં, અજાણતાં મન, વચન, કાયાએ કરી કોઈ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

સામાયિક વ્રત વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો તસ્સ મિચ્છ મિ દુક્કડં.

સામાયિકમાં કાના, માત્રા, અનુસ્વાર, પદ, અક્ષર, ગાથા સૂત્ર, ઓછું, અધિક, વિપરીત ભણાયુ હોય તો અરિહંત અનંત સિદ્ધ કેવળી ભગવાનની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

× શ્રાવિકાઓએ "પુરૂષ કથા" બોલવું.

+ ભત્તકથા = ભોજન આદિની કથા.

## સામાયિક આદરવાની વિધિ

શાંત અને એકાંત સ્થાન પસંદ કરવું. ભૂમિ તથા આસન, ગુચ્છો, મુહુપત્તી આદિનું સારી રીતે પ્રમાર્જન કરી આસન પાથરવું.

અહરથોચિત ખમીશ આદિ વસ્ત્રો ઉતારી સામાયિક માટેનાં શુદ્ધ વસ્ત્રોનો ઉપયોગ કરવો.

મુખવસ્ત્રિકા મોઢે લગાવવી સાધુ સાધ્વી હોય તો તેમની સન્મુખ, નહિતર પૂર્વ તથા ઉત્તર દિશા તરફ મુખ રાખી પદ્માસન આદિથી બેસીને અથવા જિનમુદ્રાથી ઉભા રહી બંને હાથ જોડવા.

પછી નમુક્કાર સૂત્રથી તસ્સ ઉત્તરી સૂત્ર સુધીના પહેલા ચાર પાઠો બોલી, "ઇરિયાવહિયં સૂત્ર" અને "નમુક્કાર મંત્ર"નો કાયોત્સર્ગ કરવો અને પૂર્ણ થયે "નમો અરિહંતાણં" પ્રગટપણે બોલી ધ્યાન ખોલવું. ત્યાર બાદ લોગસ્સ સૂત્ર બોલવું.

તે પછી ગુરુ મહારાજ હાજર હોય તો તેમને, નહિતર શ્રી સીમંધર સ્વામીને સવિનય વંદન કરી તેમના પાસે સામાયિક વ્રતની આજ્ઞા લેવી. આજ્ઞા લીધા બાદ—

"કરેમિભંતે !" સૂત્ર બોલવું. તેમાં "જાવ નિયમં" શબ્દ છે ત્યાં જેટલી ઘડીનું સામાયિક વ્રત લેવું હોય તેટલો સમય ચિંતવીને બોલવો

ત્યાર બાદ જમણો ઢીંચણ ભૂમિ ઉપર ટેકવી, ડાબો ઢીંચણ ઊભો રાખી તેના ઉપર અંજલિબદ્ધ બંને હાથ જોડી અંજલિ મસ્તકે અડકાડી ત્રણ નમોત્થુણં કહેવાં.

## સામાયિક પારવાની વિધિ

સામાયિક આદરવાની વિધિ પ્રમાણે જ પારવાની વિધિ જાણવી, પરંતુ આદરવામા જ્યા "કરેમિભંતે"નો આદરવાનો પાઠ બોલાય છે તેની જગ્યાએ "સામાયિક પારવાનો" આઠમો પાઠ બોલવો નમોત્થુણ સૂત્ર બોલ્યા બાદ છેલ્લે ત્રણ વખત "નમુક્કાર સૂત્ર" બોલવાથી સામાયિક પૂર્ણ થાય છે.

આ સામાયિક આદરવાની તથા પારવાની વિધિ પ્રચલિત પરંપરા પ્રમાણે આપવામાં આવી છે

—ઇતિ સામાયિક સૂત્ર સંપૂર્ણ.



# શ્રી પ્રતિક્રમણ સૂત્ર

[ શ્રાવકો અને શ્રાવિકાઓ માટે ]

## વિધિ

સામાયિક વ્રત લીધા બાદ પૂજ્ય ગુરુદેવને (અને તેઓશ્રી હાજર ન હોય તો ઈશાન ખૂણા તરફ મુખ રાખી શ્રી સીમંધર પ્રભુને) પંચાંગ નમસ્કાર કરી નીચેનો પાઠ બોલી આજ્ઞા માગવી.

## सूत्र पाठ

### देवसियं पडिक्कमणं ठाउं?

इच्छामि णं भंते! तुम्भेहिं अब्भणुण्णाए समाणे ¶ देवसियं पडिक्कमणं ठाइउं ‡ देवसिय नाण-दंसण-चरित्ताचरित्त-तव अइआर चिंतणत्थं करेमि काउस्सग्गं.

ભાવાર્થ

દૈવસિક પ્રતિક્રમણમાં સ્થિર થાઉં?

હે પૂજ્ય! આપની આજ્ઞા હોય તો (પાપની નિવૃત્તિ કરવા

---

¶ અહીંયાં રાત્રિ પ્રતિક્રમણમાં "રાઈયં", પાક્ષિક પ્રતિક્રમણમાં "પક્ખિયં", ચાતુર્માસિક પ્રતિક્રમણમાં "ચાઉમ્માસિયં" અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં "સંવચ્છરિયં" શબ્દ બોલવો.

‡ અહીં 'રાઈયં', 'પક્ખિયં', 'ચાઉમ્માસિયં', 'સંવચ્છરિયં'—જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

માટે) * દૈવસિક પ્રતિક્રમણ કરવા ઇચ્છું છું તેથી જ્ઞાન-દર્શન-દેશવિરતિ ચારિત્ર અને તપ સંબંધી લાગેલા અતિચારોનુ ચિંતન કરવાને કાયોત્સર્ગ કરૂં છું.

શબ્દાર્થ

भंते ! = હે પૂજ્ય !
तुम्भेहिं = આપની
अब्भणुण्णाए = આજ્ઞા, અનુમતિ
समाणे = હોય તો
देवसियं = દૈવસિક, દિવસ સંબંધી
पडिक्कमणं = પ્રતિક્રમણ
ठाइउं = કરૂં છું
देवसिय = દૈવસિક; દિવસ સંબંધી
राइयं = રાત્રિ સંબંધી
नाण = જ્ઞાન
दंसण = દર્શન
चरित्ताचरित्त = દેશ વિરતિરૂપ ચારિત્ર, [શ્રાવક ધર્મ]
तव = તપ
अइयार = અતિચાર
चिंतणत्थं = ચિંતનાર્થે; ચિંતવનાર્થે
करेमि = કરૂં છું
काउस्सग्गं = કાયોત્સર્ગ

નોંધ-આ પ્રમાણે આજ્ઞા માગ્યા બાદ હવે પ્રતિક્રમણ શરૂ થાય છે.

આ આત્મા અનાદિકાળનો મમત્વભાવે પરિણમ્યો છે તેને સમતાભાવે પરિણમાવવાને વાસ્તે સાવદ્ય પ્રવૃત્તિના ત્યાગરૂપ સામાયિક નામનો પ્રથમ આવશ્યક નિપજાવવો, તે નવણ અતિચારના કાઉસ્સગ્ગ સુધી જાણવો.

---

* અહીં રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક કે સાંવત્સરિક-જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

# પ્રથમ આવશ્યક

## સામાયિક સૂત્ર

શ્રી ગૌતમ સ્વામી વંદન કરી ભગવાન મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કેઃ—

"सामाइएणं भंते !
जीवे किं जणयइ ?"

હે પૂજ્ય ! સામાયિકથી જીવાત્માને શું લાભ થાય ? ભગવાન મહાવીર ઉત્તર આપે છે કેઃ—

"सामाइएणं
सावज्जजोगविरइं जणयइ।"

હે ગૌતમ ! સામાયિક કરવાથી આત્મસંતોષરૂપ વિરામ મળે છે. સમભાવરૂપ સામાયિક કરનાર જીવાત્માને સાવદ્ય યોગનો ત્યાગ હોય છે, તેથી તેને નવા કર્મોનો બંધ થતો નથી, સંવર નીપજે છે અને પૂર્વકર્મોની નિર્જરા થાય છે. આ પ્રમાણે સંચિત કર્મોને શીઘ્રાતિશીઘ્ર ક્ષય કરી તે આત્મા મોક્ષ પ્રાપ્ત કરે છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર

## नमोक्कार मूत्र

नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं.

## करेमि भंते!

करेमि भंते! सामाइयं सावज्जं जोगं पच्चक्खामि; जावनियमं पज्जुवासामि, दुविहं तिविहेणं, न करेमि न कारवेमि मणेणं वायाए काएणं; तस्स भंते! पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि.

## इच्छामि ठाइउं सूत्र

इच्छामि ठाइउं काउस्सग्गं; जो मे ‡ देवसिओ अइआरो कओ, काइओ, वाइओ, माणसिओ, उस्सुत्तो, उम्मग्गो, अकप्पो, अकरणिज्जो दुज्झाओ, दुव्विचिंतिओ, अणायारो, अणिच्छिअव्वो, असावग-पाउग्गो, नाणे तह दंसणे चरित्ता-चरित्ते, सुए सामाइए, तिण्हं गुत्तीणं, चउण्हं कसायाणं, पंचण्हं अणुव्वयाणं, तिण्हं गुणव्वयाणं, चउण्हं सिक्खावयाणं-बारस-विहस्स सावगधम्मस्स जं खंडिअं जं विराहिअं, तस्स मिच्छा मि दुक्कडं.

---

‡ રાઈઓ, પક્ખિઓ, ચાઉમ્માસિઓ, સંવચ્છરિઓ—જે પ્રતિક્રમણ હોય તે પ્રમાણે શબ્દ બોલવો.

ભાવાર્થ

## કાયોત્સર્ગ કરવાની ઈચ્છા

હું કાયોત્સર્ગ કરવા ઇચ્છું છું *દિવસ દરમ્યાન મેં જ્ઞાન, દર્શન, દેશવિરતિ ચારિત્ર, શ્રુતધર્મ અને સામાયિક સંબંધી કાયિક, વાચિક, માનસિક અતિચારોનું સેવન કર્યું હોય, તેમજ સૂત્ર વિરૂદ્ધ, માર્ગ વિરૂદ્ધ અને કલ્પ અર્થાત્ આચાર વિરૂદ્ધ પ્રવૃત્તિ કરી હોય, દુર્ધ્યાન અને દુશ્ચિંતન કર્યા હોય તે સર્વે અતિચારોનું સેવન શ્રાવક માટે આચરવા યોગ્ય, ઇચ્છવા યોગ્ય કે ગ્રહણ કરવા યોગ્ય નથી. એવા અનુચિત સેવનથી લાગેલા પાપો નિષ્ફળ થાઓ.

ત્રણ ગુપ્તિ અને પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત તથા ચાર શિક્ષાવ્રત રૂપ બાર પ્રકારના શ્રાવક ધર્મનો ચાર કષાયો દ્વારા મેં અલ્પાંશે કે અધિકાંશે ભંગ કર્યો હોય તો તે સંબંધી મને લાગેલા પાપો નિષ્ફળ થાઓ.

શબ્દાર્થ

इच्छामि = ઇચ્છું છું
ठाइउं = કરવાને
काउस्सग्गं = કાયોત્સર્ગને
जो = જે
मे = મેં
देवसिओ = દિવસ સંબંધી
अइआरो = અતિચાર
कओ = કર્યા હોય
काइओ = શરીરથી
वाइओ = વચનથી
माणसिओ = મનથી
उस्सुत्तो = સૂત્ર વિરૂદ્ધ; ઉત્સૂત્ર
उम्मग्गो = માર્ગ વિરૂદ્ધ; ઉન્માર્ગ
अकप्पो = કલ્પ વિરૂદ્ધ; અકલ્પનીય
अकरणिज्जो = અકરણીય

* અહીંયાં રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક કે સાંવત્સરિક જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

दुज्झाओ = દુર્ધ્યાન
दुव्विचिंतिओ = દુશ્ચિંતન; અશુભ ચિંતનરૂપ
अणायारो = અનાચરણીય
अणिच्छिअव्वो = અનિચ્છનીય
असावग-पाउग्गो = શ્રાવકને નહિ ગ્રહણ કરવા યોગ્ય
नाणे = જ્ઞાનમાં
तह = તેમજ
दंसणे = દર્શનમાં; સમકિતમાં
चरित्ताचरित्ते = દેશવિરતિ ચારિત્રમાં
सुए = શ્રુતધર્મમાં, શાસ્ત્રમાં
सामाइए = સામાયિકમાં
तिण्हं = ત્રણ
गुत्तीणं = ગુપ્તિઓ
चउण्हं = ચાર
कसायाणं = કષાય (ક્રોધ, માન, માયા, લોભ) દ્વારા
पंचण्हं = પાંચ
अणुव्वयाणं = અણુવ્રત
तिण्हं = ત્રણ
गुणव्वयाणं = ગુણવ્રત
चउण्हं = ચાર
सिक्खावयाणं = શિક્ષાવ્રત
बारस = (એમ) બાર
विहस्स = પ્રકારના
सावग = શ્રાવક
धम्मस्स = ધર્મની
जं = જે
खंडिअं = ખંડના કરી હોય (અલ્પાંશે ભંગ)
जं = જે
विराहिअं = વિરાધના કરી હોય (અધિકાંશે ભંગ)
तस्स = તે સંબંધી
मिच्छा मि दुक्कडं = મારૂં દુષ્કૃત નિષ્ફળ થાઓ.

## વિવેચન

પ્રતિક્રમણનું આ પ્રારંભિક સામાન્ય સૂત્ર છે. આખાય દિવસ અને રાત્રિમાં આચાર-વિચાર સંબંધી જે જે ભૂલો કરી હોય તેનો શુદ્ધ અંતઃકરણપૂર્વક આ સૂત્ર દ્વારા પશ્ચાતાપ કરવામાં આવે છે. આગળના પાઠોમાં જે વિસ્તૃત પ્રતિક્રમણ ક્રિયા કરવામાં આવે છે તેની આધાર-શિલા અને રાખવામાં આવેલ છે.

उत्सूत्र—

ઉત્સૂત્રનો અર્થ સૂત્રવિરૂદ્ધ આચરણ એવો છે. સૂત્ર મૂળ આગમને કહે છે. તે અર્થોની સૂચના કરે છે, તેથી સૂત્ર કહેવાય છે. 'अर्थ-सूचनात् सूत्रम्-બૃહત્કલ્પ, પ્રથમ ઉદ્દેશાની મલયગિરિ ટીકા.' બીજી રીતે उस्सुत्तोનું સંસ્કૃત સ્વરૂપ "उत्सूक्त" પણ બનાવવામાં આવે છે. સૂક્તનું નિર્વચન છે-सुष्ठु उक्तमिति અથવા सम्यक् प्रकारेण उक्तमिति સુંદર રીતે કહેલું શાસ્ત્ર તે સૂક્ત અને સુંદર રીતે નહિ કહેવાયેલું, તે ઉત્સૂક્ત કહેવાય છે.

उन्मार्ग—

માર્ગ વિરૂદ્ધ આચરણ કરવું તે ઉન્માર્ગ છે. શ્રી હરિભદ્ર આદિ પ્રાચીન ટીકાકારો ક્ષાયોપશમિક ભાવને માર્ગ કહે છે. ક્ષાયોપશમિક ભાવથી ઔદયિક ભાવમાં સંક્રમણ કરવું તે ઉન્માર્ગ છે. ચારિત્રાવરણ કર્મનો જ્યારે ક્ષયોપશમ થાય છે ત્યારે ચારિત્રનો આવિર્ભાવ થાય છે; અને જ્યારે ચારિત્રાવરણ કર્મનો ઉદય થાય છે ત્યારે ચારિત્રનો ઘાત થાય છે. તેથી સાધકે પ્રતિક્ષણ ઉદયભાવથી ક્ષાયોપશમિક ભાવમાં સંચરણ કરતા રહેવું જોઇએ.

ઉન્માર્ગનો અર્થ પરંપરાથી વિરૂદ્ધ આચરણ કરવું એવો પણ થાય છે. માર્ગનો અર્થ પરંપરા છે. પૂર્વકાલીન ત્યાગી પુરૂષો દ્વારા ચાલ્યો આવતો પવિત્ર કર્તવ્ય પ્રવાહ એ "માર્ગ" છે.

'मग्गो आगमणीई, अहवा संविग्गा-बहुजणाइण्णं।'

—धर्मरत्न-प्रकरण

अकल्प—

ચરણ અને કરણરૂપ ધર્મવ્યાપારનું નામ કલ્પ છે, આચાર

છે. ચરણ-કરણ વિરુદ્ધનું જે આચરણ કરવામાં આવે તે અકલ્પ છે.

**જ્ઞાન-દર્શન-ચારિત્રાચારિત્ર—**

અત્રે જ્ઞાન-દર્શન-ચારિત્રાચારિત્રથી સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્રાચારિત્ર અર્થ ગ્રહણ કરવામાં આવે છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર જૈન દર્શનનો રત્નત્રયરૂપ મોક્ષ માર્ગ છે—**सम्यग् दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः।**—શ્રી ઉમાસ્વાતિ વિરચિત તત્ત્વાર્થસૂત્ર ૧/૧.

શ્રાવકના સમ્યક્ત્વ સહિતના અલ્પ પ્રત્યાખ્યાન પણ દેશથી ચારિત્રયુક્ત છે અને ભગવતી સૂત્ર, શતક ૧, ઉદ્દેશા ૨ માં દર્શાવ્યું છે કે—

આવા સંયતાસંયત (દેશ વિરતિ શ્રાવક) ને અપ્રત્યાખ્યાનની ક્રિયા લાગતી નથી. "**तत्थ णं जे ते संजयासंजया तेसि णं आदिआओ तीण्णि किरियाओ कज्जंति।**"—અર્થાત્ સંયતાસંયતને (દેશ વિરતિ શ્રાવકને) આદિની ત્રણ ક્રિયા લાગે છે. શેષ અપ્રત્યાખ્યાનની અને મિથ્યાદર્શનની બે ક્રિયાઓ લાગતી નથી.

**पांच अणुव्रत, त्रण गुणव्रत, चार शिक्षाव्रत—**

પ્રાણાતિપાત આદિ પ્રથમ પાંચ અણુવ્રતોને દિશા પરિમાણ વ્રત, ઉપભોગ-પરિભોગ પરિમાણ વ્રત અને અનર્થદંડ વિરમણ વ્રત એ ત્રણ વ્રત પુષ્ટિ આપે છે, ગુણકારી બનાવે છે, તેથી તે ત્રણ વ્રત ગુણવ્રત કહેવાય છે, કારણ એ ગુણના કારણરૂપ છે.

સામાયિકાદિ અંતિમ ચાર વ્રત ઉપરોક્ત આઠ વ્રતને ગુણકારક અને પુષ્ટિકારક છે તેથી શિક્ષાગ્રહણની માફક પુનઃ પુનઃ સેવવા યોગ્ય હોવાથી શિક્ષાવ્રત કહેવાય છે, જે શિક્ષણીય પાઠ રૂપ છે.

**खंडित विराधित—**

"**जं खंडिअं जं विराहिअं**" માં જે ખંડિત અને વિરાધિત

શબ્દો આવે છે તેનો કેટલાક વિદ્વાનો એ અર્થ કરે છે કે—"એક દેશથી ખંડના" હોય છે અને "સર્વ દેશથી વિરાધના" હોય છે. પરંતુ આ વિરાધનાવાળો અર્થ સંગત પ્રતીત થતો નથી. જો વ્રતનો પૂર્ણરૂપે સર્વદેશથી નાશ જ થઈ ગયો તો પછી પ્રતિક્રમણદ્વારા શુદ્ધિ શેની કરવામાં આવે છે? જો વસ્ત્ર નષ્ટ જ થઈ ગયુ તો તેને ધોઈને સાફ કરવાનો પ્રયત્ન શાનો? વાસ્તવિક અર્થ એ છે કે—"અલ્પાંશે" ખંડના હોય છે અને "અધિકાંશે" વિશેષે કરીને વિરાધના. અધિકાંશનો અર્થ અધિક માત્રામા નાશ થવો એ છે, પૂર્ણતયા નાશ નહિ. અધિકાંશમાં નાશ થવા છતાં પણ વ્રતની સત્તા વિદ્યમાન રહે છે, એકાંત અભાવ થતો નથી, જેથી તેને "मूलं नास्ति कुतः शाखा?" નો ન્યાય સંગત થઈ શકે નહિ આચાર્ય હરિભદ્ર પણ આ વિચારને સહમત છે—

"विराधितं सुतरां भग्नं, न पुनरेकान्ततोऽभावापादितम् ।"

जं खंडिअं जं विराहिअं પહેલાંના શબ્દોથી વ્રતોમાં અતિચાર લાગ્યા હોય તેનુ વિધાન કરેલ છે અને તેથી આગળ "मिच्छा मि दुक्कडं"માં અતિચારોનો નિષ્ઠાકાળ છે. અહીંયાં નિષ્ઠાનો અર્થ છે સમાપ્તિ, નાશ, અંત. હૃદયના અંતસ્તલથી જ્યારે અતિચારો માટે પશ્ચાતાપ કરી લઈએ ત્યારે તેનો નાશ થઈ જાય છે.



## તસ્સ ઉત્તરીકરણ સૂત્ર

तस्स उत्तरी करणेणं, पायच्छित्त करणेणं, विसोही करणेणं, विसल्ली करणेणं, पावाणं कम्माणं निग्घायणट्ठाए ठामि काउस्सग्गं.

अन्नत्थ ऊससिएणं, नीससिएणं, खासिएणं, छीएणं, जंभाइएणं, उड्डुएणं, वायनिसग्गेणं, भमलीए, पित्तमुच्छाए, सुहुमेहिं अंगसंचालेहिं, सुहुमेहिं खेलसंचालेहिं, सुहुमेहिं दिट्ठिसंचालेहिं, एवमाइएहिं, आगारेहिं, अभग्गो, अविराहिओ, हुज्ज मे काउस्सग्गो

जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि, ताव कायं ठाणेणं मोणेणं झाणेणं, अप्पाणं वोसिरामि.

### વિધિ

અત્રે નવાણુ અતિચારનો તથા એક નમસ્કારનો કાયોત્સર્ગ કરવો. નવાણુ અતિચાર ન આવડતાં હોય તો ચાર લોગસ્સનો કાયોત્સર્ગ કરવો. લોગસ્સનો પાઠ જે જાણતા ન હોય તેમણે બત્રીસ નવકાર મંત્ર ગણવા. કાયોત્સર્ગ "नमो अरिहंताणं" બોલીને પારવો.

## નવાણુ અતિચારો

जं वाइद्धं, वच्चामेलियं, हीणक्खरं, अच्चक्खरं, पयहीणं, विणयहीणं, जोगहीणं, घोसहीणं, सुट्ठुदिन्नं, दुट्ठु-

पडिच्छियं, अकाले कओ सज्झाओ, काले न कओ सज्झाओ, असज्झाइए सज्झाइयं, सज्झाइए न सज्झाइयं;

संका, कंखा, वितिगिच्छा, परपासंड पसंसा, परपासंड संथवो;

वंधे, वहे, छविच्छेए, अइभारे, भत्तपाणवुच्छेए;

सहसन्भक्खाणे, रहस्सन्भक्खाणे, +सदारमंतभेए, मोसुवएसे, कूडलेहकरणे;

तेनाहडे, तक्करपओगे, विरुद्धरज्जाइक्कमे, कूडतुल-कूडमाणे, तप्पडिरुवगववहारे;

×इत्तरियपरिग्गहियागमणे, ÷अपरिग्गहियागमणे, अनंगकीडा, परविवाहकरणे, कामभोगतिव्वाभिलासे;

खेत्तवत्थु पमाणाइक्कमे, हिरण्ण-सुवण्ण-पमाणाइक्कमे, धणधन्न-पमाणाइक्कमे, दुपयचउप्पय-पमाणाइक्कमे, कुविय पमाणाइक्कमे;

उड्ढदिसिपमाणाइक्कमे, अहोदिसिपमाणाइक्कमे, तिरिय-दिसिपमाणाइक्कमे, खेत्तवुड्ढी, सइअन्तरद्धा;

सचित्ताहारे, सचित्तपडिवद्धाहारे अपउलिओसहि-भक्खणया, दुप्पउलिओसहिभक्खणया, तुच्छोसहि-भक्खणया;

इंगालकम्मे, वणकम्मे साडीकम्मे, भाडीकम्मे, फोडी-

+ શ્રાવિકાઓએ "સભત્તારમંતભેએ" શબ્દ બોલવો.
× શ્રાવિકાઓએ "ઇત્તરિયપરિગ્ગહિયગમણે" શબ્દ બોલવો.
÷ શ્રાવિકાઓએ "અપરિગ્ગહિયગમણે" શબ્દ બોલવો.

कम्मे, दन्तवाणिज्जे, लक्खवाणिज्जे, रसवाणिज्जे विस-
वाणिज्जे केसवाणिज्जे, जंतपीलणकम्मे निल्लंछणकम्मे,
दवग्गिदावणया सरदहतलाग-सोसणया असइजण पोसणया,
कंदप्पे, कोकुइए, मोहरिए, संजुत्ताहिगरणे, उवभोगपरि-
भोग अइरित्ते,

मणदुप्पणिहाणे वयदुप्पणिहाणे कायदुप्पणिहाणे,
सामाइयस्स सइअकरणया सामाइयस्स अणवट्ठियस्स
करणया,

आणवणप्पओगे पेसवणप्पओगे, सद्दाणुवाए, रूवाणु-
वाए, बहिया पुग्गल-पक्खेवे;

अप्पडिलेहिय-दुप्पडिलेहिय-सिज्जासंथारए अप्पमज्जिय-
दुप्पमज्जिय सिज्जासंथारए, अप्पडिलेहिय-दुप्पडिलेहिय-
उच्चार-पासवणभूमी, अप्पमज्जिय-दुप्पमज्जिय-उच्चार
पासवणभूमी, पोसहोववासस्स सम्मं अणणुपालणया,

सचित्त निक्खेवणया सचित्त-पेहणया, कालाइक्कमे,
परववएसे मच्छरिया,

इहलोगासंसप्पओगे, परलोगासंसप्पओगे जीविया-
संसप्पओगे, मरणासंसप्पओगे, कामभोगासंसप्पओगे

[ इति प्रथम आवश्यक समाप्त ]



# ચતુર્વિંશતિ સ્તવ

બીજો આવશ્યક

શ્રી ગૌતમ સ્વામી વંદન કરી ભગવાન મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કે:—

" चउव्वीसत्थएणं भंते !
जीवे किं जणयइ ? "

હે પૂજ્ય ! ચોવીશ તીર્થંકરોની સ્તુતિથી જીવને શું લાભ થાય ?

ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે:—

" चउव्वीसत्थएणं
दंसणविसोहिं जणयइ "

હે ગૌતમ ! ચોવીશ તીર્થંકરોની સ્તુતિથી મિથ્યાત્વ મોહનીયનો ક્ષયોપશમ થઈ દર્શનની વિશુદ્ધિ થાય છે. તેમ જ તીર્થંકરોના ગુણાનુરાગથી મનુષ્યમાં પણ તે ગુણોની પ્રાપ્તિ થાય છે અને અંતે તે જીવાત્મા તદ્રૂપ બની જાય છે જેથી અલ્પ કાળમાં સિદ્ધ બુદ્ધ અને મુક્ત બને છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર

## વિધિ

કાયોત્સર્ગ પાર્યા પછી ગુરુ મહારાજને વંદણા ( નમસ્કાર ) કરી બીજા આવસ્યકની આજ્ઞા માગવી. ત્યાર બાદ યોગમુદ્રાએ ઉભા રહી " લોગસ્સ સૂત્ર " બોલી તીર્થંકર દેવોનું ગુણકીર્તન કરવું, સ્તુતિ કરવી બંને હાથ જોડી દરીય આંગળીઓ કમળના ડોડાને આકારે એક બીજી સાથે મેળવવી, અને પેટ ઉપર હાથની કોણીઓ રાખવી તે "યોગમુદ્રા" કહેવાય છે.

## लोगस्स सूत्र

અનુષ્ટુપ છંદ

लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे,
अरिहंते कित्तइस्सं, चउवीसं पि केवली. १

આર્યા છંદ

उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च;
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे २
सुविहिं च पुप्फदंतं, सीअल-सिज्जंस-वासुपुज्जं च,
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि. ३
कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च;
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च. ४
एवं मए अभिथुआ, विहुयरयमला पहीण जरमरणा;
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु. ५
कित्तियवंदिय-महिया, जे ए लोगस्स उत्तमासिद्धा,
आरुग्ग-बोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु. ६
चंदेसु निम्मलयरा आइच्चेसु अहियं पयासयरा;
सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु. ७

[ इति बीजो आवश्यक समाप्त ]

# વંદન

ત્રીજો આવશ્યક

શ્રી ગૌતમ સ્વામી વંદન કરી ભગવાન મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કેઃ—

" वंदणएणं भंते !
जीवे किं जणयइ ? "

હે પૂજ્ય ! વંદનથી જીવ શું ઉપાર્જન કરે ?

ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે —

वंदणएणं नीआगोयं कम्मं खवेइ, उच्चागोयं कम्मं निबंधइ, सोहग्गं च णं अप्पडिहयं आणाफलं निवत्तेइ, दाहिणभावं च णं जणयइ ॥

હે ગૌતમ ! ગુરુ વન્દનથી નીચ ગોત્રનું કર્મ બાંધ્યુ હોય તે ખપાવી ઉચ્ચ ગોત્રનું કર્મ બાંધે છે, તેમ જ સુભગ, સુસ્વર આદિ સૌભાગ્ય પ્રાપ્ત કરે છે તથા આજ્ઞાનું સફળ સામર્થ્ય પામે છે અને દાક્ષિણ્યભાવ (વિશ્વવલ્લભના) પ્રાપ્ત કરે છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર

## વિધિ

શ્રી ગુરુદેવને અવિનય નમસ્કાર કરી ત્રીજા આવશ્યકની આજ્ઞા માગવી. પછી નીચેનું "વંદન સૂત્ર" બે વાર બોલવું. આ પાઠ ઉત્કટ (ઉભડક) અર્થાત્ ગૌદોહન આસને બેસીને બોલવાનો છે. આ પાઠની આવર્ત ક્રિયા ઘણી મહત્ત્વની છે. તે સંબંધી પાઠને અંતે આપેલ વિવેચન ધ્યાનપૂર્વક વાંચી જવું.

## गुरुवंदन सूत्र*

इच्छामि खमासमणो ! वंदिउं, जावणिज्जाए निसीहि-याए,

अणुजाणह मे मिउग्गहं

निसीहि, अहोकायं, कायसंफासं, खमणिज्जो मे किलामो; अप्पकिलंताणं बहुसुभेण मे दिवसो[1] वइक्कंतो ?

जत्ता मे ? जवणिज्जं च मे ?

खामेमि खमासमणो ! देवसियं[2] वइक्कमं;

---

* આ સૂત્રને દ્વાદશાવર્ત્ત સૂત્ર પણ કહે છે.

૧ રાત્રિક પ્રતિક્રમણમાં "રાઈ વઈક્કંતા", પાક્ષિક પ્રતિક્રમણમાં "પક્ખો વઈક્કંતો", ચાતુર્માસિક પ્રતિક્રમણમાં "ચઉમાસી વઈક્કંતા" અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં "સંવચ્છરો વઈક્કંતો" શબ્દો બોલવા

૨ "રાઈયં" "પક્ખિયં" "ચઉમ્માસિયં" "સંવચ્છરિયં"–જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

आवस्सियाए[3] पडिक्कमामि;

खमासमणाणं देवसियाए[4] आसायणाए[5] तित्तीसन्नयराए, जं किंचि मिच्छाए, मणदुक्कडाए, वयदुक्कडाए, कायदुक्कडाए, कोहाए माणाए, मायाए लोहाए, सव्वकालियाए, सव्वमिच्छोवयाराए, सव्वधम्माइक्कमणाए, आसायणाए जो मे देवसिओ+ अइयारो कओ, तस्स खमासमणो! पडिक्कमामि, निंदामि गरिहामि, अप्पाणं वोसिरामि.

ભાવાર્થ

ગુરૂવંદન સૂત્ર

[ ૧. ઇચ્છા નિવેદન સ્થાન ]

હે ક્ષમાશ્રમણ ગુરુદેવ! હું મારી કાયાને પાપ પ્રવૃતિથી દૂર કરી યથાશક્તિ આપને વંદન કરવા ઇચ્છું છું

[ ૨. અનુજ્ઞાપના સ્થાન ]

તેથી મને પરિમિત અવગ્રહમાં (આપના ચોતરફ શરીર

---

૩ બીજી વાર વંદન કરતાં "આવસ્સિયાએ" શબ્દ બોલવો નહિ. તેના કારણ માટે વિવેચન વાંચો.

૪ "રાઇયાએ" "પક્ખિયાએ" "ચાઉમ્માસિયાએ" "સંવચ્છરિયાએ"–જે પ્રતિક્રમણ હોય તે શબ્દ અત્રે બોલવો.

૫ આસાયણાએ તિત્તીસન્નયરાએ-તેત્રીશ આશાતનાનું વર્ણન પરિશિષ્ટમાં આપ્યું છે, ત્યાં જુઓ.

+ "રાઇઓ" "પક્ખિઓ" "ચાઉમ્માસિઓ" "સંવચ્છરિઓ"–જે પ્રતિક્રમણ હોય તે શબ્દ અત્રે બોલવો.

## વિધિ

શ્રી ગુરુદેવને અવિનય નમસ્કાર કરી ત્રીજા આવશ્યકની આજ્ઞા માગવી પછી નીચેનું "વંદન સૂત્ર" બે વાર બોલવું. આ પાઠ ઉત્કટ (ઉભડક) અર્થાત્ ગૌદોહન આસને બેસીને બોલવાનો છે આ પાઠની આવર્ત ક્રિયા ઘણી મહત્ત્વની છે. તે સંબંધી પાઠને અંતે આપેલ વિવેચન ધ્યાનપૂર્વક વાંચી જવું.

## गुरुवंदन सूत्र*

इच्छामि खमासमणो ! वंदिउं, जावणिज्जाए निसीहि-याए,

अणुजाणह मे मिउग्गहं

निसीहि, अहोकायं, कायसंफासं, खमणिज्जो मे किलामो; अप्पकिलंताणं बहुसुमेण मे दिवसो[1] वइक्कंतो ?

जत्ता मे ? जवणिज्जं च मे ?

खामेमि खमासमणो ! देवसियं[2] वइक्कमं;

* આ સૂત્રને દ્વાદશાવર્ત્ત સૂત્ર પણ કહે છે.

૧ રાત્રિક પ્રતિક્રમણમાં "રાઈ વઈક્કંતા", પાક્ષિક પ્રતિક્રમણમા "પક્ખો વઈક્કંતો", ચાતુર્માસિક પ્રતિક્રમણમાં "ચઉમાસી વઈક્કંતા" અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં "સંવચ્છરો વઈક્કંતો" શબ્દો બોલવા

૨ "રાઈયં" "પક્ખિયં" "ચઉમ્માસિયં" "સંવચ્છરિયં"–જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

आवस्सियाए[3] पडिक्कमामि;

खमासमणाणं देवसियाए[4] आसायणाए[5] तित्तीसन्नयराए, जं किंचि मिच्छाए, मणदुक्कडाए, वयदुक्कडाए, कायदुक्कडाए, कोहाए माणाए, मायाए लोहाए, सव्वकालियाए, सव्वमिच्छोवयाराए, सव्वधम्माइक्कमणाए, आसायणाए जो मे देवसिओ+ अइयारो कओ, तस्स खमासमणो! पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि.

### ભાવાર્થ

### ગુરુવંદન સૂત્ર

[ ૧. ઇચ્છા નિવેદન સ્થાન ]

હે ક્ષમાશ્રમણ ગુરુદેવ! હું મારી કાયાને પાપ પ્રવૃતિથી દૂર કરી યથાશક્તિ આપને વંદન કરવા ઇચ્છું છું.

[ ૨. અનુજ્ઞાપના સ્થાન ]

તેથી મને પરિમિત અવગ્રહમાં (આપના ચોતરફ શરીર

---

૩ બીજી વાર વંદન કરતાં "આવસ્સિયાએ" શબ્દ બોલવો નહિ. તેના કારણ માટે વિવેચન વાંચો.

૪ "રાઇયાએ" "પક્ખિયાએ" "ચાઉમ્માસિયાએ" "સંવચ્છરિયાએ"–જે પ્રતિક્રમણ હોય તે શબ્દ અત્રે બોલવો.

૫ આસાયણાએ તિત્તીસન્નયરાએ–તેત્રીશ આશાતનાનું વર્ણન પરિશિષ્ટમાં આપ્યું છે, ત્યાં જુઓ.

+ "રાઇઓ" "પક્ખિઓ" "ચાઉમ્માસિઓ" "સંવચ્છરિઓ"–જે પ્રતિક્રમણ હોય તે શબ્દ અત્રે બોલવો.

પ્રમાણ ક્ષેત્રમાં ) પ્રવેશ કરવાની આજ્ઞા આપો.

હું અશુભ ક્રિયાને રોકીને મારા મસ્તક અને હાથ વડે આપના ચરણકમળોનો સ્પર્શ કરું છું. આ ચરણસ્પર્શ કરતાં મારાથી આપને કાંઈ પણ બાધા-પીડા થઈ હોય તેને માટે ક્ષમા કરજો.

[ ૩. શરીરયાત્રા પૃચ્છા સ્થાન ]

હે પૂજ્ય ! શું ગ્લાનિરહિત* આપનો આજનો દિવસ બહુ આનંદથી ( સમાધિભાવે ) વ્યતિત થયો ?

[ ૪. સંયમ-યાત્રા પૃચ્છા સ્થાન ]

( ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત ઉચ્ચાર સાથે પૂછવામાં આવે છે કે— )

આપની તપ અને સંયમ યાત્રા નિરાબાધ છે ?

[ ૫. સંયમ માર્ગમાં યાપનીયતા-મન, વચન, કાયાના યોગના સામર્થ્યનું પૃચ્છા સ્થાન ]

આપનું શરીર સર્વ વાસના રૂપ વિકાર રહિત અને ( પરિષહ આદિ જીતવાને ) શક્તિશાળી છે ?

[ ૬. અપરાધ-ક્ષમાપના સ્થાન ]

હે ક્ષમાશ્રમણ ગુરુદેવ ! મારાથી દિવસ × સંબંધી જે

* મૂળ શબ્દ अप्पकिलंताणं છે, તેનો અર્થ અલ્પ ગ્લાનિ નહિ કરતાં, ગ્લાનિ રહિત કરવામાં આવ્યો છે, તેને માટે વિવેચનમાં સ્પષ્ટીકરણ કરેલ છે તે જુઓ.

× રાત્રી સંબંધી, પક્ષ સંબંધી, ચાતુર્માસ સંબંધી, સંવત્સરી સંબંધી-જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

અપરાધ થયો હોય તેને માટે ક્ષમા ચાહું છુ

ભગવન્ ! આવશ્યક ક્રિયા કરવામાં મારાથી જે વિપરીત આચરણ થયુ હોય તેનું હું પ્રતિક્રમણ કરૂં છુ (–તેનાથી નિવૃત્ત થાઉં છુ )

હે ક્ષમાશ્રમણ ગુરૂદેવ ! મે +દિવસ સબંધી તેત્રીસમાથી કોઈ પણ –આશાતના દ્વારા અતિચારનું સેવન કર્યું હોય, તેમજ કોઈ પણ મિથ્યાભાવથી, દુષ્ટ મનથી, દુર્ભાષણથી, દુષ્ટ કાયિક ચેષ્ટાથી, ક્રોધથી, માનથી, માયાથી, લોભથી, સર્વ કાળ સબંધી, સર્વ પ્રકારના મિથ્યા વ્યવહારયુક્ત, સર્વ પ્રકારના ધર્મનુ અતિક્રમણ કરનારી આશાતના દ્વારા અતિચાર સેવ્યો હોય તો તેનુ પ્રતિક્રમણ કરૂં છુ, મનથી તેને નિંદુ છુ, આપની સમક્ષ વચનથી તેની ગર્હા કરૂં છુ, અને પાપકર્મ કરનાર બહિરાત્મ-ભાવરૂપ અતીત આત્માનો પરિત્યાગ કરૂ છું અર્થાત્ તેવા પાપ વ્યાપારોથી આત્માને હટાવી લઉં છુ

શબ્દાર્થ

इच्छामि = ઇચ્છુ છુ
खमासमणो ! = હે ક્ષમા-શ્રમણ !
वंदिउं = વંદન કરવાને
जावणिज्जाए = યથાશક્તિ
निसीहियाए = શરીરને પાપ ક્રિયાથી નિવૃત્ત કરી
अणुजाणह = આજ્ઞા આપો
मे = મને
मिउग्गहं = પરિમિત અવગ્રહની અર્થાત્ અવગ્રહમા અમુક ( સાડા ત્રણ હાથ પ્રમાણક્ષેત્ર) સીમા સુધી પ્રવેશ કરવાની

+ પાના ૩૦ ઉપરની ફૂટનોટ પ્રમાણે સમજવુ
– ૩૩ આશાતનાનું વર્ણન પરિશિષ્ટમાં આપ્યુ છે

निसीहि = અશુભ ક્રિયાને રોકીને
अहोकायं = ( આપના ) ચરણોને
कायसंफासं = મારી કાયાથી -મસ્તક કે હાથથી- સ્પર્શ (કરું છું)
खमणिज्जो = ક્ષમાને યોગ્ય છે
मे = આપને (મારા સ્પર્શથી)
किलामो = જે બાધા-પીડા થઈ હોય તે
* अप्पकिलंताणं = ઉદ્વેગ, ક્ષોભ ગ્લાન રહિત અવસ્થામાં રહીને ( અપ્રક્લાન્તાનામ્ )
बहुसुभेण = બહુ આનંદથી બહુ મંગળપૂર્વક ( સમાધિભાવે )
भे = હે પૂજ્ય ( આપનો )
दिवसो = દિવસ
वइक्कंतो = વ્યતીત થયો છે?
जत्ता = સંયમ-યાત્રા
भे = આપની
जवणिज्जं = મન તથા ઇંદ્રિયોની પીડાથી રહિત છે ?
च = અને
भे = આપની યાત્રા
खामेमि = ક્ષમા ચાહું છું
देवसियं = દૈવસિક, દિવસ સંબંધી
वइक्कमं = અપરાધ, વ્યતિક્રમ
आवस्सियाए = ચરણ-કરણરૂપ આવશ્યક ક્રિયા કરવામાં થયેલા વિપરીત અનુષ્ઠાનથી
पडिक्कमामि = નિવૃત્ત થાઉં છું
खमासमणाणं = આપ ક્ષમાશ્રમણની
देवसियाए = દૈવસિક
आसायणाए = આશાતના દ્વારા
तित्तीसन्नयराए = તેત્રીસમાંથી કોઈ પણ ( તથા )

* 'अप्प'નો અર્થ 'અલ્પ' નહિ કરતાં 'રહિત' કર્યો છે તેને માટે વિવેચન જુઓ.

जं किंचि = જે કાંઈ પણ
मिच्छाए = મિથ્યાભાવથી કરેલી
मणदुक्कडाए = દુષ્ટ મનથી કરેલી
वयदुक्कडाए = દુષ્ટ વચનથી કરેલી
कायदुक्कडाए = શરીરની દુષ્ટ ચેષ્ટાથી કરેલી
कोहाए = ક્રોધથી કરેલી
माणाए = માનથી કરેલી
मायाए = માયાથી કરેલી
लोहाए = લોભથી કરેલી
सव्वकालियाए = સર્વ કાળ સંબંધી
सव्वमिच्छोवयाराए = સર્વ પ્રકારના મિથ્યા વ્યવહારયુક્ત
सव्वधम्माइक्कमणाए = સર્વ પ્રકારના ધર્મનું અતિક્રમણ કરનારી
आसायणाए = આશાતના દ્વારા
जो = જે કાંઈ
मे = મેં
देवसिओ = દૈવસિક
अइयारो = અતિચાર
कओ = કર્યો હોય
तस्स = તેને
पडिक्कमामि = પ્રતિક્રમું છું
निंदामि = નિંદા કરું છું
गरिहामि = (ગુરૂ સાક્ષીએ) વિશેષ નિંદુ છું
अप्पाणं = (પાપકારી અતીત) આત્માનો
वोसिरामि = પરિત્યાગ કરું છું

## વિવેચન

આવશ્યક ક્રિયામાં ત્રીજા આવશ્યક વંદનનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે. અજ્ઞાનાંધકારમાં ભટકતા શિષ્ય માટે સુગુરુ દીપક સમાન છે. તેથી જૈન સંસ્કૃતિમાં કૃતજ્ઞતા પ્રદર્શિત કરવા માટે પદે-પદે ગુરુદેવને વંદન કરવાની પરંપરા પ્રચલિત છે. તેમને વંદન કરવું તે ભગવાનને વંદન કરવા બરાબર છે

આચાર્ય ઉમાસ્વાતિ વાચક ગુરુદેવ પ્રત્યે વિનય કરવાના ફળ સંબંધી કહે છે કે:—

विनयफलं शुश्रूषा, गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम्;
ज्ञानस्य फलं विरति विरतिफलं चाश्रवनिरोधः।
संवरफलं तपोबलमथ तपसो निर्जराफलं दृष्टम्;
तस्मात् क्रियानिवृत्तिः, क्रियानिवृत्तेरयोगित्वम्।
योगनिरोधाद् भवसंततिक्षयः संततिक्षयान्मोक्षः;
तस्मात्कल्याणानां सर्वेषां भाजनं विनयः॥

—ગુરુદેવ પ્રત્યે વિનયભાવ રાખવાથી સેવાભાવની જાગ્રતિ થાય છે, ગુરુદેવની સેવાથી શાસ્ત્રોના ગૂઢ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, જ્ઞાનનું ફળ પાપાચારની નિવૃત્તિ છે અને પાપાચારની નિવૃત્તિનું ફળ આશ્રવનિરોધ છે.

—આશ્રવનિરોધ (સંવર)નું ફળ તપશ્ચરણ છે, તપશ્ચરણથી કર્મમળની નિર્જરા થાય છે, નિર્જરાથી ક્રિયાની નિવૃત્તિ અને ક્રિયા નિવૃત્તિથી મન, વચન અને કાયયોગ પર વિજય પ્રાપ્ત થાય છે.

—મન, વચન અને શરીર ઉપર વિજય મેળવવાથી જન્મ મરણની દીર્ઘ પરંપરાનો ક્ષય થાય છે, તે પરંપરા ક્ષયથી આત્માને મોક્ષપદ પ્રાપ્ત થાય છે. આ કાર્યકારણભાવની નિશ્ચિત શૃંખલા આપણને સૂચિત કરે છે કે સમગ્ર કલ્યાણનું એક માત્ર મૂળ કારણ "વિનય" છે.

આ સૂત્રમાં 'ક્ષમાશ્રમણ' સંબોધનનો પ્રયોગ ક્ષમા માટે શિષ્યની કે ઉપાસકની અધિકતમ આતુરતા પ્રગટ કરે છે અને ગુરુદેવને ઉચ્ચ ક્ષમામૂર્તિ સંત તરીકે પ્રમાણિત કરે છે.

इच्छामि શબ્દથી એ પ્રતિપાદિત થાય છે કે વિકાસોન્મુખ ધર્મસાધના સ્વતંત્ર ઇચ્છા ચાહે છે, મનની સ્વયં કાર્ય પ્રત્યે અભિરૂચિ ઇચ્છે છે સાધક સ્વય હૃદયથી વંદન કરવાની ભાવના કરે છે. નમસ્કાર નમસ્કરણીયની ઇચ્છાનુસાર હોવા જોઇએ એ જૈન શિષ્ટાચારનું અંતર્હૃદય વ્યક્ત કરે છે. આચાર્ય જિનદાસ કહે છે—" एत्थ वंदितुमित्यावेदनेन अप्पच्छंदता परिहरिता।"

क्षमाश्रमण– શ્રમુ ધાતુ, તપ અને ખેદ અર્થમાં વ્યવહૃત થાય છે. તેથી જે તપશ્ચરણ કરે છે અને સંસારથી સર્વથા ઉદાસીન ભાવ રાખે છે તે શ્રમણ કહેવાય છે. ક્ષમ પ્રધાન શ્રમણ ક્ષમાશ્રમણ કહેવાય છે ક્ષમાશ્રમણમાં ક્ષમાથી માર્દવ આદિ દશવિધ શ્રમણધર્મ સમાવિષ્ટ થાય છે આચાર્ય જિનદાસ કહે છે—" खमागहणे य मद्दवादयो सूइता।

यापनीया–' યા ' પ્રાપણે ધાતુથી ણ્યન્તમાં કર્તરિ અનીયત્ પ્રયય હોવાથી યાપનીયતા શબ્દ બને છે આચાર્ય હરિભદ્ર કહે છે કે—' यापयतीति यापनीया तया ' યાપનીયાનો ભાવાર્થ હરિભદ્રજી ' યથાશક્તિયુક્ત શરીર ' એવો કરે છે આચાર્ય જિનદાસ પણ કાર્યસમર્થ શરીરને યાપનીય કહે છે અને અસમર્થ શરીરને અયાપનીય.—" यावणीया नाम जा केण ति पयोगेण कज्जसमत्था, जा पुण पयोगेण वि न समत्था सा अजावणीया।"

યાપનીય કહેવાનો અભિપ્રાય એ છે કે—" હું મારા પવિત્ર ભાવથી શરીરના સામર્થ્યપૂર્વક વદન કરૂં છુ " સશક્ત શરીર જ વિધિપૂર્વક ધર્મક્રિયાનું આરાધન કરી શકે છે. યાપનીય

શબ્દનો એજ ધ્વનિ છે આચાર્ય જિનદાસ કહે છે—'जावणिज्जाए निसीहियाए त्ति अणेण शवतत्थं विधी य दरिसिता।॥

निसीहियाए—

એનું સંસ્કૃત સ્વરૂપ "નૈષેધિકી" થાય છે. નિષેધનો અર્થ ત્યાગ થાય છે. નૈષેધિકીનો અર્થ જીવહિંસાદિ પાપાચરણોનો નિષેધ અર્થાત્ તેથી નિવૃત્ત થવુ એ પ્રયોજન છે જેનું–તેનું તે શરીર નૈષેધિકીનું યાપનીયા વિશેષણ છે તેનો અર્થ થાય છે–જેનાથી કાળક્ષેપ થાય, સમય વ્યતિત થાય તે શારીરિક શક્તિ યાપનીયા કહેવાય છે. બંને શબ્દોનો અર્થ એવો થાય છે-કે "હું મારી શક્તિ સહિત ત્યાગ પ્રધાન નૈષેધિકી શરીરથી વંદન કરવા ઇચ્છુ છુ"

આચાર્ય જિનદાસે નૈષેધિકીનો અર્થ શરીર, વસતિ (સ્થાન) અને સ્થણ્ડિલ (ભૂમિ) કરેલ છે. મૂળતઃ નૈષેધિકી શબ્દ આલય (સ્થાન) વાચક છે શરીર પણ જીવનું સ્થાન છે તેથી તે નૈષેધિકી કહેવાય છે નિષિદ્ધ આચરણથી નિવૃત્ત શરીરની ક્રિયા પણ નૈષેધિકી કહેવાય છે.

શિષ્ય ગુરુદેવને કહે છે, હે ભગવન્! હું અપવિત્ર નથી કે જેથી આપને વંદન ન કરી શકુ. મેં હિંસા અસત્યાદિ પાપોનો ત્યાગ કર્યો છે અને અહિંસા સત્યાદિનું આચરણ કરેલ છે તેથી વિશ્વાસ રાખો કે હું પવિત્ર છુ અને તેથી આપના પવિત્ર ચરણકમળોનો સ્પર્શ કરવાનો અધિકારી છુ

"निसीहि नाम सरीरग वसही थंडिलं च भण्णति। जतो निसीहिता नाम आलयो वसही थंडिलं च। सरीरं जीवस्स आलयो त्ति। तया पडिसिद्धनिसेवणनियत्तस्स

किरिया निसीहिया ताए।... ..विसक्तया तन्वा, कहं ? विपडिसिद्धनिसेहकिरीयाए य, अप्परोगं मम सरीरं, पडिसिद्धपावकम्मो य होंतओ तुमं वंदितुं इच्छामि त्ति यावत्।"
—आचार्य जिनदासकृत आवश्यक चूर्णि

अवग्रह—

જ્યાં ગુરુ મહારાજ બિરાજમાન હોય ત્યાંની આસપાસની ચારે દિશામાં શરીરપ્રમાણ અર્થાત્ સાડાત્રણ હાથનું ક્ષેત્રાવગ્રહ હોય છે તે ક્ષેત્રાવગ્રહમાં ગુરુની આજ્ઞા વિના પ્રવેશ કરવો નિષિદ્ધ છે. તેથી ગુરુદેવની મર્યાદા માટે તે અવગ્રહ બહાર રહેવું જોઈએ વદન આદિ આવશ્યક કાર્ય માટે ગુરુદેવની સમીપ જવા માટે પ્રથમ તેની આજ્ઞા લેવી જોઈએ આચાર્ય હરિભદ્ર અવગ્રહની વ્યાખ્યા કરતા લખે છે કે—चतुर्दिशमिहाचार्यस्य आत्मप्रमाणं क्षेत्रमवग्रहः। तमनुज्ञां विहाय प्रवेष्टुं न कल्पते।"

પ્રવચન સારોદ્ધારના વદનદ્વારમાં આચાર્ય નેમિચંદ્ર પણ કહે છે—

आय-प्पमाणमित्तो चउदिसिं होइ उग्गहो गुरुणो।
अणणुन्नायस्स सया न कप्पए तत्थ पविसेउं ॥ १२६ ॥

अहोकायं कायसंफासं—

અહોકાયનું સંસ્કૃત રૂપાંતર અધ કાય છે, જેનો અર્થ ચરણ થાય છે—" अघःकायः पादलक्षणस्तमधःकायं प्रति।—
—આચાર્ય હરિભદ્ર.

કાય સંફાસંનું સંસ્કૃત રૂપાંતર कायसंस्पर्श થાય છે. તેનો અર્થ કાયાને સમ્યક્તયા સ્પર્શ કરવો થાય છે. આચાર્ય હરિદાસ કાયનો અર્થ હાથ કરે છે—" अप्पणो कायेण हत्थेहिं

फुसिस्सामि।" આચાર્યશ્રીનો અભિપ્રાય એ છે કે હાથથી ગુરુદેવના ચરણકમળોનો સ્પર્શ કરવામાં આવે છે તેથી અત્રે કાયનો અર્થ હાથ લેવો અભીષ્ટ છે. આચાર્ય હરિભદ્ર કાયનો અર્થ સામાન્યતઃ નિજદેહ કરે છે—"कायेन निजदेहेन संस्पर्शः कायसंस्पर्शस्तं करोमि।"

કોઈ આચાર્ય કાયનો અર્થ અત્રે મસ્તક લેવો અભીષ્ટ સમજે છે. જ્યારે મસ્તક ગુરુદેવના ચરણોમાં અર્પણ કરવામાં આવે છે ત્યારે સમસ્ત શરીર તેમની સેવામાં અર્પણ કરવાનો ભાવ આવે છે, કારણ શરીરમાં મસ્તક જ મુખ્ય છે.

अप्पकिलंताणं—

આચાર્ય હરિભદ્ર અને નેમિએ તેનો અર્થ "अल्पं = स्तोकं क्लान्तं = क्लमो येषां ते अल्प क्लान्ताः' કરીને "અલ્પ પીડાવાળા" કરેલ છે. વર્તમાનકાલીન થોડાક વિદ્વાનો પણ આ પથના અનુયાયી છે. પરંતુ આ અર્થ યોગ્ય લાગતો નથી. અહીંયાં અલ્પ પીડા–થોડાક કષ્ટનો શું ભાવ છે? શું ગુરુદેવને થોડી પીડા હોવી આવશ્યક છે? નહિ, આ અર્થ ઉચિત દેખાતો નથી. અલ્પ શબ્દ સ્તોક વાચક જ નહિ, કિંતુ અભાવવાચક પણ છે. ×

ઉત્તરાધ્યયન સૂત્રના પ્રથમ વિનયાધ્યયનમાં એક ગાથા આવે છે—"अप्पपाणेऽप्पबीयम्मि—३५" શું થોડા પ્રાણી અને થોડા બીજવાળા સ્થાનમાં ભોજન કરવું એવો અર્થ અત્રે કરવામાં આવશે? તો તો અર્થનો અનર્થ જ થઈ જશે. તથી અહીંયાં અલ્પનો અભાવ અર્થ માની એ અર્થ કરવો યોગ્ય છે

× अल्प इति अभावे स्तोके च–आवश्यक चूर्णि.

કે "સાધુને પ્રાણી અને બીજથી રહિત સ્થાનમાં ભોજન કરવું જોઈએ." ત્યારેજ વાસ્તવિક અર્થ-સંગતિ થઈ શકે છે, અન્યથા નહિ. આ પાઠમાં પણ अप्पकिलंताणं નો ગ્લાનિ રહિત-બાધા રહિત અર્થજ સંગત પ્રતીત થાય છે, તેથી એ અર્થ લેવાનું યોગ્ય ધાર્યું છે.

बहुसुभेण—

સંસ્કૃત સ્વરૂપ बहुशुभेन થાય છે. આખાય વાક્યનો અર્થ થાય છે—હે પૂજ્ય! આપનો આજનો દિવસ વિઘ્ન રહિત પ્રભૂત સુખમાં અર્થાત્ અત્યંત આનંદથી વ્યતિત થયો? આ પ્રથમ પ્રશ્ન શરીર કુશળતા સંબંધી છે.

જૈન ધર્મ સંબંધી વ્યર્થ ખોટી ભ્રાન્તિ છે કે તે કઠોર સંયમ ધર્મ છે તેથી તેમાં સાધક શરીરની ઉપેક્ષા કરી શીઘ્ર મૃત્યુનું આહ્વાન કરે છે જૈન ધર્મ ઉગ્ર સંયમનો આગ્રહી છે તે બરાબર છે, કિંતુ તેથી સંયમના આગ્રહમાં શરીર પ્રત્યે વ્યર્થ ઉપેક્ષા રાખવી જોઈએ એ કહેવું યોગ્ય નથી. અત્રે પહેલાં શરીરની અને ત્યાર બાદ સંયમની પૃચ્છા કરવામાં આવી છે.

यावनीय—

યાપનીયનો અર્થ થાય છે-મન અને ઇંદ્રિય આદિ ઉપર અધિકાર રાખવો અર્થાત્ તેને આપણા વશમાં-નિયંત્રણમાં રાખવા. મન અને ઇંદ્રિયોનું અનુપશાંત રહેવું, અનિયંત્રિત રહેવું તે અકુશળતા છે, અયાપનીયતા છે. અને તેનું ઉપશાંત થઈ જવું, નિયંત્રિત થઈ જવું તે કુશળતા છે, યાપનીયતા છે.

થોડાક હિંદી ટીકાકારો, જેમાં પં. સુખલાલજી પણ છે, તેમણે "जवणिज्जं च भे?"ની વ્યાખ્યા કરતાં લખ્યું છે કે

'આપનું શરીર મન અને ઇન્દ્રિયોની પીડાથી રહિત છે? આચાર્ય હરિભદ્રે પણ આ સંબધમાં કહ્યું છે કે—" यापनीयं चेन्द्रियनोइन्द्रियोपशमादिना प्रकारेण भवता? शरीरमिति गम्यते।' અહીંયા ઇંદ્રિયનો અર્થ ઇંદ્રિ અને નોઇંદ્રિયનો અર્થ મન સમજવામાં આવ્યો છે અને ઉપરોક્ત અર્થની કલ્પના કરવામા આવી છે.

પરંતુ ભગવતી સૂત્રમાં યાપનીયનું નિરૂપણ કરતા કહ્યું છે કે યાપનીય બે પ્રકારે છે, ઇંદ્રિય યાપનીય અને નોઇંદ્રિ યાપનીય પાંચેય ઇંદ્રિયોનું નિરૂપદ્રવરૂપે આપણા વશમાં રહેવું તે ઇંદ્રિય-યાપનીયતા છે અને ક્રોધાદિ કષાયો ઉચ્છિન્ન થવા, ઉદય ન હોવો એટલે કે ઉપશાંત થઈ જવાં તે નોઇંદ્રિય યાપનીયતા છે

—जवणिज्जे दुविहे पण्णत्ते, तंजहा-इंदियजवणिज्जे य नोइन्दियजवणिज्जे य।

से किं तं इंदियजवणिज्जे? जं मे सोइंदिय-चक्खिंदिय-घाणिंदिय-जिब्भिंदिय-फासिंदियाइं निरुवहयाइं वसे वट्टंति से तं इंदियजवणिज्जे।

से किं तं नोइंदियजवणिज्जे? जं मे कोहमाण-मायालोभा वोच्छिन्ना नो उदीरेंति से तं नो इंदिय जवणिज्जे।

—ભગવતી સૂત્ર ૧૮-૧૦

આચાર્ય અભયદેવ ભગવતી સૂત્રના ઉપર્યુક્ત પાઠનું વિવરણ કરતાં લખે છે કે—" यापनीयं = मोक्षाध्वनि गच्छतां प्रयोजक इन्द्रियादिवश्यतारूपो धर्मः।.. इन्द्रियविषयं यापनीयं = वश्यत्वमिन्द्रिय-यापनीयं, एवं नो इन्द्रियपापनीयं, नवरं नो शब्दस्य मिश्रवचनत्वादिन्द्रियैर्मिश्रा· सहार्थत्वाद् वा इन्द्रियाणां सहचरिता नोइन्द्रिया = कषाया.।"

ભગવતી સૂત્રમાં નોઇંદ્રિયને મન નહિ, કિંતુ કષાય અર્થ ગ્રહણ કરેલ છે. કષાય ઇંદ્રિય સહચરિત હોય છે, તેથી તે નોઇંદ્રિય કહેવાય છે. કષાયની ઉત્પત્તિ નોઇંદ્રિય અર્થાત્ મનથી છે અને મન એ ઇંદ્રિયોનું વાહક છે. આમ મન અને ઇંદ્રિયોનો પરસ્પર સંબંધ છે.

આચાર્ય જિનદાસ પણ ભગવતી સૂત્રને જ અનુસરે છે કે—
" इन्दियजवणिज्जं निरुवहताणि वसे य मे वट्टंति इंदियाणि, नो खलु कज्जस्स वाधाए वट्टंतीत्यर्थः। एवं नोइन्दिय-जवणिज्जं, कोधादीए चि णो मे वाहेंति।–आवश्यक चूर्णि

ઉપરોક્ત વિચારાનુસાર યાપનીય પ્રશ્નનો ભાવાર્થ એ છે કે હે પૂજ્ય ! આપની ઇંદ્રિય-વિજયની સાધના બરાબર ચાલે છે ? ઇંદ્રિયો આપની ધર્મ સાધનામાં બાધક તો નથી ? અનુકૂળ રહે છે ને ? અને નોઇંદ્રિય ( મન )નો વિજય પણ બરાબર ચાલે છે ? ક્રોધાદિ કષાયો શાંત છે ? આપની ધર્મયાત્રામાં કદી બાધા તો પહોંચાડતા નથી ને ?

आवस्सियाए—

અવશ્ય કરવા યોગ્ય ક્રિયા " આવશ્યક " કહેવાય છે. આવશ્યક ક્રિયા કરતી વખતે પ્રમાદવશ રત્નત્રયની જે વિરાધના થઈ હોય તેનું પ્રતિક્રમણ કરવું તે " आवस्सियाए " નો અભિપ્રાય છે.

આવશ્યક કાર્ય કરવા માટે ગુરુદેવના અવગ્રહથી બહાર નીકળવાની તેમને સૂચના આપવા માટે " આવસ્સિય " શબ્દ બોલવામાં આવે છે. અત્રે પણ સાધક " આવશ્યક " ક્રિયા કરવા માટે ગુરુદેવના અવગ્રહથી બહાર નીકળવા ઇચ્છે છે તેથી

"આવસ્સિયાએ" બોલે છે. આ પ્રમાણે સાધક ગુરુદેવને સૂચના આપી અવગ્રહની બહાર નીકળેલ છે. બીજા ખમાસમણમાં "आवस्सियाए" બોલવાની આવશ્યકતા રહેતી નથી અને અવગ્રહની બહાર નીકળવાનું પણ હોતું નથી.

सव्वकालियाए—

આશાતના માટે આ વિશેષણ અતિ મહત્ત્વપૂર્ણ છે. આ જીવનમાં જ નહિ, કિંતુ પૂર્વ જીવન, તેનાથી પણ પૂર્વ એમ અનંતાનંત અતીત જન્મોમા આશાતના થઈ હોય, અવહેલનાના ભાવ રહ્યા હોય તો તે સર્વે માટે ગુરુ પાસે સાધક ક્ષમા માગે છે, પ્રતિક્રમણ કરે છે. તદુપરાંત ગુરુદેવ માટે કે તેમની આજ્ઞા માટે ભવિષ્યમા કોઈ પ્રકારની અવહેલનાનો ભાવ રાખવો, સંકલ્પ કરવો તે અનાગત આશાતના છે, તેની પણ ક્ષમાપના કરે છે. આ પ્રમાણે ભૂતકાળની ભૂલોનો પશ્ચાતાપ કરવાનો અને ભવિષ્યમાં ભૂલો ન થવા માટે કૃતસંકલ્પ રહેવાનો સાધક જીવન માટે અમર સંદેશ "સવ્વકાલિયાએ" પદ દ્વારા અભિવ્યંજિત થાય છે.

×द्वादशावर्त्त—

આ પાઠમા આવર્ત ક્રિયા વિશેષ મહત્ત્વની છે. તેમાં આવર્ત રૂપે સ્વર અને ચરણ સ્પર્શ માટે થતી હસ્ત-સંચાલન ક્રિયા સંબંધી ધ્યાન આપવામાં આવ્યું છે. સ્વર દ્વારા વાણીમાં વિશેષ પ્રકારના ઓજ અને માધુર્ય ઉત્પન્ન થાય છે, જે અંતઃકરણ

× सूत्राभिधानगर्भाः कायव्यापारविशेषाः-आचार्य हरिभद्र, आवश्यक वृत्ति

सूत्रगर्भा गुरुचरणकमलन्यस्तहस्तशिरः स्थापनरूपाः।
—प्रवचनसारोद्धार वृत्ति, वन्दनक द्वार

ઉપર પ્રભાવ પાડે છે. આવર્ત-ક્રિયા ગુરુ-શિષ્યને કર્તવ્ય બંધનથી બાંધે છે. આવર્ત કરતી વખતે શિષ્ય કે શ્રમણોપાસક ગુરુદેવના ચરણકમળોનો સ્પર્શ કરી બંને અંજલિબદ્ધ હાથ પોતાના મસ્તકે લગાડે છે. તેનું હાર્દ એ છે કે તે ગુરુદેવની આજ્ઞાને સદૈવ મસ્તક પર ચડાવવા માટે કૃતનિશ્ચયી છે.

પહેલાં ત્રણ આવર્ત—"અહો"—"કાયં"—"કાય" આ પ્રમાણે બબ્બે અક્ષરોથી પૂર્ણ થાય છે. કમળમુદ્રાથી અંજલિબદ્ધ ઉભય હાથોથી ગુરુ ચરણોનો સ્પર્શ કરી મંદ સ્વરે "અ" અક્ષર કહેવો, તત્પશ્ચાત્ અંજલિબદ્ધ હાથોને લલાટના મધ્યભાગે અડકાડતા ઉચ્ચ સ્વરથી "હો" અક્ષર કહેવો તે પહેલું આવર્ત છે. તે પ્રમાણે "કા..યં" અને "કા...ય"ના શેષ બે આવર્તન કરવામાં આવે છે.

બીજા ત્રણ આવર્ત—"જત્તાભે"—"જવણિ"—"જ્જં ચ ભે" —આ પ્રમાણે ત્રણ ત્રણ અક્ષરોના હોય છે. કમળમુદ્રાથી અંજલિબદ્ધ બંને હાથથી ગુરુચરણોનો સ્પર્શ કરી મંદ (અનુદાત્ત) સ્વરથી "જ" અક્ષર કહેવો, પુનઃ વક્ષસ્થળ પાસે અંજલિ લાવી મધ્યમ (સ્વરિત) સ્વરથી "ત્તા" અક્ષર કહેવો, પુનઃ પોતાના લલાટને અડકાડી ઉચ્ચ (ઉદાત્ત) સ્વરથી "ભે" અક્ષર કહેવો તે પ્રથમ આવર્ત છે. આ પદ્ધતિથી "જ...વ...ણિ" અને "જ્જં...ચ...ભે" એ શેષ બે આવર્ત પણ કરવામાં આવે છે.

આ પ્રમાણે પ્રથમ ત્રણ આવર્ત અને બીજા ત્રણ આવર્ત મળી પ્રથમ વંદના (ખમાસમણ)ના ૭ આવર્ત થયાં. તે પ્રમાણે બીજી વંદના (ખમાસમણ)ના ૭ આવર્ત થાય છે. તેથી કુલ બાર આવર્ત થયા.

वन्दन विधि—

આચાર્ય તિલકે વંદન વિધિ માટે ગુરુદેવના આત્મપ્રમાણ ક્ષેત્રરૂપ અવગ્રહની બહાર બે સ્થાનની કલ્પના કરી છે. એક "ઇચ્છા નિવેદન સ્થાન" અને બીજું "અવગ્રહ પ્રવેશાજ્ઞા યાચના સ્થાન." પ્રથમ સ્થાનમાં વંદન કરવાની ઇચ્છાનું નિવેદન કરવામાં આવે છે, તદનંતર અવગ્રહ પાસે જરા આગળ જઈ અવગ્રહમાં પ્રવેશ કરવાની આજ્ઞા માગવામાં આવે છે.

વંદન કરનાર અવગ્રહની બહાર પ્રથમ ઇચ્છાનિવેદન સ્થાનમાં યથાજાત મુદ્રાથી (જન્મ સમયે બાળકની વા દીક્ષા લેતી વખતે શિષ્યની જેવી મુદ્રા હોય છે તેની અર્થાત્ કપાળ ઉપર બે હાથ રાખી નમ્ર મુદ્રા રાખવી તે) બંને હાથોમાં રજોહરણ લઈ અર્ધ શરીર નમાવી વંદન કરે છે અને "ઇચ્છામિ ખમાસમણો"થી શરૂ કરી "નિસીહિયાએ" સુધી પાઠ બોલી વંદન કરવાની ઇચ્છા વ્યક્ત કરે છે.

તે પછી જો ગુરુદેવ અસ્વસ્થ કે કોઈ વિશેષ કાર્યમાં વ્યાક્ષિપ્ત હોય તો "તિવિહેણ"×—"ત્રિવિધેન" એવો શબ્દ વંદન કરનાર બોલે છે, જેનો અર્થ થાય છે—'હું અવગ્રહની બહાર રહીને જ સંક્ષિપ્ત વંદન કરવા ઇચ્છું છું.' તેથી અવગ્રહની બહાર રહી તિક્ખુત્તોનો પાઠ બોલી સંક્ષિપ્ત વંદન કરવું જોઈએ.

× "ત્રિવિધેન"નો અભિપ્રાય એ છે કે તે સમયે અવગ્રહમાં પ્રવેશ કરી દ્વાદશાવર્ત્ત વંદન કરવાના નથી. તેથી ત્રણ વાર તિક્ખુત્તોના પાઠ દ્વારા અવગ્રહની બહાર રહીને જ સંક્ષિપ્ત વંદન કરી લેવું જોઈએ. "ત્રિવિધેન" શબ્દ મન, વચન અને કાયાના યોગની એકાગ્રતા ઉપર પણ પ્રકાશ પાડે છે. ત્રણ વાર વંદન અર્થાત્ મન, વચન અને કાયાના યોગથી વંદન.

જો ગુરુદેવ સ્વસ્થ અને અવ્યાક્ષિપ્ત હોય તો "છંદેણ"—"છન્દસા" એવો શબ્દ કહે છે, અર્થાત્ ઇચ્છાનુસાર વંદન કરવાની સમતિ પ્રદાન કરે છે

ઉપર્યુક્ત પદ્ધતિથી ગુરુદેવ તરફથી વદન કરવાની આજ્ઞા પ્રાપ્ત થતા વંદન કરનાર આગળ વધી, અવગ્રહ ક્ષેત્રની બહાર કિંતુ નજદિક જ "અવગ્રહ પ્રવેશાજ્ઞા યાચના" નામક બીજા સ્થાનમા પુનઃ અર્ધાવનત થઈ નમન કરે છે અને "અણુજાણહ મે મિઉગ્ગહં" શબ્દો દ્વારા અવગ્રહમાં પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે તે પ્રથમ અવનત આવશ્યક છે ત્યારે ગુરુદેવ "અણુજાણામિ" પદ દ્વારા આજ્ઞા પ્રદાન કરે છે

આજ્ઞા મળ્યા પછી યથાજાત મુદ્રાથી "નિસીહિ" શબ્દ બોલતી અવગ્રહમા પ્રવેશ કરવો જોઈએ ત્યાર બાદ રજોહરણથી ભૂમિનું પ્રમાર્જન કરી ગુરુદેવની પાસે ગૌદૂહન (ઉકડૂ) અર્થાત્ ઉભડક આસને બેસી પ્રથમના ત્રણ આવર્ત "અહો, કાય, કાય" પૂર્વોક્ત વિધિથી કરી "સફાસ" કહેતાં ગુરુચરણોને શિર અડાડવું જોઈએ

તદનંતર 'ખમણિજ્જો ભે કિલામો" પદ દ્વારા ચરણ સ્પર્શ કરતી વખતે ગુરુદેવને જે બાધા પહોચી હોય તેની ક્ષમા માગવી જોઈએ તત્પશ્ચાત્ "અપ્પ કિલંતાણ બહુ સુભેણ ભે દિવસો વઈક્કંતો" કહીને દિવસ સબંધી કુશળ-ક્ષેમ પૂછવુ જોઈએ. ત્યાર બાદ ગુરુદેવ પણ "તથા" કહીને પોતાના કુશળક્ષેમની સૂચના આપે છે

ત્યાર પછી વદન કરનાર "જ ત્તા. ભે" "જ. વ... ણિ" "જ ચ ભે" આ ત્રણે આવર્તોની ક્રિયા કરી ગુરુની

સંયમયાત્રા, ઇંદ્રિય તથા મન સંબંધી શાંતિ પૂછે છે. ઉત્તરમાં ગુરુદેવ "તુબ્ભં પિ વટ્ટઇ" કહે છે.

ત્યાર બાદ ગુરુ ચરણોનો સ્પર્શ કરી વંદન કરનાર "ખામેમિ ખમાસમણો દેવસિયં વઇક્કમં" કહી અપરાધોની ક્ષમા માગે છે. ગુરુ પણ "अहमपि क्षमयामि" કહી પોતાની કોઈ ભૂલ થઈ હોય તો ક્ષમા માગે છે.

તત્પશ્ચાત્ "આવસ્સિયાએ" કહીને અવગ્રહની બહાર નીકળવું જોઈએ.

અવગ્રહની બહાર નીકળી "પડિક્કમામિ"થી શરૂ કરી "અપ્પાણં વોસિરામિ" સુધી સંપૂર્ણ પાઠ બોલી પ્રથમ ખમાસમણ પૂર્ણ કરવું જોઈએ.

આ પ્રમાણે બીજું ખમાસમણ બોલવું. તેમાં "આવસ્સિયાએ" શબ્દ બોલવો નહિ.

वन्दनना २५ आवश्यक—

શ્રી સમવાયાંગ સૂત્રના ૧૨ મા સમવાયમાં વંદન-સ્વરૂપનો નિર્ણય આપતા ભગવાન મહાવીર વંદનના ૨૫ આવશ્યક બતાવે છે, તે મૂળ ગાથા આ પ્રમાણે છે—

दुओ णयं जहाजायं, किइ-कम्मं बारसावत्तं ।
चउसिरं तिगुत्तं च, दुपवेसं एग-निक्खमणं ॥

—બે અવનત, એક યથાજાત, બાર આવર્ત, ચાર શિર, ત્રણ ગુપ્તિ, બે પ્રવેશ અને એક નિષ્ક્રમણ એ પ્રમાણે કુલ પચીશ આવશ્યક છે. તેનું સ્પષ્ટીકરણ નિમ્નોક્ત છે—

## બે અવનત, એક યથાજાત

વંદન વિધિમાં પ્રથમ "અવનત" આવશ્યક બતાવેલ છે. તે જ પ્રમાણે બીજીવાર વંદન કરવામાં આવે તે બીજું "અવનત" આવશ્યક છે. યથાજાત મુદ્રાથી વંદન કરવું તે ત્રીજું "યથાજાત" આવશ્યક છે. યથાજાત મુદ્રા સંબંધી વંદનવિધિમાં વિવેચન આપ્યું છે. વિશેષમાં યથાજાતનો ભાવ એ છે કે યથ જન્મ અર્થાત્ જે મુદ્રાથી બાળકનો જન્મ થાય છે તે જન્મકાલીન મુદ્રાસમાન મુદ્રા.

બાળક માતાના ગર્ભમાં જન્મ લે છે ત્યારે નગ્ન હોય છે, તેના બંને હાથ લલાટે લાગેલા હોય છે, સંસારનો કોઈ પણ બાહ્ય વાસનામય પ્રભાવ તેના પર પડતો નથી. તે સરળતા, મૃદુતા, નમ્રતા અને સહૃદયતાનું જીવિત પ્રતીક હોય છે વંદન કરનાર સાધકમાં પણ એ મુદ્રા અને સરળતાદિ હોવા જોઈએ. તે બાળકની માફક નગ્ન તો હોતા નથી, પરંતુ રજોહરણ, મુખવસ્ત્રિકા અને ચોલપટ્ટા સિવાય કોઈ વસ્તુ પાસે રાખતા નથી.

યથાજાતનો અર્થ "શ્રમણ વૃત્તિ ધારણ કરવા સમયની મુદ્રા" પણ થાય છે. શ્રમણ થવું એટલે સંસાર-ગર્ભમાંથી બહાર નીકળી એક વિશુદ્ધ આધ્યાત્મિક જન્મ ગ્રહણ કરવો એ છે. જ્યારે સાધક શ્રમણ બને છે ત્યારે રજોહરણ, મુખવસ્ત્રિકા અને ચોલપટ્ટા સિવાય કાંઈ રાખતો નથી અને બંને હાથ કપાળે લગાવી વંદન કરવાની મુદ્રાથી ગુરુ સમક્ષ ઉપસ્થિત થાય છે, માટે મુનિ-દીક્ષા ગ્રહણ કરવાના કાળની મુદ્રાને પણ યથાજાત મુદ્રા કહે છે.

## બે પ્રવેશ

અવગ્રહમાં પ્રવેશ કરવાની ગુરુદેવની આજ્ઞા મળી જતાં "નિસીહિ" શબ્દ બોલીને અને રજોહરણથી આગળની ભૂમિને

પ્રમાર્જન કરતાં વંદન કરનાર જ્યારે અવગ્રહમાં પ્રવેશ કરે છે ત્યારે પ્રથમ પ્રવેશ આવશ્યક થાય છે

તે પ્રમાણે એક વાર અવગ્રહની બહાર આવી બીજું ખમાસમણુ બોલતી વખતે જ્યારે પુનઃ બીજી વાર અવગ્રહમાં પ્રવેશ કરવામાં આવે છે ત્યારે બીજો પ્રવેશ આવશ્યક થાય છે

### બાર આવર્ત

જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યુ છે.

### એક નિષ્ક્રમણ

બાર આવર્ત પછી પહેલાં બે હાથથી અને બારમા મસ્તકથી ગુરુચરણોનો સ્પર્શ કરવો અને " **खामेमि खमासमणो देवसियं वइक्कमं** " નો પાઠ કહેવો તદનંતર ઉભા થઈ રજોહરણથી પાછળની ભૂમિ પ્રમાર્જન કરતાં, ગુરુદેવના મુખકમળ ઉપર દૃષ્ટિ રાખી મુખથી " आवस्सियाए " કહેતાં ઉલટા પગે પાછા વળી અવગ્રહની બહાર નીકળવું તે નિષ્ક્રમણ આવશ્યક છે

અવગ્રહની બહાર ગુરુદેવની સામે મુખ રાખી પગેથી જિન મુદ્રા અને હાથોથી યોગ-મુદ્રાનો અભિનય કરી ઉભા રહેવું. તત્પશ્ચાત " પડિક્કમામિ "થી શરૂ કરી સંપૂર્ણ ખમાસમણુ પાઠ બોલવો.

### ત્રણ ગુપ્તિ

જ્યારે વંદન કરનાર વંદન કરવા માટે અવગ્રહમાં પ્રવેશ કરે છે ત્યારે " निसीहि " કહે છે તેનો ભાવ એ છે કે હવે હું મન, વચન અને કાયાથી અન્ય સર્વે પ્રવૃત્તિઓનો નિષેધ કરું છુ અને ત્રણે યોગોને એક માત્ર વંદન-ક્રિયામાં જ નિયુક્ત કરું છુ

આ એકાગ્રભાવની સૂચના છે, જે ત્રણ ગુપ્તિના આવશ્યકનું નિર્દેશન છે.

મનમાંથી અન્ય સર્વે સંકલ્પોને કાઢી નાખી, તેમાં એક માત્ર વંદનનો મધુર ભાવ રહે તે મનોગુપ્તિ આવશ્યક છે. એકાગ્ર ચિત્ત વિનાના વંદનથી કર્મનિર્જરા થતી નથી.

વંદન કરતી વખતે મુખથી બીજું કાંઈ બોલવું નહિ. વચનનો વ્યાપાર એક માત્ર વંદન-ક્રિયાના પાઠમાં જ હોવો જોઈએ અને ઉચ્ચારણ અસ્ખલિત, સ્પષ્ટ અને સસ્વર હોવુ જોઈએ. તે વચનગુપ્તિ આવશ્યક છે

શરીરનું વ્યર્થ હલનચલન બંધ કરી શરીરના વ્યાપારને વંદન કાર્યમાં જ લગાવવો તે કાયગુપ્તિ આવશ્યક છે. વંદન કરતી વખતે શરીરથી વંદનાતિરિક્ત કોઈપણ ક્રિયા કરવી નિષિદ્ધ છે.

ચાર શિર

અવગ્રહમાં પ્રવેશ કરી ક્ષામણ કરતી વખતે શિષ્ય અને ગુરુના બે શિર પરસ્પર સન્મુખ હોય છે, તે પ્રથમ ખમાસમણના બે શિર સંબંધી આવશ્યક છે. તે પ્રમાણે બીજા ખમાસમણમાં બે શિર સંબંધી આવશ્યક સમજવો આ સંબંધે આચાર્ય હરિભદ્ર આવશ્યક નિર્યુક્તિ ૧૨૦૨મી ગાથાની વ્યાખ્યામાં સ્પષ્ટ લખે છે કે, "प्रथम प्रविष्टस्य क्षामणाकाले शिष्याचार्यशिरोद्वयं, पुनरपि निष्क्रम्य प्रविष्टस्य द्वयमेवेति भावना।" આચાર્ય અભયદેવ પણ સમવાયાંગ સૂત્રની વૃત્તિમાં એવો જ ઉલ્લેખ કરે છે.

પ્રવચન સારોદ્ધારની ટીકામાં શ્રી સિદ્ધસેનજી શિરના શિરોનમનમાં લક્ષણા માને છે અને કહે છે કે જ્યારે ક્ષામણા

કાળમાં "खामेमि खमासमणो देवसियं वइक्कमं" કહીને શિષ્ય પોતાનું મસ્તક ગુરુ ચરણોમાં ઝૂકાવે છે ત્યારે ગુરુદેવ પણ "अहमपि खामेमि तुमे ' કહી શિરોવનમન કરે છે.

શ્રી સિદ્ધસેનજી એક બીજી માન્યતા ઉદ્ધૃત કરે છે કે જે કેવળ વંદન કરનાર શિષ્યના જ ચાર શિરોવનમનની છે એક શિરોવનમન " संफासं " કહેતાં, બીજું ક્ષામણ કાળમાં " खामेमि खमासमणो " કહેતા—अन्यत्र पुनरेवं दृश्यते-सफासनमणे एगं, खामणानमणे सीसस्स बीयं। एवं चोयपवेसे चि दोन्नि।"

આ પ્રમાણે વંદનના ૨૫ આવશ્યક દર્શાવ્યા છે આ વંદન સૂત્ર દ્વારા આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર અને રત્નાધિક એ પાંચ પદસ્થ ગુરુમહારાજને વંદન કરવામાં આવે છે. પ્રતિક્રમણ કરતાં, વાચના લેતાં, કાયોત્સર્ગ કરતા, અપરાધ ખમાવતા, પ્રાહુણા સાધુ પધારે ત્યારે, આલોચના લેતા, પ્રત્યાખ્યાન કરતા અને અંત સમયે અનશન કરતાં આ વિધિથી અવશ્ય વંદન કરવું જોઇએ.

ઉક્ત વિધિપૂર્વક બત્રીશ દોષ પરિશુધ્ધ વંદન કરનારને ગુરુ આદિનો વિનય, માનરહિતપણું, ગુરુજનની સેવા, તીર્થંકર પ્રભુની આજ્ઞાનું પાલન, શ્રુતધર્મની આરાધના અને અક્રિયા-સિદ્ધ આ છ ગુણોની પ્રાપ્તિ થાય છે.

છ સ્થાનક—

આ ખમાસમણ સૂત્રમા છ સ્થાનક માનવામાં આવ્યા છે. ' इच्छामि[1] खमासमणो ![2] वंदिउं[3] जावणिज्जाए[4] निसी-हियाए[5] " દ્વારા વંદન કરવાની ઇચ્છા નિવેદન કરવામાં આવે

છે, તેથી આ શિષ્ય તરફથી પાંચ પદ રૂપ પ્રથમ "પ્રચ્છા નિવેદન" સ્થાનક છે.

પ્રચ્છા નિવેદનના ઉત્તરમાં ગુરુદેવ પણ 'त्रिविधेन" અથવા "छंदसा" કહે છે, તે ગુરુદેવ તરફથી ઉત્તરરૂપ પ્રથમ સ્થાનક છે.

તદનંતર શિષ્ય अणुजाणह[1] मे[2] मिउग्गहं[3] કહી અવગ્રહમાં પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે, તે શિષ્ય તરફથી ત્રિપદાત્મક આજ્ઞા યાચનારૂપ બીજું સ્થાનક છે

તેના ઉત્તરમાં ગુરદેવ પણ "अणुजाणामि" કહી આજ્ઞા આપે છે તે ગુરુદેવ તરફથી આજ્ઞા પ્રદાનરૂપ બીજુ સ્થાનક છે.

निसीहि[1] अहो[2] कायं[3] कायसंफासं[4]। खमणिज्जो[5] मे[6] किलामो[7]। अप्पकिलंताणं[8] बहुसुभेण[9] मे[10] दिवसो[11] वइक्कंतो[12] ?"—આ શિષ્ય તરફથી દ્વાદશપદ રૂપ શરીર પૃચ્છા નામક ત્રીજુ સ્થાનક છે

. તેના ઉત્તરમાં ગુરુદેવ "तथा" કહે છે तथाનો અર્થ છે—જેવુ તમે કહો છો એવું જ છે, અર્થાત્ હું કુશળ છુ આ ગુરુદેવ તરફથી ત્રીજુ સ્થાનક છે

તદનંતર "जत्ता[1]" "भे[2]" કહેવામાં આવે છે. આ શિષ્ય તરફથી દ્વિપદાત્મક સયમ યાત્રા પૃચ્છા નામક ચોથુ સ્થાનક છે. ઉત્તરમાં ગુરુદેવ પણ 'तुब्भं पि वट्टइ–युष्माकमपि वर्तते ?" કહે છે. તેનો અર્થ છે "તમારી સયમ યાત્રા પણ નિર્બાધ ચાલે છે ?" આ ગુરુદેવ તરફથી સયમ યાત્રા પૃચ્છા નામક ચોથું સ્થાનક છે.

તત્પશ્ચાત્ जवणिज्जं[1] च[2] मे[3] કહેવાય છે. આ શિષ્ય તરફથી ત્રિપદાત્મક યાપનીય પૃચ્છા નામક પાચમુ સ્થાનક છે.

ઉત્તરમાં ગુરુદેવ પણ एवं કહે છે. તેનો અર્થ થાય છે, ઇંદ્રિય-વિજયરૂપ યાપના બરાબર ચાલે છે આ ગુરુદેવ તરફથી પાંચમુ સ્થાનક છે.

ત્યાર બાદ खामेमि[1] खमासमणो[2] देवसियं[3] वइक्कमं[4] કહેવાય છે. આ શિષ્ય તરફથી પદચતુષ્ટયાત્મક અપરાધ ક્ષામણા રૂપ છઠ્ઠુ સ્થાનક છે

ઉત્તરમાં ગુરુદેવ પણ क्षमयामि કહે છે, તેનો અર્થ છે—મારી ભૂલની હું પણ ક્ષમા ચાહું છુ આ ગુરદેવ તરફથી અપરાધ-ક્ષામણા રૂપ છઠુ સ્થાનક છે

[ ઇતિ ત્રીજો આવશ્યક સમાપ્ત ]



# પ્રતિક્રમણ

## ચોથા આવશ્યક

શ્રી ગૌતમ સ્વામી વંદન કરી ભગવાન્ મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કે:—

पडिक्कमणे णं भन्ते ! जीवे किं जणयइ ?

હે પૂજ્ય ! પ્રતિક્રમણથી જીવ શું મેળવે છે ? ભગવાન્ મહાવીર ઉત્તર આપે છે કે:—

पडिक्कमणेणं वयछिद्दाइं पिहइ,
पिहियवयछिद्दे पुणजीवे निरुद्धासवे
असबलचरित्ते अट्ठसु पवयणमायासु
उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ ॥

હે ગૌતમ ! પ્રતિક્રમણથી (આદરેલાં) વ્રતનાં છિદ્રો રૂંધાય છે જેણે વ્રતના છિદ્રો ઢાંકયા છે તેવો જીવ આશ્રવને રૂંધનાર થાય છે અને આશ્રવ રૂંધવાથી વિશુદ્ધ ચારિત્ર મેળવે છે, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચન માતામાં સાવધ તથા સંયમના યોગથી અભિન્ન ન થતાં જીવનપર્યંત સંયમમાં સમાધિપૂર્વક વિચરે છે.

—શ્રીઉત્તરાધ્યયન સૂત્ર

# જ્ઞાન

શ્રી ગૌતમ સ્વામી વંદન કરી ભગવાન્ મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કેઃ—

नाणसंपन्नयाए णं भन्ते जीवे किं जणयइ?

હે પૂજ્ય! જ્ઞાન સંપન્નતાથી જીવ શું પામે છે? ભગવાન મહાવીર ઉત્તર આપે છે કેઃ—

नाणसंपन्नयाए णं सव्वभावाहिगमं जणयइ,
नाणसंपन्ने अ णं जीवे चाउरंते संसारकंतारे न विणस्सइ
जहा सूई ससुत्त पडिआ वि न विणस्सइ,
तहा जीवे ससुत्ते ससारे न विणस्सइ;
नाणविणयतवचरित्तजोगे संपाउणइ,
ससमयपरसमयसंघायणिज्जे भवइ ॥

જ્ઞાનસંપન્ન જીવ સર્વ પદાર્થોના યથાર્થ ભાવને જાણી શકે છે, અને તે ચતુર્ગતિરૂપ સંસાર અટવિમા ભટકતો નથી. જેમ દોરા સહિત સોય ખોવાતી નથી તેમ આગમજ્ઞાન યુક્ત જીવ સંસારમાં ભટકતો નથી, અને જ્ઞાન સાથે વિનય, તપ, ચારિત્રના યોગને પ્રાપ્ત કરે છે, તેમ જ સ્વસિદ્ધાંત અને પરસિદ્ધાંતને જાણવા લાયક બને છે (અર્થાત્ તે જાણીને અસત્ય માર્ગમાં ફસાતો નથી.)

— ઉત્તરાધ્યયન સૂત્ર

## સૂત્રપાઠ—જ્ઞાન

**નોંધ:**—ચોથા આવશ્યકની આજ્ઞા માગીને નિમ્નોક્ત પાઠ બોલવો:—

( દિવસ સંબંધી જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આલોઉં ]

आगमे तिविहे पण्णत्ते तं जहा:—

सुत्तागमे, अत्थागमे, तदुभयागमे, "एअस्स* सिरि नाणस्स जे अईयारा लग्गा ते आलोएमि."

जं वाइद्धं, वच्चामेलिअं, हीणक्खरं, अच्चक्खरं, पयहीणं, विणयहीणं, जोगहीणं, घोसहीणं, सुट्ठुदिन्नं, दुट्ठुपडिच्छिअं, अकाले कओ सज्झाओ, काले न कओ सज्झाओ असज्झाइए सज्झाइयं, सज्झाइए न सज्झाइयं, तस्स मिच्छा मि दुक्कडं.

### ભાવાર્થ

આગમ ત્રણ પ્રકારે છે, જેમકે—

સૂત્રાગમ, અર્થાગમ, સૂત્રાર્થાગમ; એવા શ્રી આગમરૂપ જ્ઞાનને વિષે જે અતિચાર લાગ્યાં હોય તેની આલોચના કરૂં છું. ( તે અતિચાર ચૌદ છે, જેવાકે— )

૧. વ્યત્યાવિદ્ધ, ૨. વ્યત્યામ્રેડિત, ૩. હીનાક્ષર, ૪. અત્યક્ષર, ૫. પદહીન, ૬. વિનયહીન, ૭. યોગહીન, ૮. ઘોષહીન, ૯.

---

* ચાલુ પદ્ધતિ પ્રમાણે આ વાક્ય ગુજરાતીમાં જ નિમ્નોક્ત બોલાય છે:—

"એવા શ્રી જ્ઞાનને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આલોઉં." —જી. ગિ. શેઠ

घोसहीणं = ઘોષહીન; ઉદાત્ત આદિ સ્વરોથી રહિત ભણવું તે

सुट्ठुदिन्नं = સુષ્ઠુદત્ત; શિષ્યની યોગ્યતાથી અધિક શાસ્ત્રનો પાઠ આપવામાં આવે તે; (૨) આલસ્ય, ઈર્ષા આદિના કારણે યોગ્ય શિષ્યને સારી રીતે જ્ઞાન-દાન ન આપવું તે

दुट्ठुपडिच्छिअं = દુષ્ઠુ પ્રતીચ્છિત; દુષ્ટ ભાવથી જ્ઞાન ગ્રહણ કર્યું હોય તે

*अकालेकओ सज्झाओ = અકાલકૃત સ્વાધ્યાય; નિષિદ્ધકાળમાં શાસ્ત્રાભ્યાસ કર્યો હોય તે

काले न कओ सज्झाओ= કાલઅકૃત સ્વાધ્યાય; શાસ્ત્રાભ્યાસના સમયે (વિહિત કાળમાં) શાસ્ત્રાભ્યાસ ન કર્યો હોય તે

×असज्झाइए सज्झाइयं = અસ્વાધ્યાયિક સ્વાધ્યાય; અસ્વાધ્યાયના પ્રસંગોમાં સ્વાધ્યાય કર્યો હોય

सज्झाइए न सज्झाइयं = સ્વાધ્યાયિક અસ્વાધ્યાય; સ્વાધ્યાયના પ્રસંગમાં સ્વાધ્યાય ન કર્યો હોય

तस्स मिच्छामि दुक्कडं = તે સબંધી મારાં દુષ્કૃત્યો નિષ્ફળ થાઓ

વિવેચન

विनयहीन—

સૂત્રોનું અધ્યયન કરતી વખતે વાચનાચાર્ય આદિ તથા સ્વયં

* બાર અકાળની વિગત પરિશિષ્ટમાં આપેલી છે.

× વીશ અસ્વાધ્યાયના પ્રસંગો પરિશિષ્ટમાં આપ્યા છે.

સૂત્ર પ્રત્યે અનાદરબુદ્ધિ રાખવી, ઉચિત વિનય ન કરવો તે વિનયહીન દોષ છે. જ્ઞાન વિનયથી જ પ્રાપ્ત થાય છે. વિનય જૈન શાસનનું મૂળ છે. જ્યાં વિનય ન હોય ત્યાં જ્ઞાન અને ચારિત્ર ક્યાંથી હોય?

**घोष-हीन —**

શબ્દોના ઉચ્ચારણ પ્રત્યે વિશેષ ધ્યાન આપવું જોઈએ. ઉદાત્ત (ઊંચો સ્વર), અનુદાત્ત (નીચો સ્વર) અને સ્વરિત (મધ્યમ સ્વર)નું ધ્યાન રાખ્યા વિના સ્વરહીન શાસ્ત્રપાઠ બોલવો તે ઘોષહીન દોષ છે.

**सुष्ठुदत्त —**

મલધાર ગચ્છીય આચાર્ય હેમચંદ્રજી તેમના હરિભદ્રીય આવશ્યક ટીપ્પણમાં લખે છે કે "सुष्ठुदत्तं"માં सुष्ठु શબ્દ શોભનવાચક નથી, કે જેનો અર્થ "સારૂં" એવો થઈ શકે. કારણ સારી રીતે જ્ઞાન દેવું તે કોઈ અતિચાર નથી. તેથી અહીંયાં "सुष्ठु" શબ્દ "અતિરેક" વાચક સમજવો જોઈએ. અલ્પશ્રુત યોગ્ય અલ્પબુદ્ધિ શિષ્યને અધિક અધ્યયન કરાવવું અને તેની યોગ્યતાનો વિચાર ન કરવો તે જ્ઞાનાતિચાર છે.

**જ્ઞાન**

પ્રત્યેક કાર્યમાં યોગ્યતાનું ધ્યાન રાખવું આવશ્યક છે. સાધારણ અલ્પબુદ્ધિ શિષ્યને મોહવશ કે આગ્રહના કારણે શાસ્ત્રોની વિશાળ વાચના આપવામાં આવે તો તે તેનો બોજો ઉઠાવી ન શકે, પરિણામે જ્ઞાન પ્રત્યે અરુચિ પ્રાપ્ત થાય, અને પોતાની શક્તિ પ્રમાણે પણ જ્ઞાનાભ્યાસ કરી ન શકે.

કેટલાક વિદ્વાનો એક બીજો અર્થ પણ કરે છે. તેઓ 'सुठु दिन्नं'માં दिन्नंની પહેલાં અક્ષરનો પ્રશ્લેષ માને છે અને તે પ્રમાણે 'सुठुऽदिन्नं' અતિચાર માને છે, જેનો અર્થ કરે છે, આલસ્યવશ વા અન્ય કોઈ ઇર્ષાદિના કારણે યોગ્ય શિષ્યને સારી

રીતે જ્ઞાનદાન ન આપ્યું હોય. આ અર્થ સુંદર છે.

કોઈ વિદ્વાન્ 'सुट्ठुदिन्नं, दुट्ठु पडिच्छियं'ને એક અતિચાર માની એવો અર્થ કરે છે કે "ગુરુદેવે સારી રીતે અધ્યયન કરાવ્યું હોય, પરંતુ મેં દુર્વિનીત ભાવથી દુષ્ટ રીતે ગ્રહણ કર્યું હોય." આ અર્થ સંગત નથી. એમ માનવાથી જ્ઞાનના અતિચારો ચૌદને બદલે તેર જ રહી જશે, જે પ્રાચીન પરંપરાથી સર્વથા વિરૂદ્ધ છે. વળી તેમ થવાથી આશાતના પણ તેત્રીશને બદલે બત્રીશ જ થઈ જશે, જે સ્વયં આવશ્યકના મૂળ પાઠની વિરૂદ્ધ છે. તેથી ઉભયપદ બે ભિન્ન અતિચારોના સૂચક છે, એકના નહિ.

કોઇ એવો અર્થ કરે છે કે, "મૂર્ખ, અવિનીત તથા કુપાત્ર શિષ્યને સારૂ જ્ઞાન આપ્યું હોય." આ અર્થ પણ સંગત પ્રતીત થતો નથી. જ્ઞાનની પહેલાં "સારૂં" વિશેષણ શા માટે? અવિનીત શિષ્યને સારૂં જ્ઞાન ન આપવુ તો શુ ખરાબ જ્ઞાન આપવુ? **અવિનીત તથા કુપાત્ર તો જ્ઞાન-દાનના અધિકારી પાત્રજ નથી.** બાકી રહ્યા મૂર્ખ. તો તેને ધીરે ધીરે જ્ઞાનદાન દ્વારા જ્ઞાની બનાવવા તે ગુરુનુ પરમ કર્તવ્ય છે.

**अकालकृत स्वाध्याय—**

કાલિક અને ઉત્કાલિકરૂપે શાસ્ત્રોના બે વિભાગ છે. કાલિક શ્રુત પ્રથમ અને અંતિમ પહોરમાં વાચી શકાય છે, વચલા પહોરોમાં નહિ. ઉત્કાલિક ચારેય પહોરોમાં વાંચી શકાય છે. જે શાસ્ત્રનો જે કાળ નથી તે કાળમાં તે શાસ્ત્રનો સ્વાધ્યાય કરવો તે જ્ઞાનાતિચાર છે. તે પ્રમાણે નિયત કાળમાં સ્વાધ્યાન ન કરવો તે પણ અતિચાર છે.

**अस्वाध्यायिक स्वाध्याय—**

રક્ત, માંસ, અસ્થિ તથા મૃત કલેવર આદિ આસપાસ

# દર્શન

શ્રી ગૌતમ સ્વામી વંદન કરીને ભગવાન મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કે—

**दंसणसंपन्नयाए णं भंते जीवे किं जणयइ ?**

હે પૂજ્ય ! દર્શનસંપન્નતા (સમ્યગ્દર્શન)થી જીવ શું પામે છે ?

ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે—

**दंसणसपन्नयाए णं भवमिच्छत्तच्छेअणं करेइ, परं न विज्झायइ, परं अविज्झाएमाणे अणुत्तरे णं णाणेणं दंसणेणं अप्पाणं संजोएमाणे सम्मं भावेमाणे विहरइ ॥**

દર્શનસંપન્નતા (સમ્યગ્દર્શન)થી જીવ સંસારના મૂળરૂપ મિથ્યાત્વનું છેદન કરે છે અને તેના જ્ઞાનનો પ્રકાશ ઓલવાતો નથી, અને તે પ્રકાશતાં શ્રેષ્ઠ જ્ઞાન તથા દર્શનથી પોતાના આત્માને સંયોજીને, સમ્યક્ પ્રકારે ભાવતો થકો વિચરે છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર

## सूत्रपाठ

## दंसण-सम्मत्तं

दंसण सम्मत्तं—

परमत्थ संथवो वा सुदिट्ठ परमत्थ सेवणा वावि;
वावण्ण कुदंसण वज्जणा, य सम्मत्त सद्दहणा,
अरिहंतो महदेवो, जावज्जीवं सुसाहुणो गुरुणो;
जिण पण्णत्तं तत्तं, ईअ सम्मत्तं मए गहियं.

ए अस्स सम्मत्तस्स *समणोवासएणं ईमे पंच अईआरा पेयाला जाणियव्वा न समायरियव्वा तं जहा—संका, कंखा, वितिगिच्छा परपासंड पसंसा. परपासंड संथवो तस्स मिच्छा मि दुक्कडं

## ભાવાર્થપાઠ

## દર્શન-સમ્યકત્વ

દર્શનસમ્યકત્વ—

વીતરાગદેવ કથિત તત્ત્વ (પરમ અર્થ)નો ચિંતનરૂપ પરિચય કરવો, સુદૃષ્ટિ તત્ત્વજ્ઞોની પર્યુપાસના કરવી, વ્યાપન્ન દર્શન અને કુદર્શનનો પરિત્યાગ કરવો એજ સમ્યક્ત્વની શ્રદ્ધા છે.

જીવનપર્યંત અરિહંત ભગવાન મારા દેવ છે, સુસાધુ મારા ગુરૂ છે, શ્રી જિનેશ્વર પ્રરૂપિત માર્ગ એ જ મારો ધર્મ છે આ દેવ, ગુરૂ અને ધર્મ પર શ્રદ્ધા સ્વરૂપ સમ્યકત્વ મેં યાવજ્જીવન ગ્રહણ કર્યું છે.

* શ્રાવિકાઓએ "સમણોવાસિયાએણં" શબ્દ બોલવો.

આ સમ્યક્ત્વના પાંચ અતિચાર શ્રાવક* માટે જ્ઞેય છે, કિંતુ ઉપાદેય નથી, જેવાં કે:—શંકા, કાંક્ષા, વિચિકિત્સા, પરપાખંડ પ્રશંસા, પરપાખંડ સંસ્તવઃ

એ રીતે સમ્યક્ત્વ રૂપી રત્નને વિષે મિથ્યાત્વ રૂપી રજ લાગી હોય તો મિચ્છામિ દુક્કડં.

શબ્દાર્થ

दंसण-सम्मत्तं = દર્શન સમ્યક્ત્વ
परमत्थ = પરમ અર્થ(તત્ત્વ) નો
संथवो = પરિચય કરવો (ચિંતનરૂપ)
वा = અથવા; અને
सुदिट्ठि = (જેણે) સુદૃષ્ટિથી (જોયા છે)
सेवणा = પર્યુપાસના કરવી, સેવા કરવી
वावि = અથવા તો
वावन्न = વ્યાપન્ન; સમ્યક્ત્વને વમેલા એવા નિહ્નવ
कुदंसण = કુદર્શન
वज्जणा = પરિત્યાગ કરવો
य = એજ
सम्मत्त = સમ્યક્ત્વ
सद्दहणा = શ્રદ્ધા
एअस्स = એના
सम्मत्तस्स = સમકિતના
समणोवासएणं = શ્રમણોપાસક(શ્રાવક)ને
ईमे = આ
पंच = પાંચ
अईआरा = અતિચાર
पेयाला = પ્રધાન, મુખ્ય
जाणियव्वा = જ્ઞેય (જાણવા યોગ્ય
न = નહિ
समायरियव्वा = ઉપાદેય; આચરવા યોગ્ય
तं = તે
जहा = જેમકે

* શ્રાવિકાઓએ "શ્રાવિકા" શબ્દ બોલવો.

*संका शंका = (वीतराग देवना प्ररूपित धर्ममां) शंका राखवी
कंखा. कांक्षा = अन्य दर्शनोनी इच्छा करवी
*वितिगिच्छा, विचिकित्सा = आगम संगत क्रिया विषयना फळ माटे संदेह करवो ते
परपासंड पसंसा, परपाखंड प्रशंसा = सर्वज्ञ प्रणित दर्शन सिवायना अन्य पाखंड दर्शननी प्रशंसा करवी
परपासंड संथवो, परपाखंड संस्तव = पाखंड मतनी स्तुति के परिचय करवो
तस्स = ते संबंधी
मिच्छा मि दुक्कडं = मारुं दुष्कृत निष्फळ थाओ

विवेचन

जैन दर्शननो पायो सम्यक्त्व छे. आ भूमिकाथी साधकनुं साधना जीवन आरंभ थाय छे. सम्यक्त्व विनानी सर्व करणी एकडा विनाना शून्य (मींडा) जेवी छे. ते सर्व क्रिया अज्ञान तप छे. तेथी संसारपरिभ्रमण घटतुं नथी, उलटुं वृद्धिगत थाय छे. श्री उत्तराध्ययन सूत्रमां कह्युं छे के—

नत्थि चरित्तं सम्मत्तविहूणं दंसणे उ भइयव्वं ।
सम्मत्तचरित्ताइं, जुगवं पुव्वं व सम्मत्तं ॥
नादंसणिस्स नाणं, नाणेण विणा न हुंति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाणं ॥
उ. सू. २८।२९-३०.

* शंका तत्त्वना विषयमां होय छे अने विचिकित्सा धर्मक्रियाना फळमां होय छे. बंनेमां आ भिन्नता छे. वधु विवेचन माटे जुओ अमारो जैन सिद्धांत बोलसंग्रह भाग २, बोल नं. २८९.

અર્થાત્—જ્યાં સમ્યક્ત્વનો અભાવ હોય ત્યાં ચારિત્ર સંભવતું નથી. કિંતુ જ્યાં સમ્યક્ત્વ હોય ત્યાં ચારિત્રની ભજના જાણવી. જો બેઉ સાથે સમકિત અને ચારિત્ર ઉત્પન્ન થાય તો પહેલાં સમકિત જાણવું. દર્શન (સમ્યક્ત્વ) વિના જ્ઞાન ન હોય, જ્ઞાન વિના ચારિત્રના ગુણો ન હોય અને ચારિત્રના ગુણો વિના (કર્મથી) મુક્તિ ન મળે. કર્મથી મુક્ત થયા વિના નિર્વાણ પદ (સિદ્ધ પદ)ની પ્રાપ્તિ નથી.

સમ્યક્ત્વ, ચારિત્રની પૂર્વવર્તી સ્થિતિ છે. યથાર્થ જાણ્યા વિનાનું જે આચરણ હોય તે અર્થ વિનાનું છે. સદ્જ્ઞાન પૂર્વકનું ચારિત્ર જન્મજન્માન્તરોના સંચિત કર્મોને શીઘ્રાતિ શીઘ્ર ક્ષય કરી દે છે.

સમકિતવર્તી વિવેકી આત્મા સંસારમાં જન્મમરણના મહાન દુઃખના કારણોનું યથાયોગ્ય નિરીક્ષણ કરે છે, કર્મના અવિચળ કાનૂનને વિચારે છે, સર્વ જીવોને સુખશાંતિ આપે છે અર્થાત્ તેમની તરફ આત્મભાવ રાખે છે. સમકિતી આત્મા જિનેશ્વર દેવના વચનોમાં અચળ શ્રદ્ધાળુ, સત્યનો આગ્રહી હોય છે અને સાનુકૂળ કે પ્રતિકૂળ પરિષહો આવે છતાં પણ અસત્ય મતને કદી પણ અંગીકાર કરતો નથી.

### ૧—કુંડકૌલિક શ્રાવકની કથા

અહો ! કુંડકૌલિક શ્રમણોપાસકની ભગવાન મહાવીર પ્રરૂપિત ધર્મ ઉપર કેટલી અચળ શ્રદ્ધા હતી !

કાંપિલ્યપુર નગરમાં કુંડકૌલિક નામક ગાથાપતિ રહેતા હતા. તેઓ ઋદ્ધિસંપન્ન, મહાસમર્થ અને કીર્તિવંત હતા. તેમની પાસે ૭ કરોડ સોનૈયા ખજાનામાં, ૭ કરોડ વેપારમાં અને ૭ કરોડ લેણ-દેણમાં રોકેલા હતા. તેમની પાસે ગાયો ૭ ગોકુળ હતા.

એક વખતે શાસનપતિ શ્રી મહાવીરપ્રભુ કાંપિલ્યપુરમાં પધાર્યા. તેમના મંગળ મુખથી મુક્તિધર્મની વાણી સાંભળી કુંડકૌલિક વૈરાગ્યભાવે ભાવિત થયા, અને શ્રાવકધર્મ અંગીકાર કર્યો, અને તેનું યથાર્થ રીતે પ્રતિપાલન કરતા વિચરવા લાગ્યા.

એક સમયે બપોરના વખતે અશોકવનરાજિમાં કુંડકૌલિક શ્રાવકે આવી પોતાના નામવાળી મુદ્રિકા અને ઉત્તરાસન વસ્ત્ર (ખેસ) ઉતારી શિલા ઉપર મૂક્યા અને શ્રમણ ભગવાન્ મહાવીર સમીપની ધર્મપ્રજ્ઞપ્તિને સ્વીકારી વિચરવા લાગ્યા. ત્યાં તેમની સમીપે એક દેવ પ્રગટ થયો અને તેની વીંટી તથા વસ્ત્ર ઉઠાવી લઈ આકાશમાં રહી કહેવા લાગ્યો, "હે દેવાનુપ્રિય ! હે કુંડકૌલિક ! હું કહું છું તે સાંભળો શ્રમણ ભગવાન્ મહાવીરની ધર્મ-પ્રજ્ઞપ્તિ સાચી નથી, કારણ કે તેમાં ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરૂષકાર અને પરાક્રમ દર્શાવ્યા છે. હે કુંડકૌલિક ! મખ્ખલીપુત્ર ગૌશાલકની ધર્મ-પ્રજ્ઞપ્તિ સુંદર છે, હિતકર છે, કારણ તેમાં ઉત્થાન યાવત્ પરાક્રમને કાંઈ સ્થાન આપવામાં આવ્યું નથી, પરંતુ સર્વે પદાર્થો નિયત દર્શાવ્યાં છે."

દેવની વાણી સાંભળીને કુંડકૌલિક શ્રમણોપાસક પોતાની સત્ય શ્રદ્ધાથી-પોતાના સમ્યક્ત્વથી લેશ માત્ર પણ ચલાયમાન ન થયા અને પ્રત્યુત્તર આપ્યો, " હે દેવ ! જો ગૌશાલકનો મત સત્ય હોય અર્થાત્ સર્વે પદાર્થો નિયત હોય તો આ તમારી દિવ્ય દેવ-ઋદ્ધિ, દિવ્ય દ્યુતિ, દિવ્ય દેવાનુભાવ કેવી રીતે પ્રાપ્ત થયાં ? તે સર્વે ઉત્થાન યાવત્ પુરૂષગાર પરાક્રમથી પ્રાપ્ત થયાં કે તેના વિના ?

દેવ બોલ્યો, હે દેવાનુપ્રિય ! મને તે સર્વે ઉત્થાન યાવત્ પુરૂષકાર પરાક્રમ વિનાજ પ્રાપ્ત થયાં છે."

કુંડકૌલિકે શીઘ્ર બીજો પ્રશ્ન કર્યો, "હે દેવ ! જો તમે

એમ માનતા હો કે તમને આ સર્વે દિવ્ય દેવ ઋદ્ધિ પુરૂષાર્થ-પરાક્રમ વિનાજ પ્રાપ્ત થઈ છે તો વૃક્ષ આદિના જીવો જેમાં પુરૂષાર્થ-પરાક્રમ આદિ જોવામાં આવતાં નથી તેઓ દેવ કેમ બનતા નથી ? માટે સર્વે પદાર્થો નિયત છે અને શ્રમણ ભગવાન મહાવીરની પ્રરૂપણા સત્ય નથી એવું તમારૂં કહેવું મિથ્યા છે. કારણ ફળની પ્રાપ્તિમાં ઉત્થાન આદિ કારણ છે.

કુંડકૌલિક શ્રાવકનું કથન સાંભળી દેવ પણ ઉત્તર આપવા સમર્થ ન બની શકયો. તેથી કુંડકૌલિકની નામમુદ્રા તથા ઉત્તરાસન વસ્ત્ર પાછાં મૂકી દઈ તે ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યારબાદ શ્રી વીરપ્રભુ પધાર્યા જાણી તેમને વંદન કરવા કુંડકૌલિક શ્રાવક ગયા. ત્યાં પ્રભુએ બપોરનાં અશોકવનરાજિમાં ઘટેલ દેવનો પ્રસંગ કહી સંભળાવી તેમની પ્રશંસા કરતાં કહ્યું, "હે કુંડકૌલિક ! તું ધન્ય છે !" આ પ્રમાણે પ્રભુએ તેમને ધન્યવાદ આપ્યો. કુંડકૌલિક શ્રાવકની કેટલી અવિચળ શ્રદ્ધા !

કુંડકૌલિક શ્રાવકે ઘણાં શીલવ્રત આદિથી આત્માને ભાવિત કરી શ્રાવક પર્યાય પાળી. અગિયાર પ્રતિમાઓને સમ્યક્ પ્રકારે સ્પર્શી, એક માસનો સંથારો કરી, અનશન દ્વારા સાઠ ભક્તનો ત્યાગ કરી, આલોચના, પ્રતિક્રમણ કરી, કાળને સમયે કાળ કરી સૌધર્મ નામના પહેલા દેવલોકના અરૂણધ્વજ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થઈ દિવ્ય સુખો ભોગવે છે. ત્યાંનો કાળ પૂર્ણ થયે ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ-બુદ્ધ-મુક્ત થઈ નિર્વાણ પદને પામશે. —ઇતિ કુંડકૌલિક ચારિત્ર સમાપ્ત

---

નિર્ગ્રંથ પ્રવચનમાં શ્રદ્ધાવાન, કર્મભેદના જ્ઞાતા અને જીવનમાં સમભાવ, સંતોષ, ઉપયોગમયતા, વિવેક, બુદ્ધિ અને સતત પુરૂષાર્થ

ધારણ કરતા સમકિતી જીવો નિરાસક્તપણે વર્તી સાધના માર્ગને શ્રેષ્ઠ રીતે આરાધી તેમાં વીરતાપૂર્વક આગળ વધે છે, અને પાપકર્મ-હિંસાદિથી લેપાતા નથી.

દર્શન સમ્યક્‌ત્વના આઠ આચાર છે, તેના પાલનથી ઉત્તરોત્તર ગુણની પ્રાપ્તિ થાય છે અથવા પ્રાપ્ત થયેલાં ગુણો પુષ્ટ બને છે, તે દર્શનાચાર કહેવાય છે. તેની ગાથા આ પ્રમાણે છે:—

[ આર્યા છંદ ]

निस्संकिय निक्कंखिय,
निव्वितिगिच्छा अमूढदिट्ठी य।
उववूह थिरीकरणे,
वच्छल्लपभावणे अट्ठ ॥

—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, ૨૮/૩૧

૧. નિઃશંક્તા—શ્રી જિનેશ્વર દેવના વચનોમાં શંકા રહિત રહેવું તે.

૨ નિષ્કાંક્ષતા—અસત્ય મતને અંગીકાર કરવાની અભિલાષાનો અભાવ.

૩. નિર્વિચિકિત્સા—ધર્મક્રિયાના ફળમાં સંશય રહિત રહેવું તે

૪. અમૂઢદૃષ્ટિ—અનેક મતમતાંતરો જોઈને કેવળી પ્રરૂપિત ધર્મમાં ભ્રાન્ત થવું નહિ પરંતુ તેમાં દૃઢ શ્રદ્ધાવાન રહેવુ તે.

૫ ઉપબૃંહણ—સમ્યક્‌ત્વધારી ગુણી પુરુષોની યથાયોગ્ય પ્રશંસા કરી, સમ્યક્ત્વના ગુણોની વૃદ્ધિ કરવી તે.

૬. સ્થિરીકરણ—સત્યધર્મથી જે વિચલિત હોય તેને સમજાવી

ધર્મ પમાડવો તથા ધર્મ પામેલા ધર્મમાં શિથિલ થતા હોય તો તેમને પુનઃ ધર્મમાં સ્થિર કરવા તે.

૭. વાત્સલ્ય—સ્વધાર્મિક બાંધવોની અનેક પ્રકારે સેવા-શુશ્રૂષા કરવી અને તેમના પ્રત્યે સ્નેહ દર્શાવવો તે.

૮. પ્રભાવના—ધર્મહીન મનુષ્યોને બોધ આપી, સહાયતા પહોંચાડી વગેરે કાર્યોથી વીતરાગ કથિત ધર્મનું સત્ય તત્ત્વ સમજવા લાગે એવું કરવું તે અર્થાત્ સત્યધર્મની ઉન્નતિ કરવી અને પ્રચાર કરવો તે.

સમ્યક્ત્વ એટલે સત્યની પ્રતીતિ; હેય કે ઉપાદેય તત્ત્વના યથાર્થ વિવેકની અભિરુચિ તથા તેના બળથી ઉત્પન્ન થતી ધર્મતત્ત્વનિષ્ઠા. (વધુ વિવેચન માટે જુઓ અમારું "સામાયિક સૂત્ર" પુસ્તક, પરિશિષ્ટ ૧)



# દેશ—વિરતિ ચારિત્ર

શ્રી ગૌતમ સ્વામી વંદન કરીને ભગવાન મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કે—

चरित्तसंपन्नयाए णं भंते ! जीवे किं जाणयइ ?

હે પૂજ્ય ! ચારિત્રસંપન્નતાથી જીવને શું લાભ થાય ?

ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે—

चरित्तसंपन्नयाए णं सेलेसीभावं जणयइ। सेलेसिं पडिवन्ने अ अणगारे चत्तारि केवलि-कम्मंसे खवेइ। तओ पच्छा सिज्झइ, बुज्झइ, मुच्चइ, परिनिव्वायइ, सव्वदुक्खाणमंतं करेइ ॥

જીવ ચારિત્રસંપન્નતાથી શૈલેશી (મેરૂ જેવા નિશ્ચળ) ભાવને પ્રાપ્ત કરે છે, અને એવા શૈલેશી ભાવને પામેલો અણગાર શેષ ચાર અઘાતિ કર્મોને ખપાવે છે, અને ત્યારબાદ સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઈ, પરમ શાંતિને પામીને સર્વ દુઃખોનો અંત કરે છે.

—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

દેશ-વિરતિ ચારિત્ર

શ્રાવકોના બાર અણુવ્રત

નોંધ—શ્રાવકના ૧૨ અણુવ્રત અને અણસણ આદિ પાઠો પરંપરાગત પ્રાકૃત અને ગુજરાતી મિશ્રિત ભાષાઓમાં બોલાય છે, કિંતુ તે સર્વથા પ્રાકૃત વા સર્વથા ગુજરાતી ભાષામાં બોલાય તે ઇચ્છનીય છે. તેથી અત્રે તે પ્રમાણે પ્રાકૃત અને ગુજરાતીમાં પાઠો આપ્યા છે. તદુપરાંત જેમણે મિશ્રિત ભાષામાં પાઠો કંઠસ્થ કરેલા છે તેમની અનુકૂળતા માટે મિશ્રિત ભાષામાં પણ અત્રે આપેલ છે.

પહેલું અણુવ્રત

## सूत्रपाठ–पढमं अणुव्वयं
## थूल–पाणाइवाय–वेरमणं

पढमं अणुव्वयं थूलपाणाइवाय-वेरमणं;

तसजीवे–बेइंदिए, तेइंदिए, चउरिंदिए, पंचिंदिए जीवे णाउण आउट्टिहणणबुद्धीए हणण हणावण-पच्चक्खाणं, सम्बरीर-सविसेस पीडाकारिणो, ससंबंधि सरीर सविसेस-पीडाकारिणो सावराहिणो वा वज्जिऊण

जावज्जीवाए दुविहं तिविहेणं न करेमि न कारवेमि मणसा, वयसा कायसा; एअस्स पढमस्स थूलग-पाणाइ-वाय वेरमणस्स ‡ समणोवासएणं पंच अइयारा पेयाला जाणियव्वा न समायरियव्वा, तं जहा—बंधे वहे, छवि-च्छेए, अइभारे, भत्तपाणवुच्छेए; तस्स मिच्छा मि दुक्कडं.

‡ શ્રાવિકાઓએ "સમણોવાસિયાએ" શબ્દ બોલવો.

## ભાવાર્થ પાઠ—પહેલું અણુવ્રત
## સ્થૂળ હિંસા વિરમણ

પહેલું અણુવ્રત, તે સ્થૂળ પ્રાણાતિપાત( હિંસા )થી વિરતિ; ત્રસ જીવો—દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, પંચેન્દ્રિય જીવોને મસંકલ્પ હણવાના પ્રત્યાખ્યાન; કિંતુ પોતાના અને પોતાના સંબંધીના શરીરમાં વિશેષ પીડાકારી કૃમિ વગેરે જીવોને તથા સઅપરાધીઓને હણવાનો આગાર; તેમાં પણ વિકલેન્દ્રિય (દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય) સઅપરાધી હોય તો તેને પણ હણવાના પ્રત્યાખ્યાન; તથા § સૂક્ષ્મ એકેન્દ્રિયને પણ હણવાના પ્રત્યાખ્યાન.

હું જીવનપર્યંત બે કરણ અને ત્રણ જોગથી અર્થાત્ મન, વચન, કાયા દ્વારા સ્થૂળ હિંસા કરું નહિ અને કરાવું નહિ. આ પહેલા સ્થૂલ પ્રાણાતિપાત વિરમણવ્રતના પાંચ પ્રધાન અતિચાર * શ્રાવકને જ્ઞેય છે કિંતુ ઉપાદેય નથી, તે જેવાં કે—

બંધ, વધ, છવિચ્છેદ, અતિભાર, ભક્ત-પાન વ્યવચ્છેદ.

એવા પહેલા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## પહેલું અણુવ્રત—સ્થૂળ હિંસા વિરમણ
## પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં

પહેલું અણુવ્રત- થૂલા-પાણાઇવાય-વેરમણં ત્રસ જીવ— બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પંચેંદ્રિય, તથા તેમાં સ્વસંબંધીના

§ સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો હણ્યા હણાતા નથી, છેદ્યા છેદાતા નથી, અગ્નિમાં બળતા નથી; પરંતુ પ્રત્યાખ્યાન વિના ક્રિયા આવે છે, અતઃ આ પ્રત્યાખ્યાન કરવા આવશ્યક છે.

* બહેનોએ "શ્રાવિકાને" શબ્દ બોલવો.

શરીર માંહેલા વિશેષ પીડાકારી અને વિકલેન્દ્રિય સિવાય સઅપરાધિનો આગાર રાખીને-સસંકલ્પ હણવાના પચ્ચક્ખાણ; તથા § સૂક્ષ્મ એકેન્દ્રિય પણ હણવાના પચ્ચક્ખાણ.

જાવજ્જીવાએ દુવિહં તિવિહેણં ન કરેમિ ન કારવેમિ મણસા, વયસા, કાયસા; એવા પહેલા થૂલ પ્રાણાતિપાત-વેરમણ વ્રતના પંચઅઇયારા પેયાલા જાણિયવ્વા ન સમાયરિયવ્વા તં જહા બંધે, વહે, છવિચ્છેએ, અઇભારે, ભત્તપાણવુચ્છેએ, એવા પહેલા વ્રતને વિષે કોઇ પાપ-દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

શબ્દાર્થ

## સ્થૂળ હિંસાથી વિરમણ

**पढमं** = પહેલું
**अणुव्वयं** = અણુવ્રત, નાનું વ્રત
**थूल** = સ્થૂળ, મોટી
**पाणाइवाय** = પ્રાણાતિપાત, હિંસા (થી)
**वेरमणं** = વિરમણ, નિવૃત્તિ, વિરતિ
**तस जीवे** = ત્રસ જીવો, હાલતા ચાલતા જીવો
**पीडाकारिणो** = પીડા ઉપજાવે તેવા (કૃમિ વગેરે જીવો)
**सअपराधी** = અપરાધ કર્યો હોય તેવા
**णाउण** = સસંકલ્પ
**आउट्टि (आकुट्टि), हणण-बुद्धिए** = હિંસાની બુદ્ધિથી
**ससरीर** = સ્વશરીર
**ससंबंधि** = સ્વસંબંધી
**सावराहिणो** = સઅપરાધી
**वज्जिऊण** = વર્જીને
**विकलेन्द्रिय विना** = બે, ત્રણ, ચાર ઇન્દ્રિયવાળા જીવો વર્જીને

§ સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો હણ્યા હણાતા નથી, છેદ્યા છેદાતા નથી, અગ્નિમાં બળતા નથી; પરંતુ પ્રત્યાખ્યાન વિના ક્રિયા આવે છે, અતઃ આ પ્રત્યાખ્યાન કરવા આવશ્યક છે.

जावज्जीवाए = જીવનપર્યંત; યાવજ્જીવન
दुविहं = દ્વિવિધ, બે કરણથી
तिविहेणं = ત્રિવિધ, ત્રણ યોગથી
न करेमि = કરું નહિ
न कारवेमि = કરાવું નહિ
मणसा = મનથી
वयसा = વચનથી
कायसा = કાયાથી
एअस्स = આ
पढमस्स = પહેલા
थूलग पाणाइवाय = સ્થૂલ પ્રાણાતિપાત; સ્થૂળ હિંસા
वेरमणस्स = વિરમણ વ્રતના
समणोवासणोएणं = શ્રમણોપાસકને; શ્રાવકને
समणोवासियाए = શ્રમણોપાસિકાને, શ્રાવિકાને
पंच अइयारा = પાંચ અતિચાર
पेयाला = મુખ્ય, પ્રધાન
जाणियव्वा = જાણવા યોગ્ય, જ્ઞેય
न = નહિ
समायरियव्वा = આચરવા યોગ્ય; ઉપાદેય
तं जहा = તે જેવાં કે
बंधे, बंध = (પ્રાણીઓને) બંધનમાં નાખવાં
वहे, वध = (પ્રાણીઓને) તાડન કરવું
*छविच्छेए, छविच्छेद = પ્રાણીઓના અંગોપાંગનું છેદન કરવું
अइभारे, अतिभार = (પ્રાણીઓની શક્તિ ઉપરાંત) અતિ ભાર લાદવો
भत्तपाणवुच्छेए, भक्तपान व्यवच्छेद = ભોજન પાણીનો વિયોગ પડાવવો, તેમાં અંતરાય પાડવો
तस्स = તે સંબંધી
मिच्छा मि दुक्कडं = મારું દુષ્કૃત્ય નિષ્ફળ થાઓ

* શ્રી રામકૃષ્ણજી મહારાજ આ શબ્દનું સંસ્કૃત સ્વરૂપ 'अक्षविच्छेद' કહે છે, જેનો અર્થ 'ઇન્દ્રિય-વિચ્છેદ' થાય છે. 'अ'નો લોપ થવાથી 'छविच्छेद' રહે છે. ઇન્દ્રિય-વિચ્છેદ અંગોપાંગ-વિચ્છેદનું પણ ઉપલક્ષણ છે.

### વિવેચન

વ્રતોમાં સર્વ પ્રથમ અહિંસા વ્રત છે અહિંસા આપણા આધ્યાત્મિક જીવનની આધારભૂમિ છે ભગવાન મહાવીરના શબ્દોમાં "અહિંસા ભગવતી છે" આ ભગવતીનું શરણ સ્વીકાર્યા વિના સાધક વિકાસ સાધી શકતો નથી નિરપરાધ અને નિર્દોષ ત્રસ પ્રાણીઓની જાણીજોઈને મન વચન-કાયાથી સ્વયં હિંસા કરવી નહિ અને અન્ય પાસે કરાવવી નહિ, તથા સ્થાવર જીવોની પણ વ્યર્થ અને અમર્યાદિત રીતે હિંસા કરવી કે કરાવવી નહિ તેવી શ્રાવક-શ્રાવિકાઓએ પ્રતિજ્ઞા કરવી તે સ્થૂળ અહિંસાની સાધના છે.

સ્થૂળ હિંસા બે પ્રકારની છે—(૧) સંકલ્પજા અને (૨) આરંભજા માંસ, રક્ત, વાળ, ચામડું, અસ્થિ આદિને માટે નિરપરાધી પ્રાણીઓનો ઈચ્છાપૂર્વક સંકલ્પ સહિત ઘાત કરવો તે સંકલ્પજા હિંસા છે રથના પૈડાં અથવા રથ આદિ ચલાવવાથી કે જમીન ખોદવાથી કીડી-મંકોડા આદિનો ઈચ્છા વિના-સંકલ્પ વિના ઘાત થઈ જાય તે આરંભજા હિંસા છે આ બન્ને હિંસામાંથી શ્રાવકો સંકલ્પ હિંસાનો ત્યાગ કરે છે.

ગાય, ભેંસ, ઘોડા પ્રમુખને એવી રીતે બાંધવા કે જેથી ગળે ફાંસો ન આવે અને આગ આદિ લાગે તો શીઘ્ર ખોલી શકાય તે સાપેક્ષ અર્થે બંધ કહેવાય છે. શ્રાવક માટે સાપેક્ષ અર્થે બંધ અતિચાર રૂપ નથી પરંતુ પ્રાણીઓને નિર્દયતાપૂર્વક બાંધવા અને હેરાન કરવા તે અતિચાર છે હિંસા અને અહિંસાની આધારભૂમિ અધિકતર ભાવના ઉપર આધારિત છે

મનમાં જો હિંસાનો ભાવ હોય અને બહાર હિંસા દેખાતી ન હોય છતાં પણ તે હિંસા છે મન જો પવિત્ર હોય અને ઉપયોગ તેમજ વિવેકપૂર્વક પ્રવૃત્તિ હોય તો બહાર હિંસા દેખાવા છતા પણ હિંસા નથી મનમાં દ્વેષભાવ ન હોય, ઘૃણા ન હોય, અપકારની કે અનિષ્ટ કરવાની ભાવના ન હોય કિંતુ પ્રેમ હોય,

કરૂણાની ભાવના હોય, કલ્યાણનો સંકલ્પ હોય તો શિક્ષા અર્થે ઉચિત તાડન કરવું, રોગ નિવારણ અર્થે કડવી ઔષધિ આપવી અને ચારિત્ર સુધારવા માટે યોગ્ય દંડ કે પ્રાયશ્ચિત આપવું વગેરે પ્રવૃત્તિ હિંસા નથી, કારણ તે સાપેક્ષ છે.

ઉપર્યુક્ત ક્રિયાઓ જો દ્વેષ, ક્રોધ, મોહ, લોભ કે ભય આદિની દુષિત વૃત્તિઓથી મિશ્રિત બની જાય છે ત્યારે હિંસા થાય છે. પ્રાણીઓને નિર્દયતાપૂર્વક કે ક્રોધ આદિ વશ ગાઢ બંધનથી બાંધવા કે અન્ય કોઈ પ્રવૃત્તિ કરવી જેમાં પ્રાણીને દુઃખ થાય તે નિરપેક્ષ અર્થ છે અને નિરપેક્ષ અર્થ અતિચાર છે. શ્રાવક–શ્રાવિકા માટે નિરપેક્ષ અર્થ હેય (ત્યાજ્ય) છે. મનમાં દુષિતભાવ હોય અને સંકલ્પપૂર્વક આપણા નિમિત્તથી કોઈ પ્રાણીને દુઃખ કે પીડા પહોંચે તે પણ એક પ્રકારની હિંસા છે અને અતિચાર રૂપ છે.

શ્રી રામકૃષ્ણજી મહારાજનો એવો અભિપ્રાય છે કે—

"વ્રતમાં 'સઅપરાધીનો' નો જે આગાર રાખવામાં આવે છે તેમાં પણ શ્રાવક-શ્રાવિકાઓએ અહિંસાનો આદર્શ બતાવી તેવી હિંસાથી બચવાનો પ્રયત્ન કરવો જોઈએ. સઅપરાધીનો અર્થ ગ્રહણ કરવામાં કોઈની દ્વારા સમાજ કે દેશમાં અવ્યવસ્થા ફેલાય કે આપત્તિ આવે તેવું કોઈ કારણ આવે તો તેથી રક્ષા કરવાનો હેતુ છે. સાપ વગેરે ભયંકર પ્રાણી આક્રમણ કરવા સામે આવતા હોય તો પણ ભયને વશ થઈને શ્રાવક તેની ઉપર પ્રહાર ન કરતાં ધૈર્યપૂર્વક અહિંસાનો આદર્શ સ્થાપિત કરવો જોઈએ."

બંધ, વધ આદિથી પ્રાણીને કેવળ કષ્ટ પહોંચે છે, કિંતુ પ્રાણ નાશ થતો નથી તેથી અણાચાર નથી. પરંતુ પ્રાણીઓ સાથે નિર્દય વ્યવહાર કરવો તેમાં અંતર્દષ્ટિથી હિંસા રહેલી છે તેથી લીધેલ વ્રતનો દેશતઃ ભંગ અવશ્ય થાય છે. જ્યાં દેશતઃ વ્રતભંગ થાય ત્યાં અતિચાર છે અને સર્વથા ભંગ થાય ત્યાં અણાચાર છે.

## सूत्र पाठ--बीजुं अणुव्रत

## बीअं अणुव्वयं-थूलमुसावाय-वेरमणं

बीअं अणुव्वयं- थूलमुसावाय-वेरमणं,

से य मुसावाए पंचविहे पण्णत्ते तं जहा-कन्नालीए, गवालीए, भोमालीए, नासावहारे,-कूड-सक्खिज्जे

इच्चेवमाइस्स महंत मुसावायस्स पच्चक्खाणं

जावज्जीवाए दुविहं, तिविहेणं न करेमि, न कारवेमि, मणसा वयसा, कायसा, एअस्स बीयस्स थूलग-मुसावाय-वेरमणस्स * समणोवासएणं, पंच अइयारा जाणियव्वा, न समायरियव्वा तं जहाः—

सहसम्भक्खाणे, रहस्सब्भक्खाणे § सदारमंतभेए, मोसुवएसे, कूडलेहकरणे, तस्स मिच्छा मि दुक्कडं.

### ભાવાર્થ પાઠ

### બીજું અણુવ્રત-સ્થૂળ જૂઠથી વિરમણ

બીજું અણુવ્રત—સ્થૂળ જૂઠથી વિરતિ; તે જૂઠ પાંચ પ્રકારનું છે—જેમકે, કન્યા સંબંધી જૂઠ, પશુ સંબંધી જૂઠ, ભૂમિ સંબંધી જૂઠ, થાપણ ઓળવવા સંબંધી જૂઠ, જૂઠી સાક્ષી ઇત્યાદિ મોટાં જૂઠ બોલવાનાં પચ્ચકખાણ.

હું જીવનપર્યંત બે કરણ અને ત્રણ યોગપૂર્વક અર્થાત્ મન-વચન-કાયા દ્વારા સ્થૂળ જૂઠ બોલું નહિ, અન્ય પાસે બોલાવું

* બહેનોએ "સમણોવાસિયાએ" શબ્દ બોલવો.

§ બહેનોએ "સભત્તારમંતભેએ" શબ્દ બોલવો

નહિ. આ બીજા સ્થૂળ મૃષાવાદ વિરમણવ્રતના પાંચ અતિચાર § શ્રાવકને જ્ઞેય છે, કિંતુ ઉપાદેય નથી. જેવાં કે:—

સહસાઽભ્યાખ્યાન, રહસ્યાભ્યાખ્યાન, * સ્વદારમંત્રભેદ, મૃષોપદેશ, કૂટલેખકરણ

એવા બીજા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

## બીજું અણુવ્રત—સ્થૂળ જૂઠથી વિરમણ

## (પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં)

બીજું અણુવ્રત—થૂલમુસાવાય-વેરમણ,

કન્યાલીક, ગવાલીક, ભૌમાલીક, થાપણમોસો, (ન્યાસાપહાર) મોટકી કૂડીસાખ ઈત્યાદિક મોટાં જૂઠ બોલવાનાં પચ્ચક્ખાણ.

જાવજ્જીવાએ દુવિહં તિવિહેણ ન કરેમિ, ન કારવેમિ, મણસા, વયસા, કાયસા, એવા બીજા થૂલ-મૃષાવાદ-વેરમણ વ્રતના પંચ અઈયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા ત જહા:—

સહસબ્ભક્ખાણે, રહસ્સબ્ભક્ખાણે, ‡ સદારમંતભેએ, મોસુવએસે, કૂડલેહકરણે

એવા બીજા વ્રતને વિષે પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

શબ્દાર્થ

| | |
|---|---|
| बीअं = બીજું | थूल = સ્થૂળ, મોટું |
| अणुव्वयं = અણુવ્રત, નાનું વ્રત | मुसावाय = મૃષાવાદ |

§ બહેનોએ "શ્રાવિકાને" શબ્દ બોલવો.
* બહેનોએ "સ્વભર્તામંત્રભેદ" શબ્દ બોલવો.
‡ બહેનોએ "સભત્તારમંતભેએ" શબ્દ બોલવો.

वेरमणं = વિરમણ, વિરતિ, નિવૃત્તિ
से = તે
य = અને
मुसावाय = મૃષાવાદ
पंचविहे = પાંચ પ્રકારે
पण्णत्ते = કહ્યું છે, પ્રરૂપ્યું છે
तं जहा = તે જેમકે
कन्नालीए, कन्यालीक = કન્યા સંબંધી જૂઠ
गवालीए, गवालीक = પશુ સંબંધી જૂઠ
भोमालीए, भौमालीक = ભૂમિ સંબંધી જૂઠ
नासावहारे, न्यासापहार = થાપણ (ધનાદિ) ઓળવવા સંબંધી;
कूडसक्खिज्जे, (कूडीसाख) = જૂઠી સાક્ષી સંબંધી
इच्चेवमाइस्स = ઇત્યાદિ
महंत = મોટા, સ્થૂળ
मुस्सावायस्स = મૃષાવાદના; અસત્યના
पच्चक्खाण = પ્રત્યાખ્યાન, ત્યાગ, વિરમણ
पअस्स = આ
बीअस्स = બીજા, દ્વિતીય
थूलग = સ્થૂળ
मुसावाय = મૃષાવાદ, જૂઠ, અસત્ય
वेरमणस्स = વિરમણવ્રતના
सहसब्भक्खाणे, सहसाऽभ्याख्यान = § વગર વિચાર્યે કોઈ ઉપર મિથ્યા આરોપ મૂકવો. ‡ ધ્રાસકો પડે તેવું બોલવું
रहस्सब्भक्खाणे, रहस्याभ्याख्यान = છાની વાત કરનાર ઉપર વ્યર્થ દોષ ઢાળી દેવો; કોઈના રહસ્ય–ગુપ્ત વાત પ્રકાશિત કરવાં

§ આ અર્થ અમારા પુસ્તક "જૈન સિદ્ધાંત બોલ સંગ્રહ ભાગ ૧"માં આપેલ છે.

‡ ગુજરાત, સૌરાષ્ટ્રમાં આ અર્થ પ્રચલિત છે.

सदारमंतभेए, स्वदार मंत्रभेद = પોતાના સ્ત્રીના ગુપ્ત ભેદો પ્રગટ કરવા

सभत्तार मंतभेए,स्वभर्त्ता मंत्रभेद = પોતાના પતિની ગુપ્ત વાત પ્રગટ કરવી

मोसुवयेसे मृषोपदेश = અસત્ય ઉપદેશ; ખોટી સલાહ मोस (જૂઠું) + उवएसे (ઉપદેશ કરવો) = મોસુવએસે

कूडलेहकरणे, कूडलेख-करण = ખોટા લેખ લખવા કે લખાવવા

तस्स = તે સંબંધી

मिच्छा मि दुक्कडं = મારૂં દુષ્કૃત નિષ્ફળ થાઓ

## વિવેચન

વસ્તુનું યથાર્થ જ્ઞાન તેજ સત્ય છે. તે સત્યને શરીરથી કામમાં લેવું તે શરીરનું સત્ય છે, વાણીથી કહેવું તે વાણીનું સત્ય છે અને વિચારમા લાવવું તે મનનું સત્ય છે. જે સમયે જેને માટે યથાર્થ રૂપે જેવુ કરવું જોઈએ, કહેવુ જોઈએ અને સમજવું જોઈએ તે પ્રમાણે જ પ્રયોગ કરવો તે સત્ય છે. તેથી વિપરીત વિચારવું, કહેવું કે કરવું તે અસત્ય છે. અનંતકાળથી આત્મા અસત્યમય હોવાથી દુઃખ ઉઠાવે છે. સત્યની સેવામાં આત્માર્પણ કર્યા વિના અખંડ આત્મસ્વરૂપની ઉપલબ્ધિ થતી નથી.

મૃષાવાદ વિરમણ વ્રતના બે ભેદ છે, એક વ્યવહારથી, અન્ય નિશ્ચયથી. જૂઠું ન બોલવું આદિ વ્યવહાર મૃષાવાદ વિરમણ છે, અને પરપુદ્ગલાદિ વસ્તુને પર જાણવી, જીવાજીવને યથાર્થ ઓળખી તે પ્રમાણે કહેવા તે પ્રમાણે શ્રદ્ધા કરવી, સિદ્ધાંતના સત્ય અર્થ કરવા આદિ નિશ્ચય મૃષાવાદ વિરમણ છે.

સત્ય અહિંસાનું જ વિરાટ રૂપાંતર છે. સત્યનો વ્યવહાર કેવળ

વાણીથી જ થતો નથી. જન સાધારણની એ ધારણા ખોટી છે. તેનું મૂળ જન્મ-સ્થાન મન છે. અર્થાનુકૂળ વાણી અને મનનો વ્યવહાર થવો તે જ સત્ય છે; અર્થાત્ જેવું જોયું હોય, સાંભળ્યું હોય, અનુમાન કર્યું હોય તેવું જ વિચારપૂર્વક વાણીથી કથન કરવું અને મનમાં ધારવું તે સત્ય છે. વાણીના સંબંધમાં વિશેષ એ છે કે કેવળ સત્ય કહી દેવાથી જ સત્ય થતું નથી, પરંતુ સત્ય કોમળ અને મધુર પણ હોવું જોઇએ.

સત્ય માટે અહિંસા મૂળ છે. તેથી યથાર્થ જ્ઞાન દ્વારા યથાર્થ રૂપે અહિંસા માટે જે કાંઈ વિચારવું, કહેવું અને કરવું તે જ સત્ય છે. અન્ય વ્યક્તિને પોતાના બોધ પ્રમાણે જ્ઞાન કરાવવા માટે બોલાતી વાણી છળ-કપટયુક્ત અને ભ્રાન્તિ પેદા કરનાર ન હોવી જોઈએ, કોઈ પ્રાણીને તેવી વાણીથી પીડા કે હાનિ ન થવી જોઇએ, પરંતુ તે વાણી પ્રાણીઓના ઉપકાર માટે હોવી જોઇએ. તે જ શ્રેષ્ઠ સત્ય છે.

આંધળાને આંધળો કહેવો તે અસત્ય વાણી છે, કારણ તે અમનોજ્ઞ છે. મહાશતક શ્રાવકની સત્ય પરંતુ અમનોજ્ઞ વાણીના પ્રયોગ માટે ભગવાન મહાવીરે ગૌતમ સ્વામીને તેમની પાસે મોકલી તેની આલોચના કરાવી હતી, તેની કથા આ પ્રમાણે છે.

## ૨—મહાશતકની કથા

રાજગૃહ નગરમાં મહાશતક નામના ગાથાપતિ રહેતા હતા. તેની પાસે કાંસાના એક વાસણથી માપેલા આઠ કરોડ સોનૈયા ખજાનામાં, આઠ કરોડ વેપારમાં તથા આઠ કરોડ લેણ-દેણમાં રોકેલા હતા તેને રેવતી આદિ તેર સુંદર સ્ત્રીઓ હતી. રેવતીના આઠ કરોડ સોનૈયા તેના પિયરના હતા અને બાકીની બાર સ્ત્રીઓના

એક એક કરોડ સોનૈયા તેમના પિયરના હતા. આવા ઋદ્ધિસંપન્ન મહાશતક ગાથાપતિ હતા.

એક સમયે શાસનપતિ શ્રી મહાવીર પ્રભુ રાજગૃહમાં પધાર્યા. તેમની મંગળવાણી સાંભળી મહાશતક વૈરાગ્યભાવે ભાવિત થયા અને શ્રાવકધર્મ અંગીકાર કર્યો. તેણે રેવતી આદિ તેર સ્ત્રીઓ સિવાયની બીજી સ્ત્રીઓ સાથે અબ્રહ્મચર્ય સેવનનો ત્યાગ કર્યો. મહાશતક શ્રાવક શ્રાવક-ધર્મનું નિર્મળ રીતે પાલન કરતાં વિચરવા લાગ્યા.

એક રાત્રિએ રેવતીને એવો અશુભ વિચાર આવ્યો કે મારી આ બાર શોકય મારા પતિ સાથે યથેચ્છ ભોગ ભોગવતાં મને અંતરાય રૂપ છે માટે તે સર્વેને હું મારી નાખું; તેમનું ધન હું લઈ લઉં અને મારા પતિ સાથે મન માન્યા ભોગ ભોગવું. અને અંતે એ અપ્રશસ્ત અને દુષ્ટ વિચારોને તેણે કાર્યમાં પરિણત કર્યો અર્થાત્ તેણે પોતાની બાર શોકયને હથિયાર અને વિષના પ્રયોગથી મારી નાખી.

રેવતી માંસ ભક્ષણની પણ અનુરાગી હતી અને માંસ ભક્ષણથી તેને કદી તૃપ્તિ ન થતી રાજગૃહ નગરમાં હિંસા કરવાની રાજ્ય તરફથી બંધી થવા છતાં પણ તે સ્ત્રી પોતાના પિયરના ગોકુળમાંથી રોજ બે વાછડા મરાવીને મંગાવતી હતી.

એક તરફ મહાશતક શ્રમણોપાસકનું નિર્મળ, વિશુદ્ધ, ઉચ્ચ ચારિત્ર હતું તો બીજી બાજુએ રેવતીનું ભોગ-વિલાસ, મમતા, તૃષ્ણા, રસલોલુપતા આદિથી આચ્છાદિત અધમ જીવન હતું.

મહાશતક ગાથાપતિને વિવિધ પ્રકારના વ્રત નિયમોનું પાલન કરતાં ચૌદ વર્ષ વીતી ગયા. ત્યારબાદ તેમણે પોતાના મોટા પુત્રને કુટુંબનો ભાર સોંપી દીધો અને પોતે ભગવાન મહાવીરની સમીપની ધર્મ-પ્રજ્ઞપ્તિને સ્વીકારી વિચરવા લાગ્યા.

એક વખતે રેવતી પૌષધશાળામાં મહાશતકની પાસે ગઈ અને મોહ અને ઉન્માદ ઉત્પન્ન કરનાર શૃંગારભર્યાં હાવભાવ કટાક્ષ આદિ બતાવી તેને કહેવા લાગી કે આ ધર્મ, પુણ્ય, સ્વર્ગ અને મોક્ષનું તમારે શું પ્રયોજન છે? વિષય-ભોગથી ઊંચું કોઈ સુખ નથી, માટે આ સર્વે ઢોંગ છોડી મારી સાથે મનમાન્યા ભોગ ભોગવો.

મહાશતક શ્રાવકે એ વાતનો આદર ન કર્યો, પરંતુ મૌન રહી ધર્મધ્યાનમાં મગ્ન રહ્યા. ત્યારબાદ મહાશતક શ્રાવકે શ્રાવકની અગિયાર પડિમા અંગીકાર કરી અને તેનું સમ્યક્ પ્રકારે પાલન કર્યું. તે ઉગ્ર કરણીથી તેમનું શરીર ઘણું જ કૃશ થઈ ગયું અને તેના શરીરની-એકેક નસ દેખાવા લાગી. તેથી તેમણે વિચાર્યું કે મારૂં શરીર હવે હાડપીંજર માત્ર રહ્યું છે, તો અંતિમ મારણાન્તિક સંલેખનાનું સેવન કરી, આહારપાણીના સર્વથા ત્યાગ કરીને મૃત્યુની આકાંક્ષા ન કરતો હું આત્મધ્યાનમાં વિચરૂં. એ પ્રમાણે કરી તેઓ વિચરવા લાગ્યા.

મહાશતક શ્રાવકને શુભ અધ્યવસાયના પરિણામે અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. તેઓ પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાઓમાં લવણ સમુદ્રની અંદર એક હજાર યોજન ક્ષેત્ર સુધી અને ઉત્તરમાં ક્ષુદ્ર હિમવંત પર્વત સુધી જાણવા-દેખવા લાગ્યા. નીચી દિશામાં તેઓ આ રત્નપ્રભા પૃથ્વીમાં ચોરાશી હજાર વર્ષની સ્થિતિવાળા લોલુપાચ્યુત નરક સુધી જાણવા દેખાવા લાગ્યા.

હવે રેવતી એક વખત ફરીથી ઉન્મત્ત બની મહાશતક ગાથાપતિ પાસે પૌષધશાળામાં આવી અને પહેલાની માફક ભોગ ભોગવવાની માગણી કરવા લાગી. તેની વારંવારની માગણીથી મહાશતક શ્રાવકને ક્રોધ આવી ગયો. તેમણે પોતાના અવધિજ્ઞાનનો ઉપયોગ લગાવ્યો, તે જ્ઞાન દ્વારા જાણીને કહ્યું, "પોતાનું અનિષ્ટ

પ્રરૂપનાર હે રેવતી! તું સાત રાત્રિની અંદર અલસ રોગથી અત્યંત દુઃખ પામી, અસમાધિ ભાવે મૃત્યુ પામી આ રત્ન પ્રભા પૃથ્વીની નીચે લોલુપાચ્યુત નરકમાં ચોરાશી હજાર વર્ષની સ્થિતિવાળા નારકીઓમાં નારકી રૂપે ઉત્પન્ન થઈશ."

આ વાત સાંભળી રેવતીને ડર લાગ્યો કે મહાશતક શ્રાવક હવે તેને ચાહતા નથી, તેનું અનિષ્ટ પ્રરૂપે છે તેથી તે તેને મારી નાખશે. તે ભયભીત બની ત્યાંથી પાછી ચાલી ગઈ, અને અત્યંત ઉદાસીન બની વિચારોમાં ડૂબી ગઈ. ત્યારબાદ સાત દિવસની અંદર તે અલસ રોગથી ગ્રસિત થઈ તીવ્ર શોક અને દુઃખથી આર્તધ્યાન કરતી મૃત્યુ પામીને આ રત્નપ્રભા પૃથ્વીના લોલુપાચ્યુત નરકમાં ચોરાશી હજાર વર્ષના આયુષ્યવાળા નારકીઓમાં નારકી રૂપે ઉત્પન્ન થઈ.

તે સમયે ભગવાન મહાવીર તે શહેરમાં પધાર્યા, તેમણે ગૌતમ સ્વામીને કહ્યું, "હે ગૌતમ! આ રાજગૃહ નગરમાં મહાશતક શ્રાવક પૌષધશાળામાં અંતિમ મારણાન્તિક સંલેખનાનું સેવન કરતા વિચરે છે. ત્યારબાદ પ્રભુએ મહાશતકે રેવતીને તેના મૃત્યુની વાત કરી હતી ત્યાં સુધીનું સર્વ વર્ણન કરીને કહ્યું કે, હે ગૌતમ! અંતિમ સંલેખનાનું સેવન કરનાર એવા મહાશતક શ્રાવકને જે વાત સત્ય, તત્ત્વ તથા તથ્ય હોય છતાં અન્યને અનિષ્ટ, અમનોજ્ઞ, અજ્ઞાત અપ્રિય અને દુઃખદાયી થઈ પડે એવું વચન બોલવું કલ્પે નહિ માટે હે દેવાનુપ્રિય! તમે જાઓ અને તેમને આલોચના કરવાનું યાવત્ પ્રાયશ્ચિત્ત સ્વીકારવાનું કહો.

શ્રી ગૌતમ સ્વામી મહાશતક પાસે ગયા અને કહ્યું, હે દેવાનુપ્રિય! ભગવાન્ મહાવીર એમ કહે છે અને પ્રરૂપે છે કે અંતિમ સંલેખનાધારી શ્રાવકને, તમે રેવતીને કહ્યું એવું બોલવું

કલ્પતું નથી, કારણ તે સત્ય હોવા છતાં અપ્રિય અને અમનોજ્ઞ ભાષા છે, અન્યને દુઃખદાયી છે. માટે તેની આલોચના યાવત્ પ્રાયશ્ચિત્ત કરો.

મહાશતક શ્રાવકે ભગવાન્ ગૌતમની વાત સ્વીકારી અને પ્રાયશ્ચિત્ત કરીને પોતાના આત્માને શુદ્ધ કર્યો. તેમણે વીશ વર્ષ શ્રાવક પર્યાય પાળી, ઘણા શીલવ્રત આદિથી આત્માને ભાવિત કરી, અગિયાર પ્રતિમાઓને સમ્યક્ પ્રકારે સેવી, એક માસનો સંથારો કરી, સાઠ ભક્તનું અનશન કરી સમાધિપૂર્વક યથા સમય કાળ કરી સૌધર્મ નામના પહેલા દેવલોકમાં ચાર પલ્યોપમના આયુષ્યે દેવ બની ત્યાંના દિવ્ય સુખો ભોગવે છે. ત્યાંની સ્થિતિ પૂર્ણ થયે ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ-બુદ્ધ-મુક્ત બની નિર્વાણ પદને પામશે.

—ઇતિ મહાશતકચરિત્ર સમાપ્ત

---

તે પ્રમાણે જે વાણીમાં પ્રાણીઓનું અહિત હોય, જે વાણી કર્કશ હોય કે અમનોજ્ઞ અને અપ્રિય હોય તેવી વાણી બોલવી જોઇએ નહિ.

હવે સૂત્રના શબ્દો વિષે વિચાર કરીએ—

**कन्नालीय-गवालीय-भोमालीय**

રાગદ્વેષના કારણથી વરકન્યાના લક્ષણો હોય તેથી વિપરીત દર્શાવવા અર્થાત્ કુળ, શીલ, રૂપ આદિથી યુક્ત કન્યાને દુષિત ઠરાવવી અને શીલ આદિથી રહિતને સુશીલ કહેવી; તે પ્રમાણે પોતાના સ્વાર્થ માટે કે દ્વેષના કારણથી પશુ સંબંધી અને ભૂમિ સંબંધી જૂઠું બોલવું તે કન્યા, ગૌ અને ભૂમિ સંબંધી અલીક છે.

કન્યા, ગૌ અને ભૂમિ શબ્દો માત્ર ઉપલક્ષણુ છે કન્યા અને ગૌ ક્રમશઃ મનુષ્ય અને પશુ જાતિમાં શ્રેષ્ઠ છે. તેથી "કન્યા" શબ્દથી મનુષ્ય માત્રનું અને "ગૌ" શબ્દથી પશુ માત્રનું ઉપલક્ષણે કરીને ગ્રહણ થાય છે તે પ્રમાણે ભૂમિ અને તેથી ઉત્પન્ન થતી સર્વે વસ્તુઓ સંબંધી જૂઠુ ન બોલવુ જોઇએ

नासावहारे—

આપણા ઉપર વિશ્વાસ મૂકીને કોઇએ આપણે ત્યાં ધન, ઘરેણું કે અન્ય વસ્તુ અનામત મૂકી હોય તે અસત્ય બોલી ઓળવવી તે ન્યાસવહાર છે.

कूडसक्खिज्जे—

કચેરીમાં કે અન્ય સ્થળે ખોટી સાક્ષી પૂરવી તે કૂટસાક્ષીત્વ છે. તેથી મોટો અનર્થ થાય છે

सदारमंतभेए—

પોતાની સ્ત્રીના ગુપ્ત વાર્તાલાપ આદિ અન્ય પાસે પ્રકાશિત કરવા તે સ્વદારમંત્રભેદ છે તેથી લજ્જા કે સંકોચ વશ સ્ત્રી આત્મઘાત પણ કરી લે એવી સંભાવના રહે છ

कूडलेहकरणे—

ખોટાં લેખ, દસ્તાવેજ, સહી-સીક્કા, અન્યના અક્ષરોની નકલ આદિ કરવા તે કૂટલેખકરણ અતિચાર છે પ્રમાદ કે અવિવેકથી એવુ કરવું કે કરાવવું તે અતિચાર છે વ્રતનો પૂર્ણ આશય સમજ્યા વિના એવુ ચિંતવવું કે મેં જૂઠ બોલવાનો ત્યાગ કર્યો છે પરંતુ આ તો ખોટો લેખ છે, તેમા ખોટું બોલવાનુ નથી તેથી મારૂં સત્યવ્રત ખંડિત થતું નથી, તો વ્રતની અપેક્ષાથી અને અવિવેકના કારણથી તે અતિચાર છે, કિંતુ ઇરાદાપૂર્વક જાણીને,

સમજીને કૂટલેખ કરાવવા તે અનાચાર છે, અર્થાત્ વ્રતનો સર્વથા ભંગ છે. આ સંબધી વધુ વિવેચન માટે અમારૂં પુસ્તક "જૈન સિદ્ધાંત બોલ સંગ્રહ ભાગ ૨ જો" જુઓ.

## सूत्र पाठ-तइयं अणुव्वयं
## थूल अदिन्नादाण-वेरमणं

तइयं अणुव्वयं- थूलअदिन्नादाण-वेरमणं;

खत्तखणणं, गंठिभेयणं, जंतुग्घाडणं, पडियवत्थु हरणं, ससामिय-वत्थु-हरणं, इच्चेवमाइस्स अदत्तादाणस्स पच्चक्खाणं; अप्पाण य संबंधि, वावार-संबंधि, तुच्छवत्थु विप्पजहिऊण.

जावज्जीवाए दुविहं तिविहेणं न करेमि न कारवेमि मणसा वयसा कायसा; एअस्स तइयस्स थूलग-अदिन्नादाण वेरमणस्स † समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहाः—

तेनाहडे तक्करपओगे, विरुद्धरज्जाइक्कमे कूडतुल-कूडमाणे, तप्पडिरूवगववहारे तस्स मिच्छा मि दुक्कडं.

ભાવાર્થ પાઠ

ત્રીજું અણુવ્રત

સ્થૂળ ચૌર્યથી વિરમણ

ત્રીજુ અણુવ્રત સ્થૂળ ચોરીથી વિરતિ.

ખાતર પાડીને, ગાંસડી છોડીને, તાળા ઉપર કુચીઓ લાગુ

† શ્રાવિકાઓએ "સમણોવાસિયાએ" શબ્દ બોલવો.

કરીને, રસ્તામાં પડેલી પારકી વસ્તુને ઉપાડી લઈને, § પોતાના સ્વામીની વસ્તુની ચોરી કરીને, લેવનો, પ્રતિબંધ; તથા સગાસંબંધીની અને વ્યાપાર નિમિત્તની નિર્ભ્રમિ ( નજીવી ) વસ્તુ સિવાયના અદત્તાદાનના પચ્ચક્ખાણ.

હું જીવનપર્યંત બે કરણ અને ત્રણ યોગપૂર્વક મન-વચન-કાયા દ્વારા ચોરી કરૂં નહિ, કરાવું નહિ.

આ સ્થૂળ અસ્તેય વ્રતના પાંચ અતિચાર * શ્રાવકને જ્ઞેય છે, કિંતુ ઉપાદેય નથી, તે જેવાં કે—

સ્તેનાહૃત, તસ્કરપ્રયોગ, વિરુદ્ધરાજ્યાતિક્રમ, કૂટતોલ-કૂટમાન, તત્પ્રતિરૂપક વ્યવહાર.

એવા ત્રીજા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## ત્રીજું અણુવ્રત—સ્થૂળ ચૌર્યથી વિરમણ
## પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં

ત્રીજું અણુવ્રત— થૂલઅદિન્નાદાણ-વેરમણ.

ખાતર ખણી, ગાંઠડી છોડી, તાળા ઉપર કુંચીએ કરી, પડી વસ્તુ ધણિયાતી જાણી, ઈત્યાદિક મોટા અદત્તાદાન લેવાના પચ્ચક્ખાણ; તથા સગાસંબધી, વ્યાપાર સંબધી નિર્ભ્રમિ ( નજીવી ) વસ્તુ ઉપરાંત અદત્તાદાન લેવાનાં પચ્ચક્ખાણ.

§ ' સસામિય-વત્થુ 'નો અર્થ જેનો સ્વામી હોય તેની વસ્તુ અથવા પોતાના સ્વામીની વસ્તુ એમ બન્ને અર્થ થઈ શકે છે. શ્રી રામકૃષ્ણજી મહારાજનો અભિપ્રાય છે કે પહેલો અર્થ લેવામાં અસંગતિ અને પુનરૂક્તિ દોષ આવે છે, તેથી બીજો અર્થ લીધો છે.

* બહેનોએ "શ્રાવિકાને" શબ્દ બોલવો.

જાવજ્જીવાએ દુવિહં તિવિહેણું ન કરેમિ ન કારવેમિ મણસા વયસા કાયસા. એવા ત્રીજા થૂલ અદત્તાદાન વેરમણ વ્રતના પંચ અઈયારા, જાણિયવ્વા ન સમાયરિયવ્વા, તં જહા:—

તેનાહડે, તક્કરપઓગે, વિરૂદ્ધરજ્જાઈક્કમે, કૂડતુલકૂડમાણે, તપ્પડિરૂવગવવહારે; એવા ત્રીજા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

### શબ્દાર્થ

तइयं = ત્રીજું

अणुव्वयं = અણુવ્રત; નાનું વ્રત

थूल = સ્થૂળ, મોટી

अदिन्नादाणवेरमणं = ચોરીથી નિવૃત્તિ; ચોરીથી વિરતિ

खत्तखणणं, खातर खणी = ખાતર પાડી

गंठीभेअणं = ગાંસડી છોડી

जंतुग्घाडणं = તાળું ખોલીને

पडियवत्थु-हरणं=(રસ્તામાં) પડેલા પારકી વસ્તુને ઉપાડી લેવી

ससामिय वत्थुहरणं = પોતાના સ્વામીની વસ્તુ ની ચોરી કરવી

अदत्तादाणस्स = અદત્તાદાનના; સ્તેયના

पच्चक्खाणं = પ્રત્યાખ્યાન; ત્યાગ, વિરમણ; વિરતિ

वावर = વ્યાપાર

तुच्छ, निक्रेमि = તુચ્છ, નજીવી

वत्थु = વસ્તુ

विप्पजहिऊण = છોડીને; વર્જીને

तइयस्स = ત્રીજા; તૃતીય

थूलग-अदिन्नादाण वेरमणस्स = સ્થૂલ અસ્તેય (અચૌર્ય) વ્રતના-

तेनाहडे, स्तेनाहृत = ચોરીનો માલ ખરીદવો તે

**तक्करप्पओगे, तस्कर-प्रयोग** = ચોરને ચોરી કરવા માટે પ્રેરણા આપવી તે

**विरुद्धरज्जाइक्कमे, विरुद्ध राज्यातिक्रम**= રાજ્યના શત્રુ સાથે સંબંધ રાખવો દાણ, વગેરેની ચોરી કરવી

**कूडतुल-कूडमाणे, कूडतोल कूटमान** = હીનાધિક તોલ અને માપ રાખવા તે; લેવાના જુદા અને દેવાના જુદા માપ તોલ રાખવા તે

**तप्पडिरुवगववहारे, तत्प्रतिरुपक-व्यवहार** = બહુ મૂલ્ય વસ્તુમાં તેને મળતી આવતી અલ્પ મૂલ્ય વસ્તુ ભેળવીને વેચવી અથવા બનાવટી વસ્તુ વેચવી તે.

### વિવેચન

અચૌર્ય, અસ્તેય અને અદત્તાદાન-વિરમણ એ સર્વે શબ્દો એકાર્થ છે. અચૌર્ય અહિંસાનું મહાન સ્વરૂપ છે. અન્યની સંપત્તિ ઉપર છૂપી રીતે કે બળાત્કારથી અધિકાર કરવો અનુચિત છે; એટલું જ નહિ, પરંતુ અન્યાયપૂર્વક કોઇ વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રના અધિકારનું હરણ કરવું તે પણ સ્તેય છે જૈન ધર્મનું જો સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવે તો સમજી શકાશે કે ભૂખ અને ખરાબ પરિસ્થિતિથી કંટાળી ઉદરપૂર્તિ માટે ચોરી કરનાર નિર્ધન અને અસહાય વ્યક્તિ સ્તેયના પાપની એટલી અધિક અપરાધી નથી, જેટલાં નિમ્ન શ્રેણીના મહાન મનાતા મનુષ્યો અપરાધી છેઃ—

૧. અસાચારી રાજા કે નેતા, જે પોતાની પ્રજાના ન્યાયપ્રાપ્ત રાજનૈતિક, સામાજિક, ધાર્મિક અને નાગરિક અધિકારોનું અપહરણ કરે છે.

૨. પોતાને ધર્મનિષ્ઠ માનનાર સંકીર્ણ-હૃદયવાળા, સમૃદ્ધિશાળી, ઉચ્ચ જાતિના સવર્ણ મનુષ્યો આ માણસો ભ્રાંતિવશ નીચીજાતિના

નિર્ધન માણસોના ધાર્મિક, સામાજિક, અને નાગરિક અધિકારોનું અપહરણ કરે છે.

૩. લોભી જમીનદારો, જે ગરીબ ખેડુતોને ચૂસે છે, તેમના ઉપર અત્યાચાર આદરે છે.

૪. મિલ અને હુન્નર ઉદ્યોગના અધિપતિઓ, જે કામ કરનાર કારીગરોને પેટ પૂરતું અન્ન પણ આપતા નથી અને સર્વ નફા ઉપર પોતાનો અધિકાર જમાવી બેસે છે.

૫. લોભી શેઠ કે સાહૂકાર, જે મોટાં વ્યાજ લે છે અને ગરીબના ઘર આદિ પોતાના અધિકારમાં લઈ લેવા અહર્નિશ ચિંતાતુર રહે છે.

૬. ધૂર્ત વ્યાપારી, જે વસ્તુઓમાં સેળભેળ કરે છે, ઉચિત મૂલ્યથી અધિક કિંમત લે છે, ઓછું તોળે કે માપે છે, અને એક બનાવટની વસ્તુ બનાવી અન્ય બનાવટની આપે છે.

૭. લાંચ લેનાર ન્યાયાધિશ કે અન્ય અધિકારીગણ, જે વેતન મળવા છતાં પણ કર્તવ્યપાલનમાં પ્રમાદ સેવે છે.

૮. લોભી વૈદ્ય, જે રોગનું ધ્યાન રાખ્યા વિના કેવળ ધન પ્રાપ્તિનું ધ્યેય રાખી યોગ્ય ઔષધિ આપતા નથી.

૯. તે સર્વે પુરૂષો, જે અન્યાયપૂર્વક ગમે તે અનુચિત રીતિથી કોઈપણ વ્યક્તિના ધન, વસ્તુ, સમય, શ્રમ અને શક્તિનાં અપહરણ અને અપવ્યય કરે છે.

અહિંસા, સત્ય અને અચૌર્ય વ્રતની સાધના કરનારે ઉક્ત સર્વે પાપોથી બચવું જોઈએ. જરા પણ ક્યાંય ચોરીનું છિદ્ર પડ્યું કે આત્માનું પતન અવશ્યમેવ છે. જૈન ગૃહસ્થે આ પ્રકારની ચોરીથી બચવું જોઈએ.

ઉપરોક્ત પાઠમા દર્શાવેલ અતિચારમાં વર્ણવેલ ક્રિયા તો ચોરી બરાબર જ છે અને તે જૈન ગૃહસ્થ માટે હમેશાં ત્યાજ્ય છે તેવી ક્રિયાનો કરનાર રાજ્યનો પણ અપરાધી મનાય છે. તેને અતિચારમાં દર્શાવવાનું કારણ એ છે કે અનુપયોગપૂર્વક એ ક્રિયાઓ કરવાથી અતિચાર લાગે છે, કિંતુ ઈરાદાપૂર્વક જાણીને, સમજીને કરવામા આવે તો પૂર્ણત વ્રતભગ છે અને અણાચાર છે

અદત્તાદાન વિરમણ વ્રતના બે ભેદ છે ૧ વ્યવહારથી અને ૨ નિશ્ચયથી પરકીય વસ્તુને તેના માલિકની રજા વિના લેવી નહિ, છૂપાવવી નહિ તે વ્યવહાર અદત્તાદાન વિરમણ વ્રત છે. પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષય, આઠ કર્મવર્ગણા આદિ પર-વસ્તુઓ છે તેથી હેય છે એવું સમજી તેની ઇચ્છા કરવી નહિ તે નિશ્ચય અદત્તાદાન વ્રત છે



न कारवेमि मणसा वयसा कायसा, माणुस्सं तिरिक्ख-जोणियं एगविहं एगविहेणं न करेमि कायसा; एअस्स चउत्थस्स थूल-मेहुणवेरमणस्स [1]समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा तं जहा:—

[2] [3]इत्तरियपरिग्गहियागमणे [4]अपरिग्गहियागमणे अणंगक्रीडा, परविवाहकरणे, कामभोगतीव्वाभिलासे, तस्स मिच्छा मि दुक्कडं.

### કાયાથી બ્રહ્મચારી માટે

### ભાવાર્થ પાઠ

### ચોથું અણુવ્રત

### સ્થૂળ મૈથુનથી વિરમણ

ચોથું અણુવ્રત સ્થૂળ મૈથુનથી વિરતિ;

દેવતા મનુષ્ય તિર્યંચ સંબંધી મૈથુનનો પ્રતિબંધ.

હું યાવજ્જીવન દેવતા સંબંધી બે કરણ અને ત્રણ યોગે મન-વચન-કાયાથી મૈથુન સેવું નહિ, સેવરાવું નહિ. મનુષ્ય તિર્યંચ યોનિ સંબંધી એક કરણ અને એક યોગથી અર્થાત્ કાયાથી મૈથુન સેવું નહિ

એવા ચોથા સ્થૂળ મૈથુન વિરમણ (બ્રહ્મચર્ય) વ્રતના પાંચ

---

૧. બહેનોએ "समणो वासियाए" શબ્દ બોલવો.

૨. બહેનોએ "इत्तरिय परिग्गहिय गमणे" બોલવું.

૩. કાયાથી બ્રહ્મચારી માટે આ અતિચારો લાગુ પડતા નથી, છતાં પાઠની અખંડતા જાળવવા માટે મૂક્યા છે.

૪. બહેનોએ "अपरिग्गहियगमणे" બોલવું.

અતિચાર [1]શ્રાવકને મારે જ્ઞેય છે કિંતુ ઉપાદેય નથી તે જેવાં કે:—

[2]ઈત્તરિકપરિગૃહીતાગમન, [3]અપરિગૃહીતાગમન, અનંગક્રીડા, પરવિવાહકરણુ, કામભોગતીવ્રાભિલાષા, એવા ચોથા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

## ૪થું અણુવ્રત—સ્થૂળ મૈથુનથી વિરમણુ
## પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં

**નોંધ** —સ્વદાર (સ્વભર્તાર, સંતોષી તથા કાયાથી બ્રહ્મચારી શ્રાવક શ્રાવિકાઓ માટે આ પાઠ ભેળો આપેલ છે

ચોથું અણુવ્રત— થૂલમેહુણવેરમણું,

[4]સદારસંતોસિએ, અવસેસ મેહુણવિહિ પચ્ચક્ખાણ, અને જે સ્ત્રી પુરૂષને મૂકી થકી કાયાએ કરી મૈથુન સેવવાના પચ્ચક્ખાણ હોય તેને દેવતા મનુષ્ય તિર્યંચ સંબંધી મેહુણના પચ્ચક્ખાણ, જાવજ્જીવાએ દેવતા સંબંધી દુવિહં તિવિહેણું ન કરેમિ ન કારવેમિ, મણસા વયસા કાયસા, મનુષ્ય તિર્યંચ સંબંધી એગવિહં, એગવિહેણુ ન કરેમિ કાયસા.

એવા ચોથા થૂલ મેહુણ વેરમણ વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા ત જહા.—

[5]ઈત્તરિયપરિગ્ગહિયા ગમણે, [6]અપરિગ્ગહિયા ગમણે, અણંગક્રીડા,

---

૧. બહેનોએ "શ્રાવિકાને" બોલવું
૨. બહેનોએ "ઈત્તરિકપરિગ્રહીતગમન" બોલવું
૩. બહેનોએ "અપરિગ્રહીતગમન" બોલવું
૪ બહેનોએ "સભત્તારસંતોસિએ" બોલવું
૫. બહેનોએ "ઈત્તરિયપરિગ્ગહિયગમણે" બોલવું.
૬. બહેનોએ "અપરિગ્ગહિયગમણે" બોલવું

પરવિવાહ કરણે, કામભોગતિવ્વાભિલાસે એવા ચોથા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

શબ્દાર્થ

चउत्थं = ચોથું

थूलमेहुण = સ્થૂળ મૈથુન ( અબ્રહ્મચર્ય )થી

वेरमणं = વિરતિ; નિવૃત્તિ

सदारसंतोसिए = સ્વ સ્ત્રીથી સંતોષ રાખવો

सभत्तारसंतोसिए = સ્વ પતિથી સંતોષ રાખવો

दिव्वं = દેવતા સંબંધી

सव्वस्स मेहुणस्स = સર્વે મૈથુનના

अवसेस = બાકી; અવશેષ

मेहुणविहि, पच्चक्खाण = મૈથુન વિધિનો પ્રતિબંધ; ત્યાગ

माणुस्सं, तिरिक्ख जोणियं = મનુષ્ય અને તિર્યંચ યોનિ સંબંધી

एगविहं = એક કરણથી

एगविहेणं = એક યોગથી

सदारसंतोसस्स = સ્વ પત્ના સંતોષના

सभत्तार संतोसस्स = સ્વ પતિ સંતોષના

इत्तरियपरिग्गहियगमणे, इत्वरिक परिगृहीतागमन = (૧) પોતાના પરણેલી પણ લઘુ વયની પત્ની સાથે ગમન કરવું તે; (૨) ભાડુ વગેરે આપી થોડા સમય માટે ગખેલી સ્ત્રી સાથે ગમન કરવું તે-મૈથુન સેવવું તે

अपरिग्गहियागमणे, अपरिगृहीतागमन = (૧) મગપણ કર્યું છે પરંતુ લગ્ન કર્યાં નથી એવી સ્વ-પત્ની સાથે મૈથુન સેવવું તે; (૨) અવિવાહિતા કન્યા, વેશ્યા, વિધવા, કુલાંગના આદિ સાથે ગમન કરવું-મૈથુન સેવવું તે

अणंगकीडा, अनंगक्रीडा = અપ્રાકૃતિક કામક્રીડા કરવી તે

परविवाहकरणे = પોતાના અને પોતાના સંતાન સિવાય અન્યના લગ્ન કરાવી આપવા તે

कामभोगतिव्वाभिलासे, कामभोगतीव्राभिलाषा = કામભોગમાં તીવ્ર અભિલાષા રાખવી તે

### વિવેચન

સ્ત્રી–પુરુષના મૈથુન સંબંધી ક્રિયામાં પાપ રહેલું છે. મૈથુન સેવનમાં અસખ્ય સૂક્ષ્મ જીવોની હિંસા થાય છે અને કામ વાસના સ્વયં પણ એક પાપ છે તે આત્મજીવનની એક પ્રમુખ બહિર્મુખ ક્રિયા છે. અબ્રહ્મચર્ય જડ સંસર્ગથી જન્મેલો વિકાર છે.

બ્રહ્મચર્ય એક ઘણી મહાન આધ્યાત્મિક શક્તિ છે. શારીરિક, માનસિક અને સામાજિક આદિ સર્વે શક્તિઓ બ્રહ્મચર્ય ઉપર નિર્ભર છે. બ્રહ્મચર્ય આધ્યાત્મિક સ્વાસ્થ્ય છે, જેની દ્વારા માનવ સમાજ પૂર્ણ સુખ અને શાંતિ પ્રાપ્ત કરી શકે છે. બ્રહ્મચર્યના પાલનથી વીર્યની રક્ષા થાય છે તેથી શારીરિક સ્વાસ્થ્ય પણ સારૂં રહે છે

બ્રહ્મચર્યની મહત્તા સંબંધમાં ભગવાન મહાવીરે કહ્યું છે કે:—

देव-दाणव-गंधव्वा, जक्ख-रक्खस-किन्नरा।
वंभयारिं नमंसंति, दुक्करं जे करंति ते॥

અર્થાત્—દેવ, દાનવ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ અને કિન્નર જાતિના દેવો પણ બ્રહ્મચારીના ચરણોમાં પ્રણામ કરે છે. જે બ્રહ્મચર્યની સાધના કરે છે તે એક ઘણું દુષ્કર કાર્ય કરે છે.

બ્રહ્મચર્યની સાધના માટે કામના વેગને રોકવાનો હોય છે

તે વેગ ઘણો જ ભયંકર છે. તે મોટી મોટી શક્તિઓને પણ વિવશ બનાવી દે છે. મનુષ્ય જ્યારે વાસનાનું રમકડું બની જાય છે ત્યારે તેની દયાજનક સ્થિતિ બને છે. જે મહાપુરુષોએ તે વેગ ઉપર નિયંત્રણ મૂક્યું છે તેને ધન્ય છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં શ્રી હરિકેશ મુનિ કહે છે કેઃ—

[ ઉપજાતિ છંદ ]

धम्मे हरए बंभे संतितित्थे।
अणाविले अत्तपसन्नलेसे ॥
नहि सिणाओ विमलो विसुद्धो।
सुसीईभूओ पजहामि दोसं ॥

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૨/૪૬

અર્થાત્—ધર્મરૂપી દ્રહ (કુંડ) છે. બ્રહ્મચર્ય રૂપી શાંત તીર્થ છે. આત્માના પ્રસન્ન ભાવથી વિશુદ્ધ ધર્મના કુંડમાં નાહેલો હું શાંત થઈને કર્મદોષને દૂર કરું છું.

બ્રહ્મચર્ય એ જ આત્માની ઉન્નતિ માટે તીર્થ યાત્રા છે, અને સદ્ધર્મ એ જ કર્મ મળ દૂર કરવાનો શ્રેષ્ઠ સ્નાન-કુંડ છે. કહ્યું છે કે ब्रह्मचारी सदा स्नातः, सदा शुचिः। બ્રહ્મચારી હમેશાં શુદ્ધ અને પવિત્ર છે. જે અહર્નિશ અંતરંગ સ્નાન કરે છે તેને બાહ્ય સ્નાન નિરર્થક છે.

ઇન્દ્રિયોનો સંયમ રાખવાથી બ્રહ્મચર્ય સહેલાઈથી સાધી શકાય છે. તેથી ઇન્દ્રિય સંબંધી પાંચ કામભોગો ( શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ ) ઉપર નિયંત્રણ કરવું જોઈએ અને મનનો પણ નિરોધ કરવો જોઈએ. આસક્તિ એ જ દુઃખ છે. આસક્તિ એ જ બંધન છે. કામભોગોનું સ્વરૂપ નીચેની ગાથાઓમાં દર્શાવવામાં આવેલ છેઃ—

( અનુષ્ટુપ છંદ )

सल्लं कामा विसं कामा कामा आसीविसोवमा।
कामे पत्थेमाणा अकामा जंति दोग्गई॥

—ઉત્તરાધ્યયન સૂત્ર ૯/૫૩

जहा किंपागफलाण परिणामो न सुंदरो।
एवं भुत्ताण भोगाणं परिणामो न सुंदरो॥

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯/૧૭

અર્થાત્—કામભોગ શલ્ય છે, કામભોગ વિષ છે, કામભોગ સર્પ જેવાં છે કામભોગોની અભિલાષા રાખનાર જીવો બિચારા કામભોગોને પામ્યા વિના જ દુર્ગતિમાં ચાલ્યા જાય છે

જેમ કિંપાક ફળનું પરિણામ સુંદર નથી તેમ ભોગવેલાં ભોગોનું પણ પરિણામ સુંદર નથી (કિંપાક વૃક્ષના ફળ જોવામાં રમણીય અને ખાવામાં તો અતિ મધુર હોય છે, પરંતુ ખાધા પછી થોડી જ વારમાં મૃત્યુ નિપજાવી દે છે તેવી રીતે કામભોગ ઇન્દ્રિયોને મનોહર અને ભોગવવા સારા લાગે છે, પરંતુ તે ક્ષણિક છે અને તે ભોગોનું પરિણામ દુર્ગતિ છે. માટે કામભોગ સાજ્ય ગણવા જોઇએ.)

સિનેમા આદિ કામોત્પાદિક દસ્ય જોવા અને તેવા પ્રકારની વાતો કરવી કે સાંભળવી, મનમાં મલિન વિચારો લાવવા આદિ કાર્યો બ્રહ્મચર્યના પાલનમાં વિઘ્નરૂપ નીવડે છે, માટે તે છોડવાં જોઇએ.

આ વ્રતના પહેલા તથા બીજા અતિચારના અર્થના વિષયમાં ભિન્ન ભિન્ન આચાર્યોનો ભિન્ન ભિન્ન મત છે કોઇ કોઇ આચાર્યે ઇત્વરિકપરિગ્રહિતા ગમનનો અર્થ "નાની વયની પરણેલી પત્ની સાથે

મૈથુન સેવ્યું હોય" એવો કર્યો છે અને આ અર્થ સૌરાષ્ટ્ર-ગુજરાતમા પ્રચલિત છે.

ત્યારે કોઈ કોઈ આચાર્યોએ ભાડુ વગેરે આપી થોડા સમય માટે રાખેલી સ્ત્રી સાથે ગમન કર્યું હોય-મૈથુન સેવ્યું હોય એવો અર્થ કરેલ છે મૂર્તિપૂજકોના પ્રતિક્રમણમાં પણ આ અર્થ સ્વીકાર્યો છે. તેમજ પૂ. કવિરત્ન શ્રી અમરચંદ્રજી મહારાજે તેમના શ્રમણ સૂત્રમાં તથા શ્રી ભૈરોદાનજી સેઠિયાના જૈન સિદ્ધાંત બોલ સંગ્રહમાં પણ આ અર્થ સ્વીકાર્યો છે.

પૂ શ્રી ઘાસીલાલજી મહારાજે તેનો નિમ્નોક્ત અર્થ કર્યો છેઃ—

૧. ઇત્વરિક પરિગ્રહતાગમન—પરપુરૂષ ગામિની સ્ત્રીને ઇત્વરિકા કહે છે. અથવા ઇત્વરનો અર્થ છે થોડા સમય. એટલે થોડા સમયને માટે સ્વીકાર કરેલી સ્ત્રી ઇત્વરિક પરિગ્રહીતા કહેવાય છે. તાત્પર્ય એ છે કે ભાડુ યા બક્ષીસ આપીને પરસ્ત્રીનુ સેવન કરવું તે ઇત્વરિકપરિગ્રહીતાગમન છે. પરંતુ વસ્તુતઃ "ઇત્વર" શબ્દ અલ્પ અને અલ્પકાલીન અર્થનો વાચક છે, એટલે ઇત્વરિક પરિગ્રહીતાનો અર્થ એ થયો કે અલ્પકાળ સુધી અથવા અલ્પકાળવાળી સ્વીકાર કરેલી અર્થાત્ વાગદત્તા (જેની સાથે વાગ્દાન-સગાઈ થઇ હોય) ની સાથે ગમન કરવુ તે ઇત્વરિક પરિગ્રહીતા ગમન અતિચાર છે.

અપરિગ્રહીતા ગમનનો અર્થ કોઈ કોઈ આચાર્યે "સગપણ કર્યું છે પરંતુ લગ્ન કર્યા નથી એવી સ્વ-પત્ની સાથે મૈથુન સેવ્યું હોય" એવો કર્યો છે, અને આ અર્થ સૌરાષ્ટ્ર-ગુજરાતમાં પ્રચલિત છે.

કોઈ કોઈ આચાર્યે તેનો અર્થ એવો કર્યો છે કેઃ— "અવિવાહિત કન્યા, વેશ્યા, વિધવા, કુલાંગના આદિ સાથે મૈથુન

સેવન કર્યું હોય." મૂર્તિપૂજકોએ તેનો અર્થ કર્યો છે–"કોઈએ ગ્રહણ ન કરેલી એવી કુંવારી અથવા વિધવા સ્ત્રી સાથે ગમન કરવું તે."

કોઈ આચાર્યનું એવું માનવું છે કે સ્વદાર (અથવા સ્વભર્તાર) સંતોષી વ્રતવાળા પુરૂષો અને સ્ત્રીઓ માટે પ્રથમના બે અતિચાર અનાચાર રાખ્યાં છે. પરંતુ અનાભોગથી તેને અતિચાર માનેલ છે. વ્રત સાપેક્ષ દૃષ્ટિ હોવાથી તે અતિચાર માનવામાં આવેલ છે.

શ્રાવિકાઓ માટે પહેલા બે અતિચારના અર્થ પુરૂષો માટે જે અર્થ કરવામાં આવ્યા છે તે પ્રમાણેના ચાલુ અર્થ સિવાય કોઈ આચાર્યે નીચેના અર્થ પણ કર્યા છે—

૧. ઇતરિયપરિગ્ગહિયગમણે = પોતાની શોક્યના વારાના દિવસે પોતે પોતાના પતિને ભોગવે.

૨. અપરિગ્ગહિયગમણે = પોતાના બ્રહ્મચારી પતિ સાથે અબ્રહ્મચર્યનું સેવન કરે તે.

શ્રાવકના ચોથા અતિચારમાં ચાલુ અર્થ સિવાય કોઈ આચાર્યે નીચેનો અર્થ પણ કર્યો છે—

૪ પરવિવાહકરણે = એક ઉપરાંત બીજી સ્ત્રી કરવી; નવેવી કન્યા લાવવી



## सूत्र पाठ
## पंचमं अणुव्वयं
## थूल–परिग्गहवेरमणं

पंचमं अणुव्वयं –थूलपरिग्गहंवेरमणं; (इच्छा परिमाणं);

खेत्तत्थुणं जहा परिमाणं, हिरण्णसुवण्णाणं जहा परिमाणं, धणधन्नाणं जहा परिमाणं, दुपयचउप्पयाणं जहा परिमाणं, कुप्पस्स जहा परिमाणं

एवं मए जहा परिमाणं कयं, तओ अइरित्तस्स परिग्गहस्स पच्चक्खाणं.

जावज्जीवाए एगविहं तिविहेणं न करेमि मणसा वयसा कायसा; एअस्स पंचमस्स थूलगपरिग्गह–परिमाणस्स ‡ समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहाः—

खेत्तवत्थुप्पमाणाइक्कमे, हिरण्णसुवण्णप्पमाणाइक्कमे, धणधन्नप्पमाणाइक्कमे दुपयचउप्पयप्पमाणाइक्कमे, कुविय प्पमाणाइक्कमे, तस्स मिच्छा मि दुक्कडं

## ભાવાર્થ પાઠ
## પાંચમું અણુવ્રત
## સ્થૂળ પરિગ્રહથી વિરમણ

૧. ક્ષેત્ર, વાડી, બગીચા; ૨. ઘર, દુકાન, વખાર વગેરે; ૩. રૂપું તથા તેના દાગીના; ૪. સોનું તથા તેના દાગીના તથા ઝવેરાત વગેરે; ૫. રોકડ નાણું, શેર, કેશસર્ટિફીકેટ, લોન આદિ ધન, ૬ ચોવીશ જાતનું અનાજ; ૭. મનુષ્ય પક્ષી આદિ દ્વિપદ,

‡ શ્રાવિકાઓએ "समणोवासियाए" શબ્દ બોલવો.

૮. પશુ; ઢોરઢાંખર આદિ ચતુષ્પદ; ૯ ત્રાંબા પિત્તળ આદિ ધાતુના વાસણો અને ફરનીચર વગેરે ઘરવખરી.

આ નવ પ્રકારના પરિગ્રહનું મેં યથાશક્તિ પરિમાણ કર્યું છે તે ઉપરાંત મારા ઉપયોગ માટે સંગ્રહ કરવાનો પ્રતિબંધ.

હું માવજ્જીવન એક કરણ અને ત્રણ યોગથી અર્થાત્ મન, વચન, કાયાથી પરિગ્રહના પરિમાણ ઉપરાંત સંગ્રહ કરું નહિ. આ પાંચમા સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રતના પાંચ અતિચાર § શ્રાવકને જ્ઞેય છે કિંતુ ઉપાદેય નથી, જેવાં કે—

ક્ષેત્રવાસ્તુ-પ્રમાણાતિક્રમ, હિરણ્યસુવર્ણ-પ્રમાણાતિક્રમ, ધનધાન્ય પ્રમાણાતિક્રમ, દ્વિપદચતુષ્પદ-પ્રમાણાતિક્રમ, કુપ્ય-પ્રમાણાતિક્રમ, એવા પાંચમા વ્રતને વિષે કોઈ પાપદોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## પાંચમું અણુવ્રત—સ્થૂલ પરિગ્રહ વિરમણ, પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં.

પાંચમું અણુવ્રત-સ્થુલપરિગ્ગહવેરમણં;

ખેત્તવત્થુનું યથા પરિમાણ, હિરણ્ણસુવણ્ણનું યથા પરિમાણ, ધણધન્નનું યથા પરિમાણ, દુપયચઉપ્પયનું યથા પરિમાણ, કુવિયનું યથા પરિમાણ, એ યથાપરિમાણ કીધું છે તે ઉપરાંત પોતાનો પરિગ્રહ કરી રાખવાનાં પચ્ચક્ખાણ.

જાવજ્જીવાએ એગવિહં તિવિહેણં, ન કરેમિ મણસા વયસા કાયસા; એવા પાંચમા થુલ-પરિગ્રહ-પરિમાણ વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા, તં જહા:—

ખેત્તવત્થુપમાણાઇક્કમે, હિરણ્ણસુવણ્ણપમાણાઇક્કમે, ધણધન્ન

§ બહેનોએ "શ્રાવિકાને" શબ્દ બોલવો.

પ્પમાણાઈક્કમે, દુપયચઉપ્પયપ્પમાણાઈક્કમે, કુવિયપ્પમાણાઈક્કમે, એવા પાંચમા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં

## શબ્દાર્થ

पंचमं = પાચમું
अणुव्वयं – અણુવ્રત, નાનું વ્રત
थूल = સ્થૂળ
परिग्गहवेरमणं = પરિગ્રહથી વિરતિ
खेत्तवत्थूणं = ક્ષેત્ર, વાડી, ઘરની ભૂમિ વખાર, દુકાન વગેરેનું
जहा परिमाणं = યથાશક્તિ મર્યાદા, યથાશક્તિ પ્રમાણ
हिरण्ण सुवण्णाणं = રૂપા સોનાનું તથા ઝવેરાતનું
धणधन्नाणं = ધન-ધાન્યનું
दुपयचउप्पयाण = દ્વિપદ, ( મનુષ્ય, દાસ, દાસી, પક્ષી ) ચતુષ્પદ ( પશુ, ઢોરઢાંખર ) વગેરેનું
कुप्पस्स, कुवियत्तुं = ત્રાંબા પિત્તળ આદિ ધાતુના વાસણો તથા વસ્ત્ર શયન, આસનના સાધનો વગેરે ઘરવખરીનું
मए = મેં
कयं = કર્યું છે
तओ अइरित्तस्स = તે સિવાયના
परिग्गहस्स = પરિગ્રહના
पच्चक्खाण = પ્રત્યાખ્યાન, ત્યાગ, વિરતિ
एगविहं = એક વિધ, એક કરણથી
तिविहेणं = ત્રણ યોગથી
पंचमस्स = પાચમા
थूलग = સ્થૂળ
परिग्गह = પરિગ્રહ
परिमाणस्स = પરિમાણ વ્રતના
खेत्तवत्थुप्पमाणाइक्कमे, ક્ષેત્રવાસ્તુ-પ્રમાણાતિક્રમ = ક્ષેત્ર, વાડી, ઘર, દુકાન, વખાર વગેરેના પ્રમાણનું ઉલ્લંઘન

हिरण्णसुवण्णप्पमाणाइक्कमे, हिरण्यसुवर्ण प्रमाणातिक्रम = રૂપું સોનું (ઝવેરાત) વગેરેના પ્રમાણનું ઉલ્લંઘન

धणधन्नप्पमाणाइक्कमे, धनधान्यप्रमाणातिक्रम = ધન, ધાન્યના પ્રમાણનું ઉલ્લંઘન

दुपयचउप्पयप्पमाणाइक्कमे; द्विपदचतुष्पदप्रमाणातिक्रम = દ્વિપદ (મનુષ્ય, દાસ, દાસી વગેરે તથા પક્ષી) અને ચતુષ્પદ (પશુ, ઢોરઢાંખર વગેરે)ના પ્રમાણનું ઉલ્લંઘન

कुवियप्पमाणाइक्कमे, कुप्य प्रमाणातिक्रम = ત્રાંબુ, પિત્તળ, કાંસું આદિ ધાતુઓના વાસણો તથા શયન, આસન આદિના સાધનો વગેરે ઘર-વખરીના પ્રમાણનું ઉલ્લંઘન

વિવેચન

પરિગ્રહ એક મહાન પાપ છે. ધન, સંપત્તિ, ભોગ સામગ્રી આદિ કોઈપણ પ્રકારની વસ્તુઓનો મમત્વપૂર્વક સંગ્રહ કરવો તે પરિગ્રહ છે જ્યારે મનુષ્ય પોતાના ભોગ માટે સ્વાર્થ બુદ્ધિથી આવશ્યકતાથી અધિક સંગ્રહ કરે છે ત્યારે તે ભયંકર પરિગ્રહ બની જાય છે. પરિગ્રહ માનવ સમાજની મનોભાવનાને ઉત્તરોત્તર દૂષિત બનાવે છે અને સ્વ-પર હિતાહિત અને લાભાલાભનો વિવેક રહેવા દેતો નથી.

સામાજિક વિષમતા, સંઘર્ષ, કલહ અને અશાંતિનું પ્રધાન કારણ પરિગ્રહવાદ જ છે. તેથી આ વ્રતમાં દર્શાવ્યા પ્રમાણે વસ્તુઓનો અતિ-પરિગ્રહ-ત્યાગ અર્થાત્ ઉચિત આવશ્યકતાની મર્યાદાનો નિર્ધાર કરવો જોઈએ. આવશ્યકતાનું વિશ્લેષણ એ પ્રમાણે થઈ શકે કે જેના વિના મનુષ્યની જીવન-યાત્રા, સામાજિક મર્યાદા અને ધાર્મિક

ક્રિયા નિર્વિઘ્ન ન ચાલી શકે અર્થાત્ જે સામાજિક, આધ્યાત્મિક અને નૈતિક ઉત્થાનમાં સાધનરૂપ હોય.

જે મનુષ્ય આ નીતિ ઉપર ચાલે છે તે સ્વયં સુખી રહે છે અને જનતામાં પણ સુખનો પ્રવાહ વહાવે છે. કિંતુ જ્યારે આ વ્રતનું યથાર્થરૂપે પાલન થતું નથી ત્યારે સમાજમાં ભયંકર હાહાકાર મચી જાય છે. સમાજની આજની આ દુર્દશાના ગર્ભમાં આ સંગ્રહવૃત્તિ છૂપાયેલી છે.

આજે માનવ સમાજમાં જીવનોપયોગી સામગ્રીનું ઉચિત પદ્ધતિથી વિતરણ નથી. આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલાં માણસો પાસે તો સુખની હર પ્રકારની સામગ્રી છે અને શેષ સમાજ અભાવ ગ્રસ્ત બનેલ છે. તેમની ભૌતિક કે આધ્યાત્મિક ઉન્નતિ માટે પ્રકાશનું કોઈ કિરણ દેખાતું નથી. ભગવાન મહાવીરનો અપરિગ્રહવાદ જ માનવ જાતિનું કલ્યાણ કરી શકે તેમ છે, દુ:ખ પીડિત જનતાની આંખોના આંસુઓ લૂછી શકે તેમ છે.

આ વ્રતના અતિચારોની આખી ગાથા આ પ્રમાણે છે:—

घण-धन्न-खेत्त-वत्थु
रुप्प-सुवण्णे य कुवियपरिमाणे,
दुपए चउप्पयम्मि
पडिक्कमे देसियं सव्वं.

खेत्त—

જંગલમાં ખેતીવાડીના ઉપયોગમાં આવનાર ધાન્ય-ભૂમિને ક્ષેત્ર કહે છે. તેના બે પ્રકાર છે સેતુ અને કેતુ નહેર, કુવા આદિ કૃત્રિમ સાધનોથી સીંચાતી ભૂમિને સેતુ કહે છે અને કેવળ વર્ષાના પ્રાકૃતિક જળથી સીંચાતી ભૂમિને કેતુ કહે છે.

વત્થુ—

પ્રાચીનકાળમાં ઘરને વાસ્તુ કહેવામાં આવતું. તેના ત્રણ પ્રકાર છેઃ ખાત, ઉચ્છ્રિત અને ખાતોચ્છ્રિત. ભૂમિગૃહ અર્થાત્ તળઘરને ખાત કહે છે. પાયો ખોદી ભૂમિઉપર બનાવેલ મહેલ આદિ ઉચ્છ્રિત અને ભૂમિગૃહ ઉપર બનાવેલું ભવન ખાતોચ્છ્રિત કહેવાય છે.

ધન—

તેના ચાર પ્રકાર છે ગણિમ, ધરિમ, મેય અને પરિચ્છેદ્ય.

ગણિમ—જે ગણી શકાય તે, જેમકે નાળીએર આદિ.

ધરિમ—જે તોળી શકાય તે, જેમકે ગોળ સાકર આદિ.

મેય—જે માપી શકાય તે, જેમકે અનાજ, વસ્ત્ર આદિ

પરિચ્છેદ્ય—જેની કસોટી કે પરીક્ષા કરી મૂલ્ય નક્કી કરાય તે, જેમકે જવાહિર આદિ.

ધાન્ય—

ચોવીશ પ્રકારનું છેઃ જેમકે ઘઉં, બાજરો, ચોખા આદિ.

खेत्तवत्थुप्पमाणाइक्कमे—

સ્વીકાર કરેલ પરિમાણ ઉપરાંત ક્ષેત્ર કે ઘરની પ્રાપ્તિ થયે વ્રતભંગ ન થાય તે માટે પ્રથમની ક્ષેત્રાદિની વાડ તોડી તેમાં પ્રાપ્ત થયેલ ક્ષેત્ર ભેળવી દેવું અને સ્વીકારેલ સંખ્યા કાયમ રાખવી અથવા ઘરની ભીંત, કરા વગેરે તોડી નાખી તેમાં પ્રાપ્ત થયેલ ઘર ભેળવી દેવું તે ક્ષેત્ર-વાસ્તુપરિમાણાતિચાર છે.

हिरण्णसुवण्णप्पमाणाइक्कमे—

સીમિત સમય માટે સોના ચાંદી આદિની મર્યાદા કરી હોય તે સમય દરમિયાન અધિક પ્રાપ્તિ થયે વ્રતભંગ થવાના

કરથી અધિક ભાગ અન્યને અભિગ્રહનો સમય પૂર્ણ થતા સુધી સોંપી દેવો તે હિરણ્ય-સુવર્ણપ્રમાણાતિક્રમ છે.

घणधन्नपमाणाइक्कमे—

એ જ પ્રમાણે ધન-ધાન્યની સીમિત સમય માટે મર્યાદા કરી હોય અને અવધિગાળામાં વ્યાપારમાં લાભ મળવાના કારણે કરેલો અધિક સંગ્રહ અન્યને ત્યાં રખાવવો અને પોતાની પાસેથી તે વસ્તુ કમી થયે તે લઈ આવવી તે ધન-ધાન્ય પરિમાણાતિક્રમ છે.

कुवियपमाणाइक्कमे—

સ્વીકૃત સંખ્યા ઉપરાંત ત્રાંબા પિત્તળ આદિના વાસણો વસાવવાથી વ્રતભંગ થવાય એટલા માટે બે વાસણ ભાંગીને એક જાડું કે મોટુ કરાવવું અને સંખ્યાનું પ્રમાણ કાયમ રાખવુ તે કુપ્યપરિમાણાતિક્રમ છે.

શ્રી ભદ્રબાહુ સ્વામીએ નિર્યુક્તિમા ૭ પ્રકારનો પરિગ્રહ દર્શાવ્યો છે અને ભેદની અપેક્ષાથી ૬૪ પ્રકારનો દર્શાવ્યો છે, તે—

ધાન્ય, રત્ન, સ્થાવર, દ્વિપદ, ચતુષ્પદ, કુપ્ય = ૬

| | | |
|---|---|---|
| ધાન્યના | ૨૪ | ભેદ |
| રત્નના | ૨૪ | ભેદ |
| સ્થાવરના | ૩ | ભેદ |
| દ્વિપદના | ૨ | ભેદ |
| ચતુષ્પદના | ૧૦ | ભેદ |
| કુપ્યનો | ૧ | ભેદ |
| | ૬૪ | ભેદ |

પરિગ્રહ પરિમાણ વ્રતના બે ભેદ છે: વ્યવહારથી અને

નિશ્ચયથી ક્ષેત્ર, વાસ્તુ આદિ નવ પ્રકારના પરિગ્રહનું ઇચ્છાપૂર્વક પરિમાણ કરવું તે વ્યવહાર પરિગ્રહ પરિમાણ છે. રાગદ્વેષ, અજ્ઞાન, જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મો, ઇન્દ્રિય ઉપરનો મમત્વભાવ વગેરે પરભાવને છોડવા તે નિશ્ચય પરિગ્રહપરિમાણ છે.

(શ્રાવક-શ્રાવિકાના બાર વ્રત છે તેમાં ઉપરોક્ત પાંચ અણુવ્રત પૂર્ણ થયાં, હવે ત્રણ ગુણવ્રત તથા ચાર શિક્ષાવ્રત કહેવાશે.)



## सूत्र पाठ
## छट्ठं दिसिव्वयं
### [ पढम गुणव्वयं ]

छट्ठं दिसिव्वयं—

उड्ढदिसाए जहा परिमाणं, अहोदिसाए जहा परिमाणं तिरियदिसाए जहा परिमाणं; एवं जहा परिमाणं कयं, तत्तो अइरित्तं सेच्छाए कायाए गंतूणं पंचासवासेवणस्स. पच्चक्खाणं.

जावज्जीवाए दुविहं तिविहेणं न करेमि, न कारवेमि मणसा वयसा कायसा; एअस्स छट्ठस्स दिसिवयस्स [1] समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहाः—

उड्ढदिसिप्पमाणाइक्कमे, अहोदिसिप्पमाणाइक्कमे, तिरियदिसिप्पमाणाइक्कमे, खेत्तवुड्ढी, सइअंतरद्धा तस्स मिच्छा मि दुक्कडं

## ભાવાર્થ પાઠ
## છઠ્ઠું દિશા પરિમાણ વ્રત
### પહેલું ગુણવ્રત

છઠ્ઠું દિશા પરિમાણ વ્રત—

ઉર્ધ્વ દિશાનું યથા પરિમાણ, અધો દિશાનું યથા પરિમાણ, તિર્યક્ દિશાનું યથા પરિમાણ એ યથા પરિમાણ કર્યું છે તે

[1] બ્હેનોએ " સમણોવાસિયાએ " બોલવું.

ઉપરાંત ઇચ્છાપૂર્વક કાયાથી જઈને યાવજ્જીવન બે કરણ ત્રણ યોગે મન, વચન, કાયા દ્વારા પાંચે આસ્રવ સેવું નહિ, સેવરાવુ નહિ.

આ છઠ્ઠા દિશા પરિમાણવ્રતના પાંચ અતિચાર *શ્રાવકને જ્ઞેય છે, કિંતુ ઉપાદેય નથી, જેવાં કે —

ઊર્ધ્વદિક્-પ્રમાણાતિક્રમ, અધોદિક્-પ્રમાણાતિક્રમ, તિર્યગ્ દિક્-પ્રમાણાતિક્રમ ક્ષેત્રવૃદ્ધિ, સ્મૃત્યન્તર્ધા (સ્મૃતિ ભ્રંશ), એવા છઠ્ઠા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ

## છઠ્ઠુ દિશા પરિમાણ વ્રત-પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં

છઠ્ઠુ દિશા પરિમાણ વ્રત—

ઉર્દ્ધદિસાનું યથા પરિમાણ, અહોદિસાનું યથા પરિમાણ, તિરિયદિસાનું યથા પરિમાણ, એ યથા પરિમાણ કીધું છે, તે ઉપરાંત સઇચ્છાએ કાયાએ જઇને પાંચે આસ્રવ સેવવાના પચ્ચક્ખાણ

જાવજ્જીવાએ દુવિહ, તિવિહેણ, ન કરેમિ, ન કારવેમિ મણસા વયસા કાયસા, એવા છઠ્ઠા દિશા પરિમાણ વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા તં જહા.—

ઉર્દ્ધદિસિપ્પમાણાઇક્કમે, અહોદિસિપ્પમાણાઇક્કમે, તિરિયદિસિપ્પમાણાઇક્કમે, ખેત્તવુડ્ઢી, સઇઅંતરદ્ધા, એવા છઠ્ઠા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ

* બહેનોએ "શ્રાવિકાને" બોલવું

શબ્દાર્થ

छट्ठं = છઠ્ઠું
दिसिव्वयं = દિશા (પરિમાણ) વ્રત
उड्ढदिसाए = ઊર્ધ્વ દિશાનું; ઊંચી દિશાનું
जहा = યથાશક્તિ
परिमाणं = પરિમાણ, મર્યાદા, હદ
अहोदिसाए = અધો દિશાનું; નીચી દિશાનું
तिरियदिसाए = તિર્યક્ (તિરછી) દિશા – પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણનું
कयं = કર્યું છે
अइरित्तं = અતિરિક્ત, ઉપરાંત
सेच्छाए = પોતાની ઈચ્છાપૂર્વક
कायाए = કાયાથી
गंतूणं = જઈને
पंचासवासेवणस्स = પાંચ આસ્રવ સેવવાના
छट्ठस्स दिसिव्वयस्स = છઠ્ઠા દિશા (પરિમાણ) વ્રતના
उड्ढदिसिप्पमाणाइक्कमे, ऊर्ध्वदिक्प्रमाणातिक्रम = ઊર્ધ્વ (ઊંચી) દિશાની મર્યાદા ઉલ્લંઘવી તે.
अहोदिसिप्पमाणाइक्कमे, अधोदिक्प्रमाणातिक्रम = અધો(નીચી) દિશાની મર્યાદાનું ઉલ્લંઘન કરવું તે
तिरियदिसि पमाणाइक्कमे, तिर्यग्दिक्प्रमाणातिक्रम = તિર્યક દિશા– પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ દિશાની મર્યાદાનું ઉલ્લંઘન કરવું તે
खेत्तवुड्ढी, क्षेत्रवृद्धि = ક્ષેત્રની મર્યાદા વધારવી તે = (એક દિશાની મર્યાદા ઘટાડી અન્ય દિશામાં વધારવી તે)
सइअंतरद्धा, स्मृत्यन्तर्धा = મર્યાદા વિષયક સ્મૃતિનો લોપ; પ્રત્યેક દિશાના પરિમાણનો સ્મૃતિ ભ્રંશ.

### વિવેચન

પાપાચરણ માટે ગમનાગમનાદિ ક્ષેત્રને વિસ્તૃત કરવાનું જૈન ગૃહસ્થ માટે નિષિદ્ધ છે મોગ મોટા નરેશો સેના સહિત દિગ્વિજય માટે નીકળે છે અને જ્યાં જાય છે ત્યાં સંહાર મચાવે છે મોટા વ્યાપારીઓ વેપારાર્થે નીકળે છે અને આસપાસના રાષ્ટ્રની ગરીબ પ્રજાનું શોષણ કરે છે તૃષ્ણા ઉપર કોઈ જાતનું નિયંત્રણ રહેતું જ નથી

તેથી ભગવાન મહાવીરે દિશાવ્રતનું વિધાન કરેલ છે દિશાવ્રતમાં કર્મ-ક્ષેત્રની મર્યાદા બાંધવામાં આવે છે, અર્થાત્ સાંસારિક પ્રવૃત્તિઓ માટેની સીમા નિશ્ચિત કરવામાં આવે છે, તેની બહાર જઈ હિંસા, અસત્ય આદિ પાપાચરણોનો પૂર્ણતઃ ત્યાગ કરવો તે દિશા પરિમાણ વ્રતનું લક્ષ છે ખુલ્લા રાખેલ ક્ષેત્રાતિરિક્ત શેષ ચૌદ રાજુ પ્રમાણ લોકમા રહેલા સર્વે જીવોની રક્ષા રૂપ ગુણને માટે આ વ્રત લેવામા આવે છે માટે તે ગુણવ્રત કહેવાય છે

આ વ્રતના બે ભેદ છે, વ્યવહારથી અને નિશ્ચયથી છ દિશાનું પરિમાણ કરવુ તે વ્યવહારથી દિશા પરિમાણ અને "ચતુર્ગતિમાં પરિભ્રમણ કરવુ પડે છે તે સ્વકૃત કર્મોનું જ ફળ છે" એવું જાણી સંસારમા ઉદાસીન વૃત્તિ રાખવી અને સિદ્ધ અવસ્થાનું ઉપાદેયપણું સ્વીકારવુ તે નિશ્ચયથી દિશા પરિમાણ વ્રત છે



## सूत्र पाठ
## सत्तमं उवभोग परिभोग-परिमाणव्वयं
## [ वीयं गुणव्वयं ]

सत्तमे वए उवभोग-परिभोगविहिं पच्चक्खायमाणे; उल्लणियाविही, दंतवणविही, फलविही, अब्भंगणविही, उव्वट्टणविही, मज्जणविही, वत्थविही, विलेवणविही, पुप्फविही आभरणविही, धूवणविही, पेज्जविही, भक्खणविही, ओदणविही, सूवविही, विगइविही, सागविही माहुरयविही, जेमणविही, पाणीयविही, मुहवासविही, वाहणविही, उवाणहविही, सयणविही, ( सेज्जाविही ), सचित्तविही, दव्वविही.

इच्चाईणं जहापरिमाणं कयं तत्तो अइरित्तस्स उवभोग परिभोगस्स पच्चक्खाणं, जावज्जीवाए एगविहं तिविहेणं, न करेमि मणसा वयसा कायसा.

तयाणंतरं च णं सत्तमे उवभोगपरिभोगव्वए दुविहे पण्णत्ते तं जहा; भोयणओ कम्मओ य.

तत्थ णं भोयणओ § समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा तं जहा—

सचित्ताहारे, सचित्तपडिवद्धाहारे, अपउलिओसहि-भक्खणया दुप्पउलिओसहिभक्खणया तुच्छोसहिभक्खणया.

कम्मओ णं § समणोवासएणं पन्नरस कमादाणाइं जाणियव्वाइं न समायरियव्वाइं, तं जहा—

इंगालकम्मे, वणकम्मे, साडीकम्मे, भाडीकम्मे,

§ બહેનોએ " સમણોવાસિયાએ " શબ્દ બોલવો.

फोडीकम्मे, दंतवाणिज्जे, लक्खवाणिज्जे, रसवाणिज्जे, विसवाणिज्जे, केसवाणिज्जे, जंतपीलणकम्मे, निल्लंछणकम्मे, दवग्गिदावणया, सरदहतलागसोसणया, असइजणपोसणया, तस्स मिच्छा मि दुक्कडं.

## ભાવાર્થ પાઠ

## સાતમું ઉપભોગ-પરિભોગ-પરિમાણ વ્રત

### [ બીજું ગુણવ્રત ]

સાતમું વ્રત— ઉપભોગ-પરિભોગ વિધિના પ્રત્યાખ્યાન કરતાં ૨૬ પ્રકારની મર્યાદા કરવી તે, જેમકે—

૧. શરીર લૂછવાના અંગૂછા, ટુવાલ. (આર્દ્ર નયનિકા)નો વિધિ.
૨. દાતણ વગેરેનો વિધિ.
૩. ફળનો વિધિ.
૪. અભ્યંગનનો વિધિ.
૫. ઉદ્વર્તન-પીઠી, વગેરેનો વિધિ.
૬. સ્નાનનો વિધિ.
૭. વસ્ત્રનો વિધિ.
૮. વિલેપનનો વિધિ.
૯. પુષ્પનો વિધિ.
૧૦. આભૂષણનો વિધિ
૧૧. ધૂપનો વિધિ.
૧૨. પેયઆહાર ( પીણાંનો ) વિધિ.
૧૩. પકવાન્નનો વિધિ.
૧૪. ચોખાનો વિધિ.
૧૫. દાળનો વિધિ.
૧૬. વિગયનો વિધિ.
૧૭. શાકનો વિધિ.
૧૮. માધુરક ( મધુર ફળ )નો વિધિ.
૧૯. જમણનો વિધિ.
૨૦. પાણીનો વિધિ.
૨૧. મુખવાસનો વિધિ.
૨૨. વાહનનો વિધિ.
૨૩. ઉપાનત્ ( પગરખાં )નો વિધિ.
૨૪. આસન-શયનનો વિધિ.
૨૫. સચિત્ત વસ્તુનો વિધિ.
૨૬. દ્રવ્યનો વિધિ.

ઇત્યાદિનું યથા પરિમાણ કર્યું છે તે ઉપરાંત ઉપભોગ-પરિભોગ નિમિત્તે તે વસ્તુઓ ભોગવવાના પચ્ચક્ખાણ. હું યાવજ્જીવન એક કરણ અને ત્રણ યોગથી અર્થાત્ મન, વચન, કાયાથી ભોગવું નહિ.

તદુપરાંત સાતમું ઉપભોગ-પરિભોગ વ્રત બે પ્રકારનું છે: (૧) ભોજન સંબંધી, (૨) કર્મ સબંધી. તેમાં ભોજન સંબંધી પાંચ અતિચાર § શ્રાવકને જ્ઞેય છે પરંતુ ઉપાદેય નથી, જેવાં કે:—

સચિત્તાહાર, સચિત્તપ્રતિબદ્ધાહાર, અપક્વૌષધિ-ભક્ષણતા, દુષ્પક્વૌષધિ-ભક્ષણતા, તુચ્છૌષધિ-ભક્ષણતા

કર્મ સંબંધી પંદર કર્માદાન § શ્રાવકને જ્ઞેય છે, કિંતુ ઉપાદેય નથી, તે જેવાં કે:—

(૧) અંગાર કર્મ, (૨) વન કર્મ, (૩) શાકટિક કર્મ, (૪) ભાટી કર્મ, (૫) સ્ફોટી કર્મ, (૬) દંતવાણિજ્ય, (૭) લાક્ષા વાણિજ્ય, (૮) રસવાણિજ્ય, (૯) વિષવાણિજ્ય, (૧૦) કેશવાણિજ્ય, (૧૧) યંત્રપીડન કર્મ, (૧૨) નિર્લાંછન કર્મ, (૧૩) દવાગ્નિદાપન, (૧૪) સરોવર-તળાવ-શોષણ કર્મ, (૧૫) અસત જન પોષણ કર્મ. એવા સાતમા વ્રતને વિષે કોઇ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## સાતમુ ઉપભોગ-પરિભોગ-પરિમાણ વ્રત પ્રચલિત રૂઢિ અનુસાર મિશ્રિત ભાષામાં

સાતમું વ્રત ઉપભોગ-પરિભોગ વિહિ-પચ્ચક્ખાએમાણે, ૧. ઉલ્લણિયાવિહી, ૨. દંતવણવિહી, ૩. ફલવિહી, ૪. અબ્ભંગણ-વિહી, ૫. ઉવ્વટ્ટણવિહી, ૬. મજ્જણવિહી, ૭. વત્થવિહી, ૮.

§ બહેનોએ "શ્રાવિકાને" શબ્દ બોલવો.

વિલેવણવિહી, ૯. પુષ્ફવિહી, ૧૦. આભરણવિહી, ૧૧. ધૂવણવિહી, ૧૨. પેજ્જવિહી, ૧૩. ભક્ખવિહી, ૧૪. ઓદણવિહી, ૧૫. સુત્રવિહી, ૧૬. વિગઈવિહી, ૧૭. સાગવિહી, ૧૮. માહુરયવિહી, ૧૯. જેમણવિહી, ૨૦. પાણિયવિહી, ૨૧. મુહવાસવિહી, ૨૨. વાહણવિહા, ૨૩. ઉવાણહવિહી, ૨૪. સયણવિહી, ૧૫. સચિત્તાવહી,૨૬ દવ્વવિહી (કરેમિ)

ઈત્યાદિનું યથા પરિણામ કીધું છે તે ઉપરાંત ઉપભોગ પરિભોગ ભોગ-નિમિત્તે ભોગવવાના પચ્ચક્ખાણ જાવજ્જીવાએ એગવિહં, તિવિહેણ ન કરેમિ મણસા, વયસા, કાયસા.

એવા સાતમા ઉપભોગપરિભોગ દુવિહે પણ્ણત્તે તં જહા, ભોયણઓ કમ્મઓ ય.

ભોયણઓ *સમણોવાસએણં પંચ અઈયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા, ત જહા —

સચિત્તાહારે, સચિત્તપડિબધ્ધહારે અપઉલિઓસહિભક્ખણયા, દુપ્પઉલિઓસહિભક્ખણયા, તુચ્છોસહિભક્ખણયા.

કમ્મઓ ણં *સમણોવાસએણં પન્નરસ કમ્માદાણાઈં જાણિયવ્વાઈં ન સમાયરિયવ્વાઈં, ત જહા—

ઇંગાલકમ્મે, વણકમ્મે, સાડીકમ્મે, ભાડીકમ્મે, ફોડીકમ્મે, દંતવાણિજ્જે, લક્ખવાણિજ્જે, રસવાણિજ્જે, વિસવાણિજ્જે, કેસવાણિજ્જે, જંતપીલણકમ્મે, નિલ્લછણકમ્મે, દવગ્ગિદાવણયા, સરદહતલાગસોસણયા, અસઈજણ-પોસણયા.

એવા સાતમા વ્રતને વિષે પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

× બહેનોએ " સમણોવાસિયાએણ " બોલવું.

### શબ્દાર્થ

सत्तमे = સાતમું
घए = વ્રત
उवभोगपरिभोगविहि = ઉપભોગ અને પરિભોગની વસ્તુઓનો વિધિ
पच्चक्खायमाणे = પ્રત્યાખ્યાન કરતાં
उल्लणियाविही = અંગુછા (આર્દ્રનયનિકા)નો વિધિ
दंतवणविही = દાતણનો વિધિ
फलविही = સ્નાન કરવા પહેલાં મસ્તક આદિ પર લેપ કરવા માટે આંબળા વગેરે ફળોની મર્યાદા
अब्भंगणविही = મર્દન માટે શતપાક આદિ તેલોનો વિધિ
उवट्टणविही = ઉદ્વર્તન, પીઠીનો વિધિ
मज्जणविही = સ્નાન માટે પાણીનું માપ
वत्थविही = વસ્ત્રનો વિધિ
विलेवणविही = (અગર, ચંદન આદિ) વિલેપનનો વિધિ
पुप्फविही = પુષ્પ વિધિ
आभरणविही = આભૂષણોનો વિધિ
धूवणविही = ધૂપનો વિધિ
पेज्जविही = પેય આહાર (ઓસામણ, રાબ, ચોખાની કાંજી વગેરે)નો વિધિ
भक्खणविही = ઘેવર વગેરે પકવાનનો વિધિ
ओदणविही = કોલમ આદિ જાતના ચોખાનો વિધિ
सूवविही = દાળનો વિધિ
विगइविही = ઘી, તેલ, દૂધ, દહીં, ગોળ, ખાંડ વગેરે વિગયનો વિધિ
सागविही = શાકનો વિધિ
माहुरयविही = માધુકર (મધુર ફળ)નો વિધિ
जेमणविही = દહીંવડાં, મુઠ્ઠીઓ વગેરે જમણનો વિધિ
पाणियविही = પાણીનો વિધિ જેની સાથે રોટલી ખવાય તે

मुहवासविही = સુગંધયુક્ત તાંબુલ વગેરે મુખવાસનો વિધિ

वाहणविही = ગાડી, બગી, મોટર, સાયકલ, એરો-પ્લેઈન વગેરે વાહનનો વિધિ

उवाणहविही = ઉપાનત વિધિ; બુંટ, ચપલ, મોજા આદિનો વિધિ

सयणविही = સૂવા માટે શય્યા, ખાટ, પલંગ આદિનો વિધિ

सचित्तविही = ખાવા માટે સચિત્ત વસ્તુઓની મર્યાદા

दव्वविही = ખાદિમ, સ્વાદિમ વગેરે દ્રવ્યોની બાબતમાં એક, બે વગેરે સખ્યાની મર્યાદા તે દ્રવ્ય વિધિ પરિમાણ છે

तयाणंतरं = તદુપરાંત

च = અને

सत्तमे = સાતમું

उवभोगपरिभोगवए = ઉપભોગ પરિભોગ વ્રત

दुविहे = દ્વિવિધ, બે પ્રકારે

पण्णत्ते = પ્રરૂપ્યું છે

तं = તે

जहा = જેમકે

भोयणओ = ભોજન સંબંધી

कम्मओ = કર્મ સંબંધી (જીવનવૃત્તિ સંબંધી)

य = અને

तत्थ णं = તેમાં

सचित्ताहारे = સચિત્ત આ-હાર કરવો તે

सचित्तपडिबद्धाहारे=સચિત્ત પ્રતિબદ્ધ આહાર

अपउलिओसहिभक्खणया = અગ્નિથી અસંસ્કૃત (અપક્વ અર્થાત્ નહિ શેકેલી) ઔષધિનો આ-હાર કરવો તે. (ઔષધિ એટલે ફળ પાકાન્ત અર્થાત્ ફળ પાકે ત્યાંસુધી રહેનાર વનસ્પતિ, જેમકે જુવાર બાજરી, ઘઉં વગેરે. પરંતુ ઔષધિમાં ૨૪ પ્રકારના અનાજ તેમજ સર્વ જાતના આહાર અપેક્ષાથી આવી જાય છે ).

**दुप्पउलिओसहिभक्खणया** = (૧) એક તરફથી શેકાયેલી અને બીજી બાજુએ કાચી રહેલી અર્થાત્ અર્ધ કાચી (पार्श्वस्विन्नम्) ઔષધિ (અનાજ તથા બધી જાતના આહાર)નું ભક્ષણ કરવું તે. (૨) દુષ્પકવ આહાર ખાવો તે

**तुच्छोसहिभक्खणया** = તુચ્છ આહાર કરવો તે; સડી ગયેલું અનાજ વગેરે ખાવામાં લેવું તે

**कम्मओ** = કર્મ સંબંધી

**पन्नरस** = પંદર

**कम्मादाणाइं** = કર્માદાન; જેથી ગાઢ પાપકર્મનું બંધન થાય તે વ્યાપાર

**इंगालकम्मे** = અંગારકર્મ; અગ્નિ સાથે સંબંધ ધરાવતા વ્યાપાર વગેરે કરવા. જેમાં છકાયની હિંસા થાય છે

**वणकम्मे** = વનકર્મ; વ્યાપાર નિમિત્ત વનરાજિ (વૃક્ષ સમૂહ) કપાવવાં તે

**साडीकम्मे** = શાકટિક કર્મ; ગાડા આદિનો વ્યાપાર કરવો

**भाडीकम्मे** = ભાટી કર્મ; પશુ, વાહન આદિનું ભાડું લઈને આજીવિકાનો નિર્વાહ કરવો તે

**फोडीकम्मे** = સ્ફોટી કર્મ; જમીન ખોદાવવાનો પત્થર આદિ ફોડાવવાનો વ્યાપાર કરવો તે

**दंतवाणिज्जे** = દાંત, શીંગડાં, હાડકાંનો વ્યાપાર કરવો કે તે નિમિત્તે પશુઓનો વ્યાપાર કરવો તે

**लक्खवाणिज्जे** = લાક્ષા-વાણિજ્ય; લાખનો વ્યાપાર (લાખના ચાપડા બનાવતાં અસં-ખ્ય જીવોની હાનિ થાય છે. લાખ વગેરેના વર્ણવાળાં કૈયવાદિ જીવોની હિંસા થાય છે)

**रसवाणिज्जे** = રસ વાણિ-જ્ય; મધ, દારૂ આદિ નીચ રસનો વ્યાપાર કરવો તે

विसवाणिज्जे = વિષ વાણિજ્ય; સોમલ આદિ વિષનો વ્યાપાર કરવો તે

केसवाणिज्जे = કેશ વાણિજ્ય; ચમરી, ગાય આદિ પશુઓના વાળનો અને મોર આદિ પક્ષીઓના પીંછાંનો વ્યાપાર કરવો; (૨) કેશવાળા લક્ષણોએ કરીને-દાસ દાસી આદિ મનુષ્યોનો વેપાર કરવો તે

जंतपीलणकम्मे = યંત્ર પીડન કર્મ; મીલ, કોલુ, ઘાણી આદિ દ્વારા તલ, સરસવ આદિ પીલવાનો વ્યાપાર કરવો તે; અથવા એની મીલો વગેરે બનાવવી કે વેચવી તે

निल्लंछणकम्मे = નિર્લાંછન કર્મ; બળદ, પાડા, ઘોડા આદિને નપુંસક બનાવવા (ખસ્સી કરવા) તે

दवग्गिदावणया = દવાગ્નિદાપન; વન, ખેતર, પર્વત, ગામ આદિને આગ લગાડવી તે

सरदहतलागसोसणया = સરોવર-તળાવ-શોષણ કર્મ; સરોવર તળાવ આદિમાંથી જળ કાઢી તેને સૂકવી દેવાં તે. (આ સાક્ષાત્ ત્રસ-સ્થાવર જીવોની હિંસાનું કારણ છે)

असईजणपोसणया = અસત્ જન પોષણ કર્મ; આજીવિકાના નિર્વાહ અર્થે દુરાચારી મનુષ્યોને (કુલટા સ્ત્રી આદિને) ભાડું આપી રાખવાં કે હિંસક પશુઓને પોષવાં તે, ઇત્યાદિ

### વિવેચન

જીવન ભોગથી બંધાયેલું છે તેથી જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી ભોગનો સર્વથા ત્યાગ થઈ શકતો નથી. આસક્તિ

ઘટાડવા માટે ભોગની મર્યાદા અવશ્યમેવ થઈ શકે છે. અનિયંત્રિત જીવન વિષાક્ત બની જાય છે. તેવું જીવન પોતાને કે પરને માટે હિતાવહ બની શકતું નથી. તેમ જ આ લોક કે પરલોક માટે પણ શ્રેયસ્કર બની શકતું નથી. અનિયંત્રિત ભોગાસક્તિ સંગ્રહ-બુદ્ધિને ઉત્તેજિત કરે છે. સંગ્રહ-બુદ્ધિ પરિગ્રહની જાળ વણે છે. પરિગ્રહની જાળ જેમ જેમ વિસ્તૃત બને છે તેમ તેમ હિંસા, દ્વેષ, ઘૃણા, અસત્ય, ચૌર્ય આદિ પાપોની પરંપરા વૃદ્ધિ પામે છે.

તેથી જૈન સંસ્કૃતિ ગૃહસ્થની ભોગાસક્તિ ઓછી કરવા અને તેને માટે ઉપભોગ-પરિભોગની વસ્તુઓ- ભોજન, પાન, વસ્ત્ર આદિના પ્રકાર અને સંખ્યાને મર્યાદિત કરવાનું વિધાન કરે છે. આ વ્રત દ્વારા પાંચમાં વ્રતમાં પરિમિત કરેલા પરિગ્રહને અધિક પરિમિત કરવામાં આવે છે અને અહિંસાની ભાવનાને વધુ વિરાટ એવં પ્રબળ બનાવવામાં આવે છે.

આ સાતમું વ્રત અયોગ્ય વ્યાપારોનો પણ નિષેધ કરે છે. ગૃહસ્થ જીવન માટે વ્યાપાર-ધંધો આવશ્યક છે, પરંતુ વ્યાપાર કરતી વખતે એ વિચાર કરવો જોઇએ કે તે વ્યાપાર ન્યાયોચિત છે કે નહિ? તેમાં અલ્પારંભ છે કે મહારંભ? વન કાપવા, જંગલમાં આગ લગાડવી, દારૂ, ઝેર વગેરે વેચવાં, સરોવર અને નદી આદિને સુકવી નાખવા વગેરે મહારંભના કાર્યો છે, તેને પંદર કર્માદાન કહે છે.

જેનાથી કઠિન કર્મોનો બંધ થાય છે અથવા કઠોર કર્મોનું આદાન-ગ્રહણ થાય છે તેને કર્માદાન કહે છે. એ કર્માદાનો શ્રાવક સ્વયં કરતા નથી, અન્ય પાસે કરાવતા નથી અને કરનારની અનુમોદના પણ આપતા નથી. ભગવતી સૂત્રમાં કહ્યું છે કેઃ—

" જે શ્રાવક છે તેને પંદર કર્માદાન સ્વયં કરવાં, કરાવવાં કે કરનારને ભલા જાણવાં કલ્પતાં નથી." આ કાર્યો જૈન ગૃહસ્થ માટે વર્જિત છે.

उपभोग—

જે વસ્તુ એકજ વાર ભોગવાય તે ઉપભોગ છે, જેમકે આહાર, પાણી આદિ.

परिभोग—

જે વસ્તુ વારંવાર ભોગવી શકાય તે પરિભોગ છે, જેમકે વસ્ત્ર, ગૃહ, અલંકાર આદિ.

सचित्ताहार—

સચિત્ત પદાર્થોનો જેણે ત્યાગ કર્યો છે અથવા જેણે તેની મર્યાદા કરી છે તેમના દ્વારા અનાભોગાદિથી સચિત્ત વસ્તુ ખવાય કે પરિણામથી અધિક સચિત્ત વસ્તુ મુખમાં નાખવામાં આવે તે સચિત્તાહારનો અતિચાર છે.

पंदर कर्मादान—

ઉપર વિવેચનમાં આ પંદર કર્માદાન શ્રાવક માટે વર્જિત દર્શાવ્યા છે, તો પછી તેને વ્રતભંગ રૂપ અનાચાર ન કહેતાં અતિચારોમાં શા માટે સમાવિષ્ટ કરવામાં આવ્યા છે?

તેનું સમાધાન એ છે કે આ ક્રૂર કર્મો શ્રાવકોએ સર્વથા વર્જવા યોગ્ય જ છે, પરંતુ કોઈ શ્રાવક તે વ્રતને વિષે અનાભોગથી (અવિચારે, અજ્ઞાનતાપૂર્વક) પ્રવર્તે તેને માટે તે અતિચાર કહેવામાં આવેલ છે. પરંતુ તેમાં જાણીને બુદ્ધિપૂર્વક પ્રવર્તે તો અનાચાર જ છે અર્થાત્ વ્રતભંગ છે.

सूत्रपाठ

अट्ठमं वयं–अणट्ठदंडवेरमणं

[ तइयं गुणव्वयं ]

अट्ठमं वयं—अणट्ठदंड-वेरमणं

चउव्विहे अणट्ठादंडे पण्ण त्ते तं जहा- अवज्झाणायरिए, पमायायरिए, हिंसप्पयाणे, पावकम्मोवएसे;

एवं अट्ठमस्स अणट्ठादंडसेवणस्स पच्चक्खाणं, जाव-ज्जीवाए दुविहं, तिविहेणं न करेमि न कारवेमि मणसा, वयसा, कायसा, एअस्स अट्ठामस्स अणट्ठादंड-वेरमणस्स ‡समणोवासएणं पंच अइयारा जाणियव्वा, न समायरि-यव्वा तं जहा.—

कंदप्पे, कोकुइए, मोहरिए, संजुत्ताहिगरणे, उवभोग परिभोगअइरित्ते तस्स मिच्छा मि दुक्कडं.

ભાવાર્થ પાઠ

આઠમું વ્રત —અનર્થદંડ વિરમણ

[ ત્રીજું ગુણવ્રત ]

આઠમું વ્રત—અનર્થદંડથી વિરમણ.

અનર્થદંડ ચાર પ્રકારના કહ્યા છે, જેવા કે:—૧. અપધ્યાન, ૨. પ્રમાદાચરણ, ૩ હિંસાકારી શસ્ત્રપ્રદાન, ૪. પાપકર્મોપદેશ.

એવા આઠમા અનર્થદંડ સેવવાના પચ્ચક્ખાણ હું યાવજ્જીવન

‡ બહેનોએ "સમણોવસિય એ" બોલવું.

બે કરણ ત્રણ યોગદ્વારા મન, વચન, કાયાથી અનર્થદંડ સેવું નહિ, સેવરાવું નહિ.

એવા આઠમા અનર્થદંડ વિરમણ વ્રતના પાંચ અતિચાર *શ્રાવકને જ્ઞેય છે કિંતુ ઉપાદેય નથી, તે જેવાં કે:—

કન્દર્પ, કૌકુચ્ય, મૌખર્ય, સયુક્તાધિકરણ, ઉપભોગપરિભોગા તિરિક્ત.

એવા આઠમા વ્રતને વિષે પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## આઠમું વ્રત—અનર્થદંડ વિરમણ

### [ ત્રીજું ગુણવ્રત ]

### પ્રચલિત રૂઢિ અનુસાર મિશ્રિત ભાષામાં

અટ્ઠમ વયં—અણટ્ઠ દંડવેરમણં.

ચઉવ્વિહે અણટ્ઠદંડે પણ્ણત્તે તં જહા'—અવજ્ઝાણાયરિએ, પમાયાયરિએ, હિંસપયાણે, પાવકમ્મોવએસે,

એવા આઠમા અણટ્ઠ દંડ સેવવાના પચ્ચક્ખાણ જાવજ્જીવાએ, દુવિહં, તિવિહેણ ન કરેમિ ન કારવેમિ, મણસા, વયસા, કાયસા. એવા આઠમા અણટ્ઠ દંડ વેરમણ વ્રતના પંચ અઈયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા, તં જહા:—

કંદપ્પે, કોકુઇએ, મોહરિએ, સંજુત્તાહિગરણે, ઉપભોગ પરિભોગઅઇરિત્તે એવા આઠમા વ્રતને વિષે પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

* બહેનોએ "શ્રાવિકાને" શબ્દ બોલવો.

શબ્દાર્થ

अट्ठमं = આઠમું
अणट्ठदंडवेरमणं = અનર્થદંડથી નિવૃત્તિ, નિષ્પ્રયોજન આત્મા પાપકર્મથી લેપાય એવી ક્રિયાથી નિવર્તવું તે.
चउव्विहे = ચાર પ્રકારે
अणट्ठदंडे = અનર્થદંડ
पण्णत्ते = કહ્યા છે, પ્રરૂપ્યા છે
अवज्झाणायरिए=અપધ્યાન (આર્ત્ત અને રૌદ્ર ધ્યાન) રૂપ આચારનું સેવન.
पमायायरिए = મદ આદિ પાંચ પ્રમાદરૂપ આચારનું સેવન.
हिंसप्पयाणे = હિંસાકારી શસ્ત્રોનું પ્રદાન.
पावकम्मोवएसे = પાપ કાર્યોપદેશ. પાપકર્મ કરવા માટેનો બોધ.
अट्ठमस्स = આઠમા
अणट्ठादंडवेरमणस्स = અનર્થ દંડ વિરમણ વ્રતના
कंदप्पे, कन्दर्प = કંદર્પ; રાગ, કામ, મોહ ઉત્પન્ન કરનાર વાતો કરવી તે.
कुक्कुइए, कौत्कुच्य = કૌકુચ્ય ભાંડની જેમ મુખ, નેત્ર, ભમર ઓષ્ઠ, હાથ, પગ આદિ અંગો વિકૃત કરવા તે (ભાંડચેષ્ટા)
मोहरिए मौखर्य = મૌખર્ય લુચ્ચાઇ આદિથી અસત્ય કે નિરર્થક શબ્દો બોલવા; બહુ બોલવાપણું
संजुत्ताहिगरणे, संयुक्ताधिकरण=કાર્ય કરવાને સમર્થ એવા હથિયાર તૈયાર રાખવા;બે હથિયાર જેવાંકે ધનુષ અને બાણ, આદિ દુર્ગતિમાં લઇ જનાર અધિકરણોને સાથે રાખવા, તૈયાર રાખવા
उवभोगापरिभोग अइरित्ते, उपभोगपरिभोग अतिरेक = પોતાના અને આત્મીય જનોના ઉપયોગથી અધિક ઉપભોગ પરિભોગની વસ્તુઓનો સંગ્રહ કરવો

વિવેચન

મનુષ્ય જો પોતાનું જીવન વિવેકશૂન્ય અને પ્રમાદી રાખે છે તો તે નિષ્પ્રયોજન પણ હિંસા કરી બેસે છે. પોતાની અને પોતાના આત્મીય જનોની આવશ્યકતાતિરિક્ત કોઇ પણ પ્રકારની વ્યર્થ દોષજનક પ્રવૃત્તિ કરવી તે અનર્થ દંડ છે. તેથી મન, વચન તથા કાયાને પ્રતિક્ષણ જાગ્રત રાખવા જોઇએ અને પ્રત્યેક ક્રિયા વિવેકયુક્ત કરવી જોઇએ.

અપ્રાપ્ત ભોગો માટે મનમાં લાલસા રાખવી—
પ્રાપ્ત ભોગોની રક્ષા માટે ચિંતા રાખવી—
અશુદ્ધ વિચાર અને વિકલ્પો કરવા—
પાપ કાર્યોમાં મદદ કરવી—
હસ્ત, મુખ આદિથી અભદ્ર ચેષ્ટા કરવી—
કામભોગ સંબંધી વાર્તાલાપમાં રસ લેવો—
અભદ્ર વાણી બોલવી—
નિરર્થક હિંસાકારણ શસ્ત્રોનો સંગ્રહ કરવો—
આવશ્યકતાથી અધિક ભોગસામગ્રીનો સંગ્રહ કરવો.
ઘી-તેલ આદિના પાત્રો ઢાંકયા વિનાના ખુલ્લાં મૂકી દેવાં.
સ્ત્રી-પુરૂષના હાવભાવ, રૂપ, શૃંગાર આદિની પ્રશંસા કરવી.
અન્યની ઇર્ષ્યા કરવી કે,
અન્યનું અમંગળ ચિંતવવું-

વગેરે સર્વે અનર્થ દંડ છે. સાધકે આવા પ્રકારના સર્વે અનર્થ દંડથી નિવૃત્ત બનવું જોઇએ. તે વ્યવહાર અનર્થ દંડ વિરમણ વ્રત છે.

મિથ્યાત્વ, અવિરતિ,પ્રમાદ, કષાય અને અશુભયોગરૂપી આસ્રવોથી અશુભ કર્મો બંધાય છે. તેને જીવ પોતાના જાણે તે નિશ્ચયઅનર્થ દંડ છે. તેનાથી નિવૃત્ત બનવું તે નિશ્ચયઅનર્થદંડવિરમણ વ્રત છે.

(ઇતિ ત્રણ ગુણ વ્રત સમાપ્ત)

हवे चार शिक्षाव्रत कहेवाशे.

## सूत्रपाठ

## नवमं सामाइयव्वयं

## [ पढमं सिक्खाव्वयं ]

नवमं सामाइयव्वय- सावज्जजोगवेरमणं, जावनियमं पज्जुवासामि दुविहं तिविहेणं न करेमि न कारवेमि मणसा वयसा कायसा; एवंभूया मे सद्दहणा, परूवणा, सामाइयावसरे समागए सामाइयकरणे फासणाए सुद्धं.

एअस्स नवमस्स सामाइयव्वयस्स *समणोवासएणं पंच अइयारा जाणियव्वा, न समायरियव्वा. तं जहाः—

मणदुप्पणिहाणे, वयदुप्पणिहाणे कायदुप्पणिहाणे, सामाइयस्स सइअकरणया, सामाइयस्स अणवट्ठियस्स करणया, तस्स मिच्छा मि दुक्कडं.

## ભાવાર્થ પાઠ

## નવમું સામાયિક વ્રત

## ( પહેલું શિક્ષા વ્રત )

નવમું સામાયિક વ્રત— તે સાવદ્ય યોગ (પાપકારી પ્રવૃત્તિ)થી નિવર્તનનું છે હું નિયમ અનુસાર તેની ઉપાસના કરૂં ત્યાંસુધી બે કરણ અને ત્રણ યોગપૂર્વક મન, વચન કાયાથી પાપ કર્મ કરૂં નહિ, કરાવું નહિ એવી મારી શ્રદ્ધા અને પ્રરૂપણા છે. સામાયિક કરવાનો યોગ પ્રાપ્ત થયે સામાયિક કરૂં તે સ્પર્શના વડે શુદ્ધ હજો.

એવા નવમા સામાયિક વ્રતના પાંચ અતિચાર §શ્રાવકને જ્ઞેય છે, કિંતુ ઉપાદેય નથી, જેવાં કે—

---

* બહેનોએ " સમણોવાસિયાએ " બોલવું.

§ બહેનોએ " શ્રાવિકાને " બોલવું.

મનોદુષ્પ્રણિધાન, વચોદુષ્પ્રણિધાન, કાયદુષ્પ્રણિધાન, સામાયિક-સ્મૃતિભ્રંશ, અનવસ્થિત સામાયિક-કરણ

એવા નવમા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

## નવમું સામાયિક વ્રત—પહેલું શિક્ષા વ્રત

## પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં

નવમુ સામાયિક વ્રત—સાવજ્જજોગ વેરમણં, જાવનિયમં પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં ન કરેમિ ન કારવેમિ મણસા, વયસા, કાયસા, એવી મારી સદ્દહણા પ્રરૂપણાએ કરી સામાયિકનો અવસર આવ્યે સામાયિક કરૂ ત્યારે સ્પર્શનાએ કરી શુદ્ધ હજો.

એવા નવમા સામાયિક વ્રતના પચ અઈયારા, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તં જહા:—

મણદુપ્પણિહાણે, વયદુપ્પણિહાણે, કાયદુપ્પણિહાણે સામાઈયસ્સ સઈઅકરણયા, અમાઈયસ્સ અણવટ્ઠિયસ્સ કરણયા, તસ્સ મિચ્છા મિ દુક્કડં

### શબ્દાર્થ

नवमं = નવમુ

सामाइयव्वयं = સામાયિક વ્રત

सावज्जजोग - = સાવદ્ય યોગથી, પાપભરી વ્યાપારથી

वेरमणं = નિવર્તન રૂપ

सद्दहणा = શ્રદ્ધા

परूवणा = પ્રરૂપણા

फासणाए = સ્પર્શનાથી

सुद्ध = શુદ્ધ

मणदुप्पणिहाणे मनो-दुष्प्रणिधान = મનથી દુષ્ટ ચિંતવન કરવુ

वयदुप्पणिहाणे, वचोदुष्प्रणिधान = વચનનો દુષ્ટ પ્રયોગ

---

* બહેનોએ "શ્રાવિકાને" બોલવું.

કરવો, જેમકે અસભ્ય, કઠોર, સાવદ્ય ભાષા બોલવી

कायदुप्पणिहाणे. काय-दुष्प्रणिधान = કાયાથી અશુભ પ્રવૃત્તિ, યત્ના રહિત ગમનાદિ કરવું તે

सामाइयस्स सइअकरणया, सामायिक-स्मृति-भ्रंश = સામાયિકની સ્મૃતિ ન રાખવી તે

सामाइयस्स अणवट्ठियस्स करणया, अनवस्थित-सामायिक-करण = અવ્યવસ્થિત રીતે સામાયિક કરવું તે, સામાયિક લીધા પછી છોડી દેવું તે, સામાયિકનો અનાદર કરવો તે, વગેરે.

### વિવેચન

આ સામાયિક વ્રત તે શિક્ષા વ્રત છે, અર્થાત્ શિક્ષાની પેઠે વારંવાર સેવન કરવા યોગ્ય છે. જૈન સાધનામાં સામાયિક વ્રતનું અતિ મહત્ત્વ છે. સાવદ્ય પ્રવૃત્તિ અને દુર્ધ્યાનનો પરિત્યાગ કરી રાગદ્વેષના પ્રસંગોમાં પણ સમભાવ રાખવો, સમતા ધારણ કરવી તે સામાયિક વ્રત છે.

સામાયિકની સાધનામાં જીવન માત્રને નિષ્પાપ અને પવિત્ર બનાવવાની હોય છે. ગૃહસ્થ અંતે ગૃહસ્થ છે, તે સાધુ નથી, તેથી યાવજ્જીવન સર્વે પાપનો સર્વથા ત્યાગ કરી શકતો નથી. તેથી તેને પ્રતિદિન ઓછામાં ઓછા એક મુહૂર્ત માટે તો સામાયિક વ્રત ધારણ કરવું જ જોઈએ. જો કે એક મુહૂર્ત માટે પાપ-વ્યાપારોનો ત્યાગ કરવા રૂપ સામાયિક વ્રતનો કાળ અલ્પ છે તથાપિ તેનાથી અહિંસા અને સમતાની વિરાટ ઝાંખીનું દર્શન થાય છે.

સામાયિક વ્રતની સાધના કરતી વખતે સાધારણ ગૃહસ્થ સાધક પણ લગભગ પૂર્ણ નિષ્પાપ જેવી ઉચ્ચ ભૂમિકા ઉપર આરૂઢ થઈ જાય છે. આચાર્ય ભદ્રબાહુ સ્વામીએ કહ્યું છે કે:—

सामाइयम्मि उ कए समणो इव सावओ हवइ जम्हा।'
અર્થાત્-સામાયિક કરવાથી શ્રાવક શ્રમણ જેવા બની જાય છે.

આ ગૃહસ્થની સામાયિક સાધુની પૂર્ણ સામાયિકના અભ્યાસની પૂર્વ ભૂમિકા છે. તે બે ઘડીનું આધ્યાત્મિક સ્નાન છે. તે જીવનને પાપમળથી હલકું બનાવે છે અને અહિંસાની સાધનાને સ્ફૂર્તિ આપે છે. સામાયિક દ્વારા થતાં નિર્જરા, પાપાસ્રવનિરોધ અને આત્મ નિરીક્ષણ, સાધક માટે અમૂલ્ય નિધિ છે, જેને મેળવી આત્મા પરમાત્મ-રૂપ મેળવવા આગળ ધપે છે.

અમારા સામાયિક સૂત્ર પુસ્તકમાં મનોદુષ્પ્રણિધાન અતિચાર સંબંધી શંકા-સમાધાન આપેલ છે. તે ઉપયોગી હોઈ પુનરૂક્તિ દોષ થવા છતાં પણ અત્રે આપવાનું ઉચિત ધારૂં છું—

પ્રશ્ન—મનની ગતિ અતિ સૂક્ષ્મ છે. તેની ચંચળતા રોકવી મુશ્કેલ છે, જ્યારે બીજી બાજુએ સામાયિકમાં મનથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ હોય છે. તેથી પ્રતિજ્ઞાભંગ થવાથી સામાયિક વ્રતનો ભંગ થાય છે; અતઃ સામાયિક વ્રત લેવાની અપેક્ષા ન લેવું એ જ યોગ્ય છે. જેથી પ્રતિજ્ઞા ભંગનો દોષ ટાળી શકાય.

ઉત્તર—સામાયિકની પ્રતિજ્ઞા માટે ૭ કોટિ દર્શાવેલ છે, તેથી મનની એક કોટિનો ભગ થાય તો પણ શેષ પાંચ કોટિથી પ્રતિજ્ઞા વિદ્યમાન રહે છે. તેથી સામાયિકનો સર્વથા ભંગ વા અભાવ થતો જ નથી. મનોરૂપ અંશત ભંગની શુદ્ધિ માટે શાસ્ત્રકારોએ પશ્ચાત્તાપ પૂર્વક "મિચ્છા મિ દુક્કડં"નું કથન કરેલ છે. વિઘ્નના ભયથી કામનો પ્રારંભ જ ન કરવો તે કાયરતા છે. સામાયિક શિક્ષાવ્રત છે. શિક્ષાનો અર્થ એ છે કે નિરંતર અભ્યાસ દ્વારા પ્રગતિ કરવી. અભ્યાસ ચાલુ રાખો, અને એક દિવસ મન ઉપર પણ નિયંત્રણ આવી જશે.

## सूत्रपाठ

## दसमं देसावगासियव्वयं
## [ बीयं सिक्खाव्वयं ]

दसमं देसावगासियव्वयं—

दिणमज्झे, पच्चूसकालाए आरब्भ पुव्वादीसु छसु दिसासु जावइयं परिमाणं कयं तत्ता अइरित्तं सेच्छाए सकाएणं गंतूणं अन्ने वा पहेऊणं पंचासवासेवणस्स पच्चक्खाणं, जावअहोरत्तं दुविहं, तिविहेणं न करेमि, न कारवेमि; मणसा वयसा कायसा.

अह य छसु दिसासु जावइयं परिमाणं कयं, तम्मज्झे वि जावइयाणं दव्वाइणं मज्जाया कया तओ अइरित्तस्स भोगोवभोगस्स पच्चक्खाणं.

जावअहोरत्तं एगविहं, तिविहेणं, न करेमि मणसा वयसा कायसा.

एअस्स दसमस्स देसावगासियव्वयस्स †समणोवासएणं पंच अइयारा जाणियव्वा, न समायरियव्वा, तं जहा—

आणवणप्पओगे, पेसवणप्पओगे, सद्दाणुवाए, रूवाणुवाए, बहिया-पुग्गल-पक्खेवे. तस्स मिच्छा मि दुक्कडं.

† બહેનોએ "समणोवासियाए" બોલવું.

## ભાવાર્થ પાઠ

## દશમું દેશાવકાશિક વ્રત

## [ બીજું શિક્ષા વ્રત ]

દશમુ દેશાવકાશિક વ્રત—

દિનપ્રત્યે પ્રભાતથકી પ્રારંભીને પૂર્વાદિક છ દિશામાં જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે ઉપરાત સ્વઇચ્છાએ કાયાએ જઇને કે અન્યને મોકલીને પાંચ અસ્રવ સેવવાનાં પચ્ચક્ખાણ

હું એક અહોરાત્રિ સુધી બે કરણ અને ત્રણ યોગથી અર્થાત્ મન, વચન, કાયાથી પાંચ આસ્રવ સેવુ નહિ, સેવરાવું નહિ.

હવે છ દિશામા જેટલી ભૂમિનું પરિમાણ કર્યું છે તે માંહી દ્રવ્યાદિકની મર્યાદા કરી છે તે ઉપરાત ઉપભોગ-પરિભોગના પચ્ચક્ખાણ.

હું એક અહોરાત્રિ સુધી એક કરણ અને ત્રણ યોગથી અર્થાત મન, વચન, કાયાથી ભોગવુ નહિ.

એવા દશમા દેશાવકાશિક વ્રતના પાચ અતિચાર ‡ શ્રાવકને જ્ઞેય છે કિંતુ ઉપાદેય નથી, તે જેવા કે—

આનયનપ્રયોગ, પ્રેષ્યપ્રયોગ, શબ્દાનુપાત, રુપાનુપાત, બહિ:પુદ્ગલપ્રક્ષેપ એવા દશમા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ

## દશમું દેશાવકાશિક વ્રત—બીજું શિક્ષાવ્રત

## પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં

દશમુ દેશાવકાશિક વ્રત—

‡ બહેનોએ "શ્રાવિકાને" શબ્દ બોલવો.

દિનપ્રત્યે પ્રભાતથકી પ્રારંભીને પૂર્વાદિક ૭ દિશામાં જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે ઉપરાંત સ્વઇચ્છાએ કાયાએ જઈને પાંચ આસ્રવ સેવવાના પચ્ચક્ખાણ; જાવઅહોરત્તં દુવિહં, તિવિહેણં ન કરેમિ ન કારવેમિ; મણસા, વયસા, કાયસા.

જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે માંહી દ્રવ્યાદિકની મર્યાદા કીધી છે તે ઉપરાંત ઉપભોગ-પરિભોગ, ભોગ નિમિત્તે ભોગવવાના પચ્ચક્ખાણ; જાવઅહોરત્તં એગવિહં, તિવિહેણં, ન કરેમિ મણસા, વયસા, કાયસા.

એવા દશમા દેશાવકાશિક વ્રતના પંચ અઇયારા, જાણિયવ્વા ન સમાયરિયવ્વા, તં જહા—

આણવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણવાએ, રૂવાણવાએ, બહિયા-પુગ્ગલ-પક્ખેવે. એવા દશમા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## દશમું દેશાવકાશિક વ્રત
## અંગીકાર કરવાનો વિધિ.

એક અહોરાત્રિ ધર્મસ્થાનકમાં રહેવું. સચિત્ત વસ્તુનો ત્યાગ કરવો. ઉઘાડે મુખે બોલવું નહિ. પગરખાં પહેરવાં નહિ. સ્ત્રીનો સ્પર્શ કરવો નહિ. વ્યવહારિક વ્યાપાર કરવો નહિ, નિરારંભી આહાર જેમ બને તેમ ઓછો-પેટને ભાડા પૂરતો એક ટંક લેવો અથવા ઉપવાસ કરવો. આ વ્રતને અંગે દશ પ્રત્યાખ્યાન પૈકી જે પ્રત્યાખ્યાન કરવાની શક્તિ, શ્રદ્ધા હોય તે થઈ શકે છે. આ પ્રમાણે એક દિવસ-રાત્રિ ધર્મસ્થાનકમાં રહી ધર્મધ્યાન, જ્ઞાનાભ્યાસ આદિમાં સમય વ્યતિત કરવો. સાંસારિક વાતો કરવી નહિ, ચિંતવવી નહિ. આ વ્રતમાં હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચેય આસ્રવોના સેવનનો દેશથી ત્યાગ થાય

છે. આખા દિવસ-રાત્રિનો ક્રિયાવિધિ પૌષધ-વ્રત પ્રમાણે જાણવો. બીજે દિવસે સવારે પડિલેહણ કરવું, તે પહેલાં વ્રત પારવું નહિ.

## વ્રત અંગીકાર

૧. સામાયિક આદરવાના પહેલેથી પાંચ પાઠ સુધીના પાઠ તથા વિધિ આમાં સરખા છે.

૨. ત્યાર બાદ ગુરુ મહારાજને સવિનય નમસ્કાર કરી નીચેનો પાઠ બોલવોઃ—

"દ્રવ્ય થકી સાવજ્જજોગ સેવવાના પચ્ચક્ખાણ, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાળ થકી આવતી કાલે દિવસ ઊગ્યા સુધી, ભાવ થકી ઉપયોગ સહિત છ કોટિએ પચ્ચક્ખાણ.

કરેમિ ભંતે! દેસાવગાસિયં ઉવભોગં પરિભોગં પચ્ચક્ખામિ; જાવઅહોરત્તં પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં ન કરેમિ ન કારવેમિ મણસા, વયસા, કાયસા.

તસ્સ ભંતે! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ."

૮. ત્યારબાદ સામાયિક પ્રમાણે ત્રણ નમોત્થુ ણં બોલવાં.

## વ્રત પારવાનો વિધિ

૧. સામાયિક પ્રમાણે પહેલા પાઠથી પાંચમા પાઠ સુધીના પાઠ તથા વિધિ સરખાં જાણવાં. ત્યાર બાદ નીચેનો પાઠ બોલવો—

૨. એઅસ્સ દસમસ્સ દેસાવગાસિયવ્વયસ્સ *સમણોવાસએણં પંચ અઈયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા, તં જહા—

* બહેનોએ "સમણોવાસિયાએ" શબ્દ બોલવો.

આણવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાએ, રુવાણુવાએ, બહિયાપુગ્ગલપક્ખેવે, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

દેસાવગાસિયં સમ્મં કાએણું ન ફાસિયં, ન પાલિયં, ન તીરિયં, ન કિટ્ટિયં, ન સોહિયં, ન આરાહિયં, આણાએ અણુપાલિયં ન ભવઈ, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

દેશાવકાશિક વ્રતમાં લાગતા દોષ માહેનો જો કોઈ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

દેશાવકાશિક વ્રતમાં સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા, રાજકથા— એ ચાર વિકથા માંહેથી કોઈ કથા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

દેશાવકાશિક વ્રતમાં આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા—એ ચાર સંજ્ઞા માંહેલી કોઈ સંજ્ઞા સેવી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

દેશાવકાશિક વ્રત વિધિએ લીધુ, વિધિએ પાર્યું, વિધિએ કરતાં અવિધિએ થયુ હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

દેશાવકાશિક વ્રતમાં કાનો, માત્ર, અનુસ્વાર, પદ, ગાથા, સૂત્ર—ઓછુ અધિક કે વિપરીત ભણાયું હોય તો અનંત સિદ્ધ કેવળી ભગવાનની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

ત્યાર બાદ ત્રણ નમોત્થુણં બોલીને ત્રણ નમોક્કાર સૂત્રનો કાયોત્સર્ગ કરવો.

—વિધિ સંપૂર્ણ

---

* બહેનોએ "પુરષકથા" બોલવું.

### શબ્દાર્થ

दसमं = દશમું
देसावगासियव्वयं = દેશા-વકાશિક વ્રત, દિશા અને ભોગના અમુક અંશે અવકાશવાળું વ્રત
दिणमज्झे = દિવસમાં, દિન પ્રત્યે
पच्चूसकालाए = પ્રભાત કાળથી
आरब्भ = આરંભીને
पुव्वादीसु छसु दिसासु = પૂર્વાદિ-છ દિશામાં
जावइयं = જેટલું
परिमाणं = પરિમાણ
कयं = કર્યું છે
तत्तो अइरित्तं = તેથી અતિરિક્ત, તે ઉપરાંત
सेच्छाए = સ્વેચ્છાએ
सकाएणं = સ્વકાયાથી
गंतूणं = જઈને
अन्ने वा = અથવા અન્યને
पट्टेऊण = મોકલીને
पंचासवासेवणस्स = પાંચ આસ્રવ સેવવાના
पच्चक्खाणं = પ્રત્યાખ્યાન
जावअहोरत्तं = એક દિવસ અને એક રાત્રિ સુધી
अह = હવે; તદનંતર
य = વળી
जावइयं = જેટલું
परिमाणं = પરિમાણ, મર્યાદા
कयं = કર્યું છે
तम्मज्झे = તેમાં
वि = પણ
जावइयाणं, दव्वाइणं = જેટલા દ્રવ્યની
मज्जाया = મર્યાદા
कया = કરી છે
तओ अइरित्तस्स = તેથી અતિરિક્ત, તે ઉપરાંત
भोगोवभोगस्स = ભોગો-પભોગના
दसमस्स = દશમા
आणवणप्पओगे, आनयन प्रयोग = મર્યાદિત કરેલા ક્ષેત્રની બહારથી કોઈ પદાર્થ અન્ય દ્વારા મંગાવવો તે

पेसवणप्पओगे, प्रेष्यप्रयोग = (૧) મર્યાદિત કરેલા ક્ષેત્રની બહાર કોઇ પદાર્થ અન્ય દ્વારા મોકલવો તે; (૨) મર્યાદિત ક્ષેત્રની બહાર નોકર ચાકર આદિને મોકલી કાર્ય કરાવવું તે

सद्दाणुवाए, शब्दानुपात= (૧) નિયત ક્ષેત્રની બહારથી કોઇને શબ્દ, ખાંસી, ખોખારો આદિ પ્રયોગ દ્વારા બોલાવી પોતાનું કાર્ય કરાવવું તે. (૨) નિયત ક્ષેત્રની બહારનું કામ આવી પડતાં છીંક, ખોંખારો આદિ ઇશારો કરી નિકટવર્તી માણસને તેનું જ્ઞાન કરાવી દેવુ તે

रूवाणुवाए, रूपानुपात = (૧) નિયત ક્ષેત્રની બહારથી કોઇને બોલાવવાની ઇચ્છાએ વ્રતભંગના ભયથી સ્વયં નહિ જતાં અન્યને હાથ, મુખ આદિ બતાવીને બોલાવી પોતાનું કાર્ય જણાવવુ તે. (૨) નિયત ક્ષેત્રની બહારનું કાર્ય અન્યને હાથ, મુખ આદિ બતાવી તે કાર્ય કરાવવાની ચેષ્ટા કરવી તે

बहिया पुग्गल-पक्खेवे, बहिः पुद्गलप्रक्षेप = (૧) નિયત ક્ષેત્રની બહાર પથ્થર, કાંકરો આદિ ફેંકી ત્યાંથી કોઇને બોલાવી તેની પાસે કામ કરાવવું તે. (૨) નિયત ક્ષેત્રની બહારનું પ્રયોજન ઉપસ્થિત થતાં તેને સિદ્ધ કરવા માટે કાંકરો, પથ્થર આદિ ફેંકી અન્યને તે સંબધી ચેતવવું તે

### વિવેચન

પરિગ્રહ પરિમાણ, દિશા પરિમાણ અને ઉપભોગ-પરિભોગની યાવજ્જીવન સંબંધી પ્રતિજ્ઞાને અધિક વ્યાપક અને વિરાટ બનાવવા

માટે દેશાવકાશિક વ્રત ગ્રહણ કરવામાં આવે છે. અત્રે દિશાગમન તો માત્ર ઉપલક્ષણ છે

આ વ્રતમાં ઉપભોગ પરિભોગ પરિમાણ, અહિંસા આદિની પ્રતિજ્ઞાઓને એક અહોરાત્રિ માટે અધિક વિરાટ બનાવવામાં આવે છે, અને યાવજ્જીવનની મર્યાદાઓનો સંકોચ કરવામાં આવે છે.

દિશા પરિમાણ વ્રતમાં ગમનાગમનનું ક્ષેત્ર યાવજ્જીવન માટે સીમિત કરવામાં આવે છે. અહીંયાં આ મર્યાદિત ક્ષેત્રને એક કે તેથી વધારે દિવસો માટે વધારે મર્યાદિત બનાવવામાં આવે છે.

દેશાવકાશિક વ્રતની સાધનામાં જેમ ક્ષેત્ર સીમા સંકુચિત બને છે, તેમ ઉપભોગ સામગ્રીની સીમા પણ સંક્ષિપ્ત બને છે.

સ્થૂળ પ્રાણાતિપાત વિરમણ આદિ વ્રતોમાં સંક્ષેપ કરવો તે પણ દેશાવકાશિક વ્રત છે. જેમકે પ્રાણાતિપાત વ્રતમાં અપરાધીને ન મારવાની પ્રતિજ્ઞા ન હોય અને આ વ્રત દ્વારા સઅપરાધીને પણ તાડન આદિ ન કરવાની એક અહોરાત્રિ કે અમુક સમય માટે પ્રતિજ્ઞા કરી લેવી તે પણ દેશાવકાશિક વ્રત છે.

આ વ્રતના પાલન માટે એક અહોરાત્રિ ઉપાશ્રયમાં સંવર કરીને રહે છે તેને સંવર કહે છે. તેનો વિધિ ઉપર અપાઈ ગયો છે.

આ વ્રતને અંગે દશ પ્રત્યાખ્યાન પૈકી જે પ્રત્યાખ્યાન કરવાની શક્તિ અને શ્રદ્ધા હોય તે થઈ શકે છે.

એક અહોરાત્રિ ઉપાશ્રયમાં રહીને વ્રતના પાલનમાં અસમર્થ હોય તેઓ દિશા, ઉપભોગ-પરિભોગ અને અન્ય વ્રતોની મર્યાદાઓને વધુ સંક્ષિપ્ત કરીને આ વ્રતને સ્પર્શી શકે છે.

પ્રતિદિન સવારમાં ચૌદ નિયમો તથા સચિત્ત અને હિંસાકારી વસ્તુઓનું પરિમાણ કરવું તે પણ આ વ્રતની અંતર્ગત છે. તે નિયમો તથા પરિમાણની વિગત પરિશિષ્ટમાં આપેલ છે. શ્રાવક શ્રાવિકાઓએ યથાશક્તિ આ નિયમોનું પાલન કરી ઇચ્છાનો નિરોધ કરવો જોઇએ. જ્યાં સુધી ઇચ્છાનો નિરોધ ન થાય ત્યાં સુધી સંતોષનો ગુણ પ્રગટે નહિ; અને સંતોષ નથી ત્યાં પાપાસ્રવ સતત ચાલુ રહે છે.



## सूत्रपाठ

## एकारसमं पडिपुण्ण–पोसहोववास–व्वयं

### [ तइयं सिक्खाव्वयं ]

एकारसमे पडिपुण्णे पोसहोववासव्वए सव्वओ असण-पाण-खाइम–साइमपच्चक्खाणं, अबंभपच्चक्खाणं, मणि–सुवण्णाइपच्चक्खाणं, मालावण्णग-विलेवणाइपच्चक्खाणं सत्थमुसल–वावाराइ सावज्जजोग-पच्चक्खाणं, जावअहोरत्तं पज्जुवासामि; दुविहं तिविहेणं न करेमि न कारवेमि मणसा वयसा कायसा; एवं मे सद्दहणा परूवणा, पोसहावसरे समागए पोसहकरणे फासणाए सुद्धं.

एअस्स एकारसमस्स पडिपुण्णपोसहोववासस्स § समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा. तं जहाः—

अप्पडिलेहियदुप्पडिलेहियसिज्जासंथारए, अप्पमज्जिय-दुप्पमज्जियसिज्जासंथारए अप्पडिलेहियदुप्पडिलेहियउच्चार-पासवणभूमी, अप्पमज्जियदुप्पमज्जियउच्चारपासवणभूमी. पोसहोववासस्स सम्मं अणणुपालणया तस्स मिच्छा मि दुक्कडं.

## ભાવાર્થ પાઠ

## અગિયારમું પરિપૂર્ણ પૌષધોપવાસ વ્રત

### [ ત્રીજું શિક્ષા વ્રત ]

અગિયારમા પરિપૂર્ણ પૌષધોપવાસ વ્રતમાં સર્વથા અન્ન, પાણી,

---

§ બહેનોએ " સમણોવાસિયાએ " બોલવું.

મેવા, મુખવાસના પ્રત્યાખ્યાન; અબ્રહ્મના પ્રત્યાખ્યાન, ઝવેરાત સોના વગેરેના પ્રત્યાખ્યાન, પુષ્પમાળા, ચંદન આદિ વિલેપનના પ્રત્યાખ્યાન, શસ્ત્ર-સાંબેલા આદિની પ્રવૃત્તિરૂપ સાવદ્ય યોગના પ્રત્યાખ્યાન. હું એક અહોરાત્રિ આ વ્રતનું સેવન કરૂં ત્યાં સુધી મન, વચન, કાયા દ્વારા બે કરણ ત્રણ યોગથી ઉપરોક્ત દોષ સેવું નહિ, સેવરાવું નહિ; એવી મારી શ્રદ્ધા અને પ્રરૂપણા છે. પૌષધોપવાસનો અવસર પ્રાપ્ત થયે પૌષધ કરૂં ત્યારે તે વ્રત સ્પર્શનાથી શુદ્ધ હજો.

એવા અગિયારમા પરિપૂર્ણ પૌષધોપવાસ વ્રતના પાંચ અતિચાર *શ્રાવકને જ્ઞેય છે કિંતુ ઉપાદેય નથી, તે જેવાં કે:—

અપ્રતિલેખિત-દુષ્પ્રતિલેખિત-શય્યાસંસ્તાર, અપ્રમાર્જિત-દુષ્પ્રમાર્જિત-શય્યાસંસ્તાર, અપ્રતિલેખિત-દુષ્પ્રતિલેખિત-ઉચ્ચાર-પ્રસ્રવણ ભૂમિ, અપ્રમાર્જિત-દુષ્પ્રમાર્જિત-ઉચ્ચાર-પ્રસ્રવણ-ભૂમિ, સમ્યક્ અનનુપાલન.

એવા અગિયારમા વ્રતને વિષે કોઇ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## અગિયારમું પરિપૂર્ણ પૌષધોપવાસ વ્રત—ત્રીજું શિક્ષાવ્રત પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં

અગિયારમું પરિપૂર્ણ પૌષધોપવાસ વ્રત. અસણ-પાણ-ખાઇમ-સાઇમના પચ્ચક્ખાણ, અબ્રહ્મના પચ્ચક્ખાણ, મણિ-સુવર્ણના પચ્ચક્ખાણ, માલાવણ્ણગ વિલેવણના પચ્ચક્ખાણ, સત્થ-મુસલાદિક સાવજ્જજોગના પચ્ચક્ખાણ, જાવઅહોરત્તં પજ્જુવાસામિ; દુવિહં તિવિહેણં, ન કરેમિ ન કારવેમિ મણસા વયસા કાયસા; એવી સદ્દહણા પ્રરૂપણાએ કરી પૌષધનો અવસર આવ્યે પૌષધ કરૂં ત્યારે તે સ્પર્શનાએ કરી શુદ્ધ હજો.

* બહેનોએ "શ્રાવિકાને" બોલવું.

એવા અગિયારમા પરિપૂર્ણ પૌષધવ્રતના પચ અઈયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા ત જહા —

અપ્પડિલેહિય-દુપ્પડિલેહિય-સિજ્જાસથારએ, અપ્પમજ્જિય-દુપ્પમજ્જિય-સિજ્જાસથારએ, અપ્પડિલેહિય-દુપ્પડિલેહિય-ઉચ્ચાર-પાસવણભૂમી, અપ્પમજ્જિય-દુપ્પમજ્જિય ઉચ્ચારપાસવણભૂમી, પોસહોવવાસસ્સ સમ્મ અણણુપાલણયા.

એવા અગિયારમા વ્રતને વિષે કાઇ પાપ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડ.

## પરિપૂર્ણ પૌષધોપવાસ વ્રત અંગીકાર કરવાનો વિધિ

### પૂર્વભૂમિકા

જે દિવસે પૌષધ કરવો હોય તેના આગલા દિવસે સાંજના ચતુર્વિધ આહારના પ્રત્યાખ્યાન કરવા જોઇએ

### પૌષધનો કાળ

પરિપૂર્ણ પૌષધોપવાસવ્રતનો કાળ એક અહોરાત્રિ (૨૪ કલાક = ૮ પ્રહર)નો છે જે વખતે પૌષધ વ્રત લીધુ હોય ત્યારથી બીજે દિવસે તે વખતે તે પાળી શકાય છે પૌષધ વ્રત સવારમાં પ્રથમ પહોરે લેવુ જોઇએ, કારણ પ્રસંગે મોડુ લેવામાં આવે તો બીજે દિવસે તેના પ્રમાણમા કાળ પ્રમાણ વધારવુ પૌષધ વ્રતમા આહાર પાણીનો સર્વથા ત્યાગ હોય છે,

### પૌષધોપવાસ માટે ઉપકરણ

મુહપત્તિ, ગુચ્છો, રજોહરણ, પાથરણું, નાક મોઢુ સાફ કરવા માટે કપડુ. પેશાબ માટે ભાજન તથા તે સાફ કરવા માટે કપડુ.

### પુરૂષોએ પૌષધમાં રાખવાના વસ્રો

પહેરવા માટે સાડા પાંચ હાથ લાંબું અને બે હાથ પહોળું વસ્ત્ર નંગ ૧.

ઓઢવા માટે પાંચ હાથ લાંબું અને ત્રણ હાથ પહોળું વસ્ત્ર નંગ ૧.

શય્યા માટે પાંચ હાથથી વધારે લાંબા ન હોય અને ત્રણ હાથથી વધારે પહોળાઇનાં ન હોય તેવાં કપડાં નંગ ૩ રાખવા.

પુરૂષોએ સફેદ વસ્ત્રો વાપરવા, રંગીન વાપરવા નહિ.

### બહેનોએ પૌષધમાં રાખવાના કપડાં

ઘાઘરો તથા પોલકું નંગ ૧.

ઓઢવા માટે સાડલા (સાડી) અગર પછેડા નંગ ૨.

માથાના કેશ બાંધવા માટે કપડું ૧.

શય્યા માટે નંગ ૩ સફેદ વસ્ત્ર (રંગીન વસ્ત્ર શય્યા માટે વાપરવા નહિ.)

ઉપરોક્ત ઉપકરણ, વસ્ત્રાદિ લઈ, ઘેરથી પૌષધ કરવા ઉપાશ્રયમાં આવતાં "નિસીહી" શબ્દ ત્રણ વાર બોલવો.

### પૌષધમાં શું શું વાપરવું નહિ?

અતિ મૂલ્યવાન કપડાં, ધાતુના વાસણ, દાગીના વાપરવા નહિ. (સૌભાગ્યવતી બહેનો સૌભાગ્યના ચિહ્ન રૂપ દાગીના વાપરી શકે છે.)

### પડિલેહણનો અપ્રશસ્ત વિધિ

૧. અતિ ઉતાવળથી પડિલેહણ કરવાથી દોષ લાગે.

૨. વસ્ત્રને ચોળવા મસળવાથી દોષ લાગે.

૩ વસ્ત્રને ઊંચી, નીચી કે તિરછી લીને અડકાડવાથી દોષ લાગે.
૪ વસ્ત્રને ઝાટકવાથી દોષ લાગે.
૫ વસ્ત્ર અરાંપરાં વિખેરી નાખે કે પડિલેહણ કરેલાં અને નહિ કરેલાં વસ્ત્ર માથે મેળવી દે તો દોષ લાગે.
૬. દીંચણુ ઉપર કોણી રાખીને પડિલેહણુ કરવાથી દોષ લાગે.
૭ સખ્ત પકડી રાખી વસ્ત્ર સ્થિર ન રાખે તો દોષ લાગે.
૮. વસ્ત્ર લંબુ રાખીને પડિલેહણુ કરે તો દોષ લાગે.
૯. વસ્ત્રને ભૂમિ ઉપર પછાડે તો દોષ લાગે.
૧૦. વસ્ત્રને એક વખતેજ આખુ જોઇ લે તો દોષ લાગે.
૧૧. વસ્ત્ર તથા અંગને ધૂણાવે તો દોષ લાગે.
૧૨. પડિલેહણુ કરતા પ્રમાદ આચરે તો દોષ લાગે.
૧૩. પડિલેહણુ કરતાં અન્ય પદાર્થ ઉપર ચિત્ત જોડે તો દોષ લાગે

## પ્રશસ્ત પડિલેહણુ વિધિ

૧. વસ્ત્રને ઊંચું રાખવું.
૨. વસ્ત્રને સખ્ત પકડી રાખવુ
૩. પડિલેહણુમાં ઉતાવળ ન કરવી
૪. પડિલેહણુ કરતાં એક છેડાથી બીજા છેડા સુધી વસ્ત્ર બરાબર જોવું.
૫. જીવજંતુ ચઢ્યુ હોય તો થોડું ખખેરવુ.
૬. ખખેરતાં જીવ ન ઉતરે તો વસ્ત્રને થોડું પૂંજવુ.
૭. વસ્ત્ર તથા શરીરને નચાવવું નહિ.

૮. વસ્ત્રને આમળવું નહિ ને કરચલી કરવી નહિ.

૯. વસ્ત્રનો થોડોક ભાગ પણ પડિલેહણ કર્યા સિવાયનો રાખવો નહિ.

૧૦. ઊંચી, નીચી કે તિરછી ભીંતે અડકાડવું નહિ.

૧૧. વસ્ત્રને ઝાટકવું નહિ.

૧૨. ત્રસ જીવ દેખાય તો હથેળીમાં લઈ નિર્દોષ જગ્યાએ પરઠી દેવો.

આ બાર પ્રકારનું અપ્રશસ્ત પડિલેહણ સૂર્યનો પ્રકાશ પડતો હોય ત્યાં કરવું. પડિલેહણ કરતાં વાતો કરવી નહિ, વાચના, પૃચ્છા, સ્વાધ્યાય, ધર્મકથા વગેરે કરવાં નહિ. વાડાનું નિરીક્ષણ કરી લેવું.

### વ્રત અંગીકાર

સામાયિક વ્રત પ્રમાણે નમોક્કાર સૂત્રથી તસ્સ ઉત્તરીકરણ સુધીના પાઠો બોલી, ઇરિયાવહિયં અને નમોક્કાર સૂત્રનો કાયોત્સર્ગ કરવો. ત્યારબાદ પ્રગટ લોગસ્સનો પાઠ બોલવો. ત્યારબાદ ગુરુમહારાજને વંદન કરી તેમની પાસે વ્રત અંગીકાર કરવું. ગુરુમહારાજનો યોગ ન હોય તો ઇશાન ખુણા તરફ દૃષ્ટિ રાખીને સ્વયં નીચેનો પાઠ બોલી વ્રત અંગીકાર કરવું:—

*દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાનાં પચ્ચક્ખાણ; ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાળ થકી (કાલનો) દિવસ ઉગ્યા સુધી, ભાવ થકી છ કોટિએ ઉપયોગ સહિત—

* આ ગુજરાતી પાઠ જુની હસ્તલિખિત પ્રતોમાં મળતો નથી. તેમજ હિંદી ભાષા બોલનારમાં એવો હિંદી પાઠ બોલાતો નથી.

करेमि भंते ! पडिपुण्णं पोसहं; असणं, पाणं खाइमं, साइमं पच्चक्खामि; अबंभं पच्चक्खामि; उम्मुक्कमणिसुवण्णं पच्चक्खामि; मालावण्णगविलेवणं पच्चक्खामि, सत्थ-मुसलाइसावज्जं जोगं पच्चक्खामि; जावअहोरत्तं पज्जुवासामि; दुविहं तिविहेणं न करेमि न कारवेमि मणसा वयसा कायसा; तस्स भंते ! पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि.

ત્યારબાદ સામાયિકની જેમ ત્રણ નમોત્થુણં કહેવાં.

## દોષ પરિહાર

૧. વગર સમાચારીવાળાનું કામકાજ કરવું નહિ કે અવ્રતીની લાવેલી વસ્તુ વાપરવી નહિ
૨. દિવસમાં સૂવું નહિ.
૩ પથરણું પાથર્યા વિના બેસવું નહિ.
૪. શરીર ઉપરથી મેલ ઉતારવો નહિ.
૫. હિંસાકારી ઉપદેશ દેવો નહિ
૬. મિશ્ર, કર્કશ, કઠોર ભાષા બોલવી નહિ.
૭ અરિસામાં મુખ જોવું નહિ.
૮. વિકથા (સ્ત્રી, ભક્ત, દેશ તથા રાજ સંબંધી) કરવી નહિ.
૯. શરીરની સુશ્રૂષા કરવી નહિ.
૧૦. પૂંજ્યા વિના ખરજ ખણવી નહિ.
૧૧. પરનિંદા કરવી નહિ.
૧૨. સાંસારિક ચર્ચા કરવી નહિ, તે સાંસારિક કામ ચિંતવવું નહિ.

૧૩. વિષય બુદ્ધિએ અંગોપાંગ નિરખવાં નહિ, કે રૂપરંગ ગીતગાનમાં ચિત્ત જોડવું નહિ.

૧૪. ઉઘાડે મોઢે બોલવુ નહિ.

૧૫. કોઇને ભય ઉપજાવવો નહિ.

૧૬. અવ્રતીને આવવા-જવાનો આદેશ આપવો નહિ.

૧૭. ભંડ-ઉપકરણ જોયા તથા પૂંજ્યા વિના વાપરવાં નહિ.

૧૮. મળ-મૂત્ર ભૂમિ જોયા વિના પરઠવા નહિ.

૧૯. જોયા તથા પૂંજ્યા વિના હાલવું ચાલવું નહિ.

૨૦. પુરૂષો બેઠા હોય ત્યાં સ્ત્રીએ બે ઘડી સુધી બેસવું નહિ (તેજ પ્રમાણે પુરૂષોએ સમજવું).

૨૧. સ્ત્રીપુરૂષોએ રાત્રિના એકજ જગ્યાએ રહેવું નહિ.

### કાર્યક્રમ

દિવસમાં ત્રણ પહોર વીતી જાય ત્યારબાદ ચોથે પહોરે પડિલેહણ વિધિ સહિત કરવું. પડિલેહણ કર્યા પહેલાં વડીલ શ્રાવકોને ખમાવી આજ્ઞા માગવી. પડિલેહણ કર્યા પછી નવકારથી તસ્સ ઉત્તરી સુધીના પાઠો કહીને ઇરિયાવહિયં સૂત્ર તથા ત્રીજા શ્રમણસૂત્રનો કાયોત્સર્ગ કરવો, પછી 'લોગસ્સ' કહેવો.

ખાસ કારણ સિવાય દિવસના સૂવું નહિ. શરીરના કારણસર સૂવું પડે તો પ્રથમ પોતાનું શરીર પૂંજવુ. જ્યાં સૂવુ હોય ત્યાં ચારે બાજુએ જગ્યા પૂંજવી. એક હાથથી પહોળાઈમાં વધારે નહિ અને ત્રણ હાથથી વધારે લાંબી નહિ એવી પથારી કરવી. પછી ચત્તારિ મંગલં કહેવાં. ઊંઘમાં પૂંજ્યા વિના પાસું બદલવું નહિ કે હાથ પગ પસારવા નહિ. સૂઇને ઉઠયા બાદ નમોક્કારથી તસ્સ ઉત્તરીકરણના પાઠો બોલી ઇરિયાવહિયં તથા ચાર લોગસ્સ

તથા પહેલા શ્રમણસૂત્રનો કાયોત્સર્ગ કરવો. પછી લોગસ્સ કહેવો.

પેશાબ કરવાની જરૂર પડે તો આસનથી ઊઠતી વખતે "આવસ્સિયાએ" ત્રણ વખત કહેવું. પછી જે પાત્ર રાખેલ હોય તે પૂંજવું ને તેમાં પેશાબ કરવો. પછી સ્થાનકની બહાર જઈ નિર્દોષ જગ્યા જોઈ પછી શક્રેંદ્ર મહારાજની પરઠવાની આજ્ઞા માગવી. પછી થોડો થોડો ને જુદો જુદો પરઠવો, ને "વોસિરે" ત્રણ વાર બોલવું. પછી શક્રેંદ્ર મહારાજની આજ્ઞા પાછી સોંપવી. ભાજનને નીતારી રાખ વગેરેથી કોરું કરવું. ત્યારબાદ ધર્મસ્થાનકમાં પેસતાં "નિસીહી" શબ્દ ત્રણ વાર બોલવો. પછી *ઇરિયાવહી પડિક્કમવી. તે કર્યા પછી કહેવું કે—

ગમણાગમણેસુ જં ખંડિયં, જં વિરાહિયં, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

સંધ્યા, રાત્રિ કે વર્ષા સમયે બહાર જતાં માથે વસ્ત્ર ઓઢવું.

દિવસ અસ્ત થવા આવે ત્યારે ક્ષેત્ર વિશુદ્ધિનો વિધિ કરવો. ત્યારબાદ પ્રતિક્રમણની આજ્ઞા માગી દૈવસિક પ્રતિક્રમણ કરવું.

બે ઘડી રાત્રિ હોય ત્યારે ક્ષેત્ર વિશુદ્ધિનો વિધિ કરી રાત્રિક પ્રતિક્રમણ કરવું.

દિવસ ઉગ્યા બાદ ભંડ-ઉપકરણ વસ્ત્રાદિનું વિધિપૂર્વક પડિલેહણ કરવું.

## પૌષધ પારવાનો વિધિ

'નવકાર' સૂત્રથી 'તસ્સઉત્તરીકરણ' સૂત્ર સુધીના પાઠો બોલી,

---

* ઇરિયાવહીના પાઠ તથા વિધિ—નમોક્કાર સૂત્ર, તિક્ખુત્તો, ઇરિયાવહિયં સૂત્ર, તસ્સ ઉત્તરી સૂત્ર બોલવાં. પછી ઇરિયાવહિયં સૂત્રના કાયોત્સર્ગ સાથે "પડિક્કમામિ ઉચ્ચારપાસવણ-ખેલ-જલ્લસિંઘાણ-પારિઠ્ઠાવણિયા સમિઈએ"—એ વાક્યથી કાયોત્સર્ગમાં ચિંતન કરવું અને છેવટે લોગસ્સ પાઠથી સ્તુતિ કરવી.

'ઇરિઆવહિયં' સૂત્ર અને 'નવકાર'નો કાયોત્સગ કરવો ત્યારબાદ પ્રગટ 'લોગસ્સ' સૂત્ર બોલવું ત્યારબાદ નીચે પ્રમાણે પૌષધ પારવાનો પાઠ બોલવોઃ—

एअस्स एकारसमस्स पडिपुण्णपोसहोववासस्स ‡समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा, तं जहाः— अप्पडिलेहिय-दुप्पडिलेहिय-सिज्जासंथारए, अप्पमज्जिय-दुप्पमज्जिय-सिज्जासंथारए, अप्पडिलेहिय-दुप्पडिलेहिय-उच्चार-पासवणभूमी, अप्पमज्जिय-दुप्पमज्जिय-उच्चारपासवणभूमी, पोसहोववासस्स सम्मं अणणुपालणया, तस्स मिच्छा मि दुक्कडं

पोसहोववासं सम्मं काएणं न फासिअं, न पालिअं, न सोहिअं न तीरिअं, न किट्टिअं, न आराहिअं, आणाए अणुपालिअं न भवइ, तस्स मिच्छा मि दुक्कडं.

પૌષધમાં *સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા, રાજકથા એ ચાર કથા માંહેલી જો કોઈ કથા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

પૌષધ વ્રતમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર જાણતાં અજાણતાં મન-વચન-કાયાએ કરી જો કોઈ પાપ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

પૌષધમાં પડિલેહણ કરતાં, પેશાબ પરઠવવા જતાં, ઊઠતાં, બેસતાં કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

પૌષધ વ્રતમાં કાના, માત્રા, અનુસ્વાર, પદ, અક્ષર, ગાથા, સૂત્ર, ઓછું, અધિક કે વિપરીત ભણાયું હોય તો અનંતસિદ્ધ

‡ બહેનોએ "સમણોવાસિયાએ" બોલવું.
* બહેનોએ "પુરુષકથા" કહેવું.

કેવળી ભગવાનની સાક્ષીએ तस्स मिच्छा मि दुक्कडं

સારબાદ ત્રણ 'નમોત્થુણં' કહેવાં અને પછી ત્રણ 'નમોક્કાર' સૂત્ર કહેવાં.

—ઇતિ પૌષધ વિધિ સમાપ્ત

શબ્દાર્થ

एकारसमे = અગિયારમા
पडिपुण्णे = પ્રતિપૂર્ણ, પરિપૂર્ણ
पोसहोववासए = પૌષધોપવાસ વ્રતના
सव्वओ = સર્વથા
असण-पाण खाइम-साइम पच्चक्खाणं = ભોજન, પાણી મેવા, મીઠાઇ, મુખવાસના પ્રત્યાખ્યાન
अबंभपच्चक्खाणं = મૈથુન સેવવાનો પ્રતિબંધ
मणिसुवण्णाइपच्चक्खाणं = ઝવેરાત, સોના વગેરેનો પ્રતિબંધ
मालावण्णगविलेवणाइ-पच्चक्खाणं = પુષ્પ, માળા ચંદન આદિ વિલેપનનો પ્રતિબંધ
सत्थमुसलवावाराइ-सावज्जजोगपच्चक्खाणं = શસ્ત્ર, સાંબેલુ વગેરેની પ્રવૃત્તિરૂપ સાવદ્યયોગના પ્રત્યાખ્યાન

एअस्स = આ
एकारसमस्स = અગિયારમા
पडिपुण्ण- = પરિપૂર્ણ
पोसहोववासस्स = પૌષધોપવાસ વ્રતના
अप्पडिलेहिय दुप्पडिलेहिय-सिज्जा-संथारए; अप्रतिलेखित-दुष्प्रतिलेखित-शय्या संस्तार = શય્યા સંસ્તારકનું ચક્ષુવડે નિરીક્ષણ ન કર્યું હોય અથવા ખરાબ રીતે કર્યું હોય
अप्पमज्जिय-दुप्पमज्जिय-सिज्जासंथारए, अप्रमार्जित-दुष्प्रमार्जित-शय्यासंस्तार = શય્યા સંસ્તારક પૂંજ્યા ન હોય અથવા સારી રીતે પૂંજ્યા હોય-

अपडिलेहिय-दुप्पडिलेहिय-उच्चारपासवणभूमी: अप्रतिलेखित-दुष्प्रतिलेखित-उच्चार प्रस्रवणभूमी = મળ તથા પેશાબની ભૂમિનું નિરીક્ષણ ન કર્યું હોય અથવા ખાડી રીતે કર્યું હોય તે

अप्पमज्जिय-दुप्पमज्जिय-उच्चार-पासवणभूमी; अप्रमार्जित-दुष्प्रमार्जित-उच्चार प्रस्रवणभूमी = મળ તથા પેશાબની ભૂમિનું પ્રમાર્જન ન કર્યું હોય અથવા ખાડી રીતે કર્યું હોય

पोसहोववासस्स = પૌષધોપવાસનું

सम्मं = સમ્યક્ પ્રકારે

अणणुपालणया; अननुपालन અનુપાલન ન કર્યું હોય તો

વિવેચન

આત્માને જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપથી પોષવો તેનું નામ પૌષધ છે.

જીવન-સંઘર્ષની સીમાને આ વ્રત અધિક સંક્ષિપ્ત બનાવે છે. એક અહોરાત્રિ માટે સચિત વસ્તુઓનો, શસ્ત્રનો, પાપવ્યાપારોનો, ભોજનપાનનો તથા અબ્રહ્મચર્યનો ત્યાગ કરીને આ પરિપૂર્ણ પૌષધોપવાસ વ્રત અંગીકાર કરવામાં આવે છે. પૌષધની સ્થિતિ સાધુ જીવન જેવી જ છે. તેથી પૌષધમાં ગૃહસ્થોચિત વસ્ત્રો પહેરી શકાતા નથી, પલંગાદિ ઉપર સૂઈ શકાતું નથી, અને સ્નાનાદિનો ત્યાગ હોય છે. સાંસારિક પ્રપંચોથી સર્વથા પૃથક્ રહી એકાંતમાં સ્વાધ્યાય, ધ્યાન તથા આત્મચિંતન આદિ કરીને જીવનને પવિત્ર બનાવવું તે જ આ વ્રતનો ઉદ્દેશ છે.

પૌષધ વ્રતના બે ભેદ છે: ૧. વ્યવહારથી અને ૨. નિશ્ચયથી. આઠ પ્રહર સુધી સમભાવે ચતુર્વિધ આહાર, શરીરશુશ્રૂષા, અબ્રહ્મચર્ય,

સાવદ્ય વ્યાપાર આદિ છોડી નિરારંભપૂર્વક સ્વાધ્યાય ધ્યાનમાં પ્રવર્તવુ તે વ્યવહાર પૌષધ વ્રત અને પોતાના આત્માને જ્ઞાન–ધ્યાનથી પોષવા, પુષ્ટ કરવો તે નિશ્ચય પૌષધ વ્રત છે

ઠાણાંગ સૂત્રમા ચોથે ઠાણે દર્શાવ્યુ છે કે:—

'जत्थ वियणं चाउद्दसिट्ठमुदिट्ठ पुण्णिमासीसु पडिपुण्ण पोसहं सम्मं अणुपालेइ, तत्थ वियसे एगे आसासे पण्णत्ते।

અર્થાત્—ચતુર્દશી, અષ્ટમી, અમાવાસ્યા, પૂર્ણિમા વગેરે તિથિઓમા અહોરાત્રિ પૂર્ણપૌષધ વ્રત કરીને શ્રાવક વિચરે ત્યારે તેને માટે તે ત્રીજું વિશ્રામસ્થાન બને છે

પૌષધોપવાસ વ્રતનું સમ્યક્ પ્રકારે પાલન કરવા માટે શ્રી કામદેવજી શ્રાવકના ચારિત્રનો અજરઅમર પ્રકાશ આપણું આત્મબળ કેળવવા માર્ગદર્શક બને છે.

### ૩ કામદેવ શ્રાવકની કથા

જમ્બુદ્વીપના ભરતક્ષેત્રની ચંપાનગરીમાં કામદેવ નામના ગાથાપતિ રહેતા હતા તેમની પાસે ૭ કરોડ સોનૈયા ખજાનામા હતા, ૭ કરોડ વેપારમાં રોકયા હતા અને ૭ કરોડ લેણુ–દેણુમા ગુથાયા હતા તેમની પાસે સાઠ હજાર ગાયો હતી એવા ઋદ્ધિ–સંપન્ન, મહાસમર્થ અને કીર્તિવંત તે ગાથાપતિ હતા

એકદા શાસનપતિ શ્રી મહાવીર પ્રભુ ચંપાનગરીમાં પધાર્યા. તેમના મગળ મુખથી મુક્તિ–ધર્મની વાણી સાંભળી કામદેવજી વૈરાગ્યભાવે ભાવિત થયા અને શ્રાવકધર્મ અંગીકાર કર્યો તેમની પત્નીએ પણ શ્રાવિકા ધર્મને સ્વીકાર્યો કામદેવ શ્રાવક શ્રાવક–ધર્મનું નિર્મળ રીતે પાલન કરતાં વિચરવા લાગ્યા

એક સમયે કામદેવ શ્રાવક પૌષધશાળામાં પૌષધ લઇને ડાભડાના સંથારા ઉપર બેસી શ્રમણ ભગવાન મહાવીરની સમીપની ધર્મ-

પ્રતિમાનો સ્વીકાર કરી વિચરતા હતા. તેમના નિશ્ચળ પરિણામોની પ્રશંસા કરતાં દેવેન્દ્ર દેવરાજ શક્રમહારાજે હજારો દેવદેવીઓની મધ્યમાં કહ્યું, "હે દેવાનુપ્રિયો! કોઈ દેવ કે દાનવ એવું સામર્થ્ય ધરાવતો નથી કે જે કામદેવ શ્રાવકને નિર્ગ્રંથ પ્રવચનથી ડગાવી શકે, તેનું ચિત્ત ચંચળ કરી શકે, તેના પરિણામો પલટાવી શકે!

ઈન્દ્ર મહારાજની આ વાત ઉપર વિશ્વાસ ન કરતો એક મિથ્યાત્વી દેવ પૌષધશાળામાં જ્યાં કામદેવ શ્રાવક પૌષધ લઈને વિચરતા હતા ત્યાં મધ્યરાત્રિએ પિશાચનું મહા ભયાનક રૂપ લઈને તેને ધર્મથી સ્ખલિત કરવા માટે આવ્યો અને તેને કહેવા લાગ્યો, "અરે કામદેવ શ્રાવક! તું મૃત્યુની ઈચ્છા કરી રહ્યો છે. ઉંવટનું ભૂંડુ થવાના તારા લક્ષણ છે. તું અભાગી ચૌદશે જન્મ્યો છે. તુ શ્રી (કાંતિ), લજ્જા, ધૈર્ય અને કીર્તિથી હીન છે. આજે જો તું શીલ આદિ યાવત્ પૌષધોપવાસ વ્રત નહિ છોડે, નહિ ભાંગે તો હું તરવારથી તારા શરીરના ટુકડે ટુકડા કરી નાખીશ.

દેવતાના આ કથનથી કામદેવ શ્રાવક ભય પામ્યા નહિ કે ધર્મધ્યાનથી વિચલિત થયા નહિ. તેથી દેવ ક્રોધ કરી તેના શરીરના ટુકડા કરવા લાગ્યો. કામદેવ શ્રાવકને તીવ્ર અને અસહ્ય વેદના થવા લાગી તેમણે સમભાવે તે સહન કરી લીધી, કિંતુ જરા પણ ચલાયમાન થયા નહિ

કામદેવ શ્રાવકની નિશ્ચળતાથી વધારે ક્રોધાન્વિત બની તે દેવે એક ભયંકર મદોન્મત્ત હાથીનું રૂપ ધારણ કર્યું અને કામદેવ શ્રાવકને સૂંઢથી પકડી આકાશમાં ઉછાળ્યા અને તીક્ષ્ણ દાંતથી તેમને ઝીલી લઈ જમીન ઉપર મૂકી કચડ્યા. ત્યારે પણ કામદેવ શ્રાવકને અસહ્ય વેદના થઈ, પરંતુ તેમના મનોભાવ લેશ માત્ર પલટ્યા નહિ.

પુનઃ એક વખત દેવે પોતાની શક્તિ અજમાવી. તેણે હાથીના રૂપનો ત્યાગ કરી ઉગ્ર વિષવાળા કાળા સર્પનું રૂપ ધારણ કર્યું અને કામદેવ શ્રાવકના શરીર ઉપર ચઢી ગરદનને લપેટો લઈ તેની છાતીમાં તીક્ષ્ણ દાઢોથી ડંખ માર્યા. તે વેદના પણ કામદેવ શ્રાવકે સમ્યક્ પ્રકારે અત્યંત ધૈર્યપૂર્વક સહન કરી.

આ પ્રમાણે અનેકવિધ ઉપસર્ગ દેવા છતાં તે દેવ કામદેવ શ્રાવકને ચલાયમાન ન કરી શક્યો ત્યારે લજ્જિત બની તેણે ઉપસર્ગ આપવા છોડી દીધા અને દેવતાના દિવ્યરૂપને ધારણ કરી કહેવા લાગ્યો, "હે દેવાનુપ્રિય! તમે કૃતાર્થ છો, કૃત લક્ષણ છો, તમારે માટે મનુષ્ય જન્મનું ફળ સુલભ છે, કારણ નિર્ગ્રંથ પ્રવચનમાં તમને આ પ્રકારની પ્રતિપત્તિ (જાણપણું) પ્રાપ્ત થઈ છે હું આપની પાસે ક્ષમાની પ્રાર્થના કરું છું, મને ક્ષમા કરો. હે દેવાનુપ્રિય! આપ ક્ષમા કરવા યોગ્ય છો હું પુનઃ કદી આવું અપકૃત્ય કરીશ નહિ." આ પ્રમાણે તે દેવ કામદેવ શ્રાવકને ખમાવી ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારમાં શ્રી વીર પ્રભુ પધાર્યા જાણી તેમને વંદન કરવા કામદેવ શ્રાવક ગયા ત્યાં પ્રભુએ રાત્રિનો દેવનો વ્યતિક્રમ કહી સંભળાવી કામદેવ શ્રાવકની પ્રશંસા કરી.

કામદેવ શ્રાવક ઘણા શીલ, વ્રત આદિથી આત્માને ભાવિત કરી વીશ વર્ષ સુધી શ્રાવક પર્યાય પાળી, અગિયાર પ્રતિમાઓને સમ્યક્ પ્રકારે સ્પર્શી, એક માસનો સંથારો કરી, સાઠભક્ત અનશન દ્વારા ત્યાગ કરી, આલોચના પ્રતિક્રમણ કરી, કાળને સમયે કાળ કરી સૌધર્મ નામના પહેલા દેવલોકના અરૂણાભ વિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યે દેવ બની ત્યાંના દિવ્ય સુખો ભોગવે છે. ત્યાંનો કાળ પૂર્ણ થયે ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ-બુદ્ધ-મુક્ત થઈ નિર્વાણ પદને પામશે. —ઇતિ કામદેવ ચરિત્ર સમાપ્ત

## सूत्र पाठ

## बारसमं अतिहिसंविभागव्वयं

### [ चउत्थं सिक्खाव्वयं ]

बारसमे अतिहिसंविभागव्वए, समणे निग्गंथे फासुएणं एसणिज्जेणं, असण-पाण-खाइम-साइमेणं, वत्थ-पडिग्गह-कंबल-पायपुंछणेणं, पाडिहारिएणं, पीढ-फलग-सिज्जा-संथारएणं, ओसहभेसज्जेणं य पडिलाभेमाणे विहरामि.

§ एवं मे सद्दहणा परूवणा, साहु-साहुणीणं जोगे पत्ते फासणाए सुद्धं. एअस्स दुवालसमस्स अतिहि-संविभागव्वयस्स ‡ समणोवासएणं पंच अइयारा जाणियव्वा न समायरियव्वा तं जहा.—

सचित्तनिक्खेवणया, सचित्तपेहणया, कालाइक्कमे, परववएसे, मच्छरिया. तस्स मिच्छा मि दुक्कडं.

---

§ પ્રચલિત રૂઢિ અનુસાર સંમિશ્રિત ભાષામાં, આ પેરેગ્રાફ નીચે પ્રમાણે બોલાય છે. શેષ પાઠ ઉપર આપેલ છે તે પ્રમાણે જ બોલાય છે —

" એવી સદ્દહણા પ્રરૂપણાએ કરી સાધુ-સાધ્વીની જોગવાઈ મળે ત્યારે સ્પર્શનાએ કરી શુદ્ધ હજો એવા બારમા અતિથિ સંવિભાગ વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તં જહા.— "

‡ બહેનોએ " સમણોવાસિયાએ " શબ્દ બોલવો

## ભાવાર્થ પાઠ
## બારમું અતિથિ સંવિભાગ વ્રત
### [ ચોથું શિક્ષાવ્રત ]

બારમું અતિથિ સંવિભાગ વ્રત.—

શ્રમણ નિર્ગ્રન્થને નિર્દોષ અને ગ્રાહ્ય ભોજન-પાણી-મેવા-મીઠાઈ-મુખવાસથી, વસ્ત્ર-પાત્ર-કામળ-રજોહરણ-ગોચ્છાથી, ઉછીના આપી શકાય તેવા પાટ-બાજોઠ, પાટિયા, શય્યાદિક સ્થાન સંસ્તારકથી અને ઓસડવેસડથી ભાવ-ભક્તિપૂર્વક દાન આપતો વિચરૂ (૨૯).

એવી મારી શ્રદ્ધા અને પ્રરૂપણા છે જ્યારે સાધુ-સાધ્વીનો યોગ પ્રાપ્ત થાય ત્યારે મારૂ આ વ્રત સ્પર્શનાએ (દાન આપવા વડે) શુદ્ધ હજો એવા બારમા અતિથિ સંવિભાગ વ્રતના પાંચ અતિચાર [1]શ્રાવકને જાણવા જેવ છે, કિંતુ ઉપાદેય નથી, જેવાં કે:—

સચિત્તનિક્ષેપણતા, સચિત્તપિધાનતા, કાલાતિક્રમ; પરવ્યપદેશ; મત્સરિતા.

એવા બારમા વ્રતને વિષે કોઈ પાપ-દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

#### શબ્દાર્થ

बारसमे = બારમા

अतिहिसंविभागव्वए = અતિથિ સંવિભાગ વ્રતમાં

समणे=શ્રમણ, સાધુ, મુનિને

निग्गंथे = નિર્ગ્રંથ (બાહ્ય તથા આભ્યંતર પરિગ્રહ રહિત)ને

फासुएणं = પ્રાસુક

एसणिज्जेणं=નિર્દોષ; મુનિને લેવું કલ્પે તેવા

असण-पाण- = ભોજન-પાણી-

खाइम-साइमेणं = મેવા-મિઠાઈ, મુખવાસથી

૧ બહેનોએ "શ્રાવિકાને" શબ્દ બોલવો.

वत्थ-पडिग्गह = વસ્ત્ર, પાત્ર
कंबल = કામળ, ધાબળી
पायपुंछणेणं = રજોહરણ-ગોચ્છાથી
पाडिहारिएणं = દઈને પાછા લેવાય એવા વડે (જેવા કે)
पीढ = પાટ, બાજોઠ
फलग = પાટિયું
सिज्जा-संथारएणं = શય્યાદિ સ્થાન, સંથારકથી
ओसहमेसज्जेणं = ઔષધ અને ઘણી ઔષધિવાળી દવાથી, ઓસડવેસડથી
य = અને
पडिलाभेमाणे = પ્રતિલાભતો, ભાવપૂર્વક આપતો
विहरामि = વિચરૂ, રહું
फासणाए = સ્પર્શનાથી
एअस्स = એવા
दुवालसमस्स = બારમા
अतिहिसंविभागव्वयस्स = અતિથિ સંવિભાગ વ્રતના
सच्चित्त-निक्खेवणया, सचित्त-निक्षेपणता = સચિત્ત વનસ્પતિ આદિ ઉપર કલ્પનીય વસ્તુ (અદાન બુદ્ધિથી) મૂકી તે
सच्चित्तपेहणया, सचित्त विधानता = સચિત્ત વસ્તુથી કલ્પનીય વસ્તુને (અદાન બુદ્ધિથી) ઢાંકી હોય તે
कालाइक्कमे, कालातिक्रम = ભિક્ષાના કાળનો અતિક્રમ થયા બાદ દાન આપવાનું નિમંત્રણ કરવું; વસ્તુનો કાળ ગયા પછી બગડી ગયેલી વસ્તુનું દાન આપવા ઈચ્છા કરવી તે
परववएसे, परव्यपदेश = અદાન બુદ્ધિથી પોતાની વસ્તુ પારકી કહેવી તે, અવજ્ઞાથી અન્ય પાસે દાન અપાવવુ તે
मच्छरिया, मत्सरिता = મત્સર-ઈર્ષા, અભિમાન આદિ કષાયપૂર્વક દાન આપવું તે

### વિવેચન

ગૃહસ્થ જીવનમા સર્વથા પરિગ્રહ રહિત થઈ શકાતું નથી. મનમાં સંગ્રહ બુદ્ધિ રહે છે જ અને તદનુસાર સંગ્રહ પણ થતો રહે છે જો આ સંગ્રહ અને પરિગ્રહનો ઉપયોગ પોતાના અને પોતાના પરિવાર માટે જ વપરાય અને જન-કલ્યાણમાં પ્રયુક્ત થાય નહિ તો તે મહાભયકર પાપ બની જાય છે.

પ્રતિદિન વૃદ્ધિગત થતા પરિગ્રહને વધતા નખની ઉપમા આપી છે વધેલો નખ પોતાના કે અન્યના શરીરને જ્યા અડકે છે ત્યા ઉઝરડો પેદા કરે છે તેથી બુદ્ધિવાન પુરૂષો વધેલા નખને કાપી નાખે છે તે પ્રમાણે મર્યાદાથી અધિક વૃદ્ધિ પામેલો પરિગ્રહ પણ પોતાને અને અન્ય સાથીઓને દુઃખી કરે છે, અશાંતિ વધારી દે છે. તેથી જૈનધર્મ પરિગ્રહ પરિમાણમાં ધર્મ બતાવે છે અને એ પરિમિત પરિગ્રહમાંથી પણ નિત્ય યથાશક્તિ દાન આપવાનું વિધાન કરે છે દાન પરિગ્રહનું પ્રાયશ્ચિત્ત છે. પ્રાપ્ત વસ્તુઓનો સ્વાર્થ બુદ્ધિથી કેવળ પોતે જ ઉપયોગ કરવો તે એક પ્રકારનું પાપ છે ગૃહસ્થે તે પાપથી બચવું જોઈએ.

ગૃહસ્થના ઘરના દરવાજા જનસેવા માટે અહર્નિશ ખુલ્લાં રહેવા જોઈએ જો કોઈ સાધુ-સંત મુનિરાજ પધારે તો ભક્તિભાવ-પૂર્વક તેમને યોગ્ય આહાર પાણી આદિ વહોરાવી પોતાને ધન્ય માનવો જોઈએ જો અન્ય કોઈ અતિથિ આવે તો તેનું પણ યોગ્ય સન્માન કરવું જોઈએ ગૃહસ્થનાં ઘેરથી જો કોઈ વ્યક્તિ ભૂખી કે નિરાશ પાછી વળે તો સમર્થ ગૃહસ્થ માટે તે પાપરૂપ છે.

**श्रमण-निर्ग्रन्थ —**

શ્રમણ નિર્ગ્રન્થનું જીવન એટલે સમભાવનું જીવન. શ્રમણ શબ્દના નિર્વચન ઉપર પ્રકાશ નાખતા અનુયોગદ્વારના ઉપ-

ક્રમાધિકારમાં કહ્યું છે કે—

जह मम न पियं दुक्खं
जाणिय एमेव सव्व जीवाणं ।
न हणइ न हणावेइ य
सममणइ तेण सो समणो ॥ १ ॥

—જે પ્રમાણે મને દુ:ખ પ્રિય નથી તે પ્રમાણે સંસારના સર્વે જીવોને પણ પ્રિય નથી આવું સમજી જે સ્વયં હિંસા કરતો નથી, અન્ય પાસે કરાવતો નથી અને કોઈ પણ પ્રકારની હિંસાનું અનુમોદન કરતો નથી અર્થાત્ સર્વે પ્રાણીઓમાં સમત્વ-બુદ્ધિ રાખે છે તે શ્રમણ છે

મૂળ સૂત્રમાં 'सममणइ' શબ્દ આવેલ છે, તેની વ્યાખ્યા કરતા મલધાર ગચ્છીય આચાર્ય હેમચંદ્ર લખે છે કે—"सममणति त्ति-सर्वजीवेषु तुल्यं वर्तते यतस्तेनासौ समण इति। અણુધાતુ વર્તન અર્થમાં છે અને સમ ઉપસર્ગ તુલ્ય અર્થમાં છે. તેથી જે સર્વે જીવો પ્રત્યે સમ અર્થાત્ સમાન અણુતિ અર્થાત્ વર્તન કરે છે તે સમણ કહેવાય છે.

णत्थि य से कोइ वेसो,
पिओ य सव्वेसु चेव जीवेसु ।
एएण होइ समणो,
एसो अन्नो वि पज्जाओ ॥ २ ॥

—જે કોઈ સાથે દ્વેષ કરતો નથી, જેને સર્વે જીવો સમાન ભાવથી પ્રિય છે તે શ્રમણ છે આ શ્રમણનો બીજો પર્યાય છે.

तो समणो जइ सुमणो,
भावेण जइ ण होइ पाव-मणो ।

सयणे य जणे य समो,
समो य माणावमाणेसु ॥ ३ ॥

—શ્રમણ સુમનવાળા હોય છે. તે કદી પાપ મનવાળા હોતા નથી, અર્થાત્ તેમનું મન હમેશાં પ્રફુલ્લિત રહે છે, જે કદી પાપનું ચિંતન કરતા નથી, જે સ્વજન અને પરજનમાં તથા માન અને અપમાનમાં બુદ્ધિને સમતોલ રાખે છે તે શ્રમણ છે.

આચાર્ય હરિભદ્ર દશવૈકાલિક સૂત્રના પ્રથમ અધ્યયનની ત્રીજી ગાથાનું મર્મોદ્‌ઘાટન કરતા શ્રમણનો અર્થ તપસ્વી કરે છે, અર્થાત્ જે પોતાના શ્રમથી, તપસાધનાથી મુક્તિનો લાભ મેળવે છે તે શ્રમણ કહેવાય છે—' श्राम्यन्तीति श्रमणाः तपस्यन्तीत्यर्थः। " અથવા श्रमेण (व्रतेन तपसा वा) जीवतीति श्रमणः। અર્થાત્ વ્રત અને તપ રૂપી શ્રમ વડે જેનું જીવન વ્યતિત થાય છે તે જ શ્રમણ છે.

સૂત્રકૃતાંગ સૂત્રમાં પ્રથમ શ્રુતસ્કંધાન્તરગંત ૧૬ મી ગાથા અધ્યયનમાં ભગવાન મહાવીરે સાધુમુનિરાજ માટે માહન (બ્રાહ્મણ), શ્રમણ, ભિક્ષુ અને નિર્ગ્રન્થ એ ચાર સુપ્રસિદ્ધ નામોનું વર્ણન કર્યું છે.

કોઈ પણ પ્રાણીનું હનન ન કરવું તે પ્રવૃત્તિ જેની છે તે માહન છે. "मा हणन्ति प्रवृत्तिर्यस्याऽसौ माहनः।"—આચાર્ય શીલાંક, સૂત્રકૃતાંગ વૃત્તિ ૧/૧૬.

જે શાસ્ત્રની નીતિ અનુસાર તપસાધના દ્વારા કર્મ બંધનોને ભેદે છે તે ભિક્ષુ છે. "य शास्त्रनीत्या तपसा कर्म भिनत्ति स भिक्षुः।"—આચાર્ય હરિભદ્ર, દશવૈકાલિક વૃત્તિ, દશમ અધ્યયન.

જે ગ્રન્થ અર્થાત્ બાહ્ય અને આભ્યંતર પરિગ્રહથી રહિત હોય છે, કાંઈ પણ છૂપાવી ગાંઠ બાંધી રાખતા નથી તે નિર્ગ્રન્થ

છે. "निर्गतो ग्रन्थाद् निर्ग्रन्थः।"—આચાર્ય હરિભદ્ર, દશવૈકાલિક વૃત્તિ, પ્રથમ અધ્યયન.

આવા શ્રમણ-નિર્ગ્રંથ મુનિરાજ વિશ્વ માટે કલ્યાણ અને મંગળની મૂર્તિ છે. તેઓ પોતાના હૃદયમાં સત્ય અને કરૂણાનો અપાર અમૃતસાગર રાખીને ભૂમંડળ પર વિચરે છે અને પ્રાણી માત્રને વિશ્વમૈત્રીનો અમર સંદેશ આપે છે. તેઓ સમતાના સર્વોચ્ચ શિખર ઉપર વિહરે છે અને સંસારની સમસ્ત ભોગવાસનાઓથી સર્વથા અલિપ્ત રહે છે.

ભગવાન્ મહાવીરે એવા સાધુઓને મેરૂ પર્વત સમાન અકંપ, સમુદ્ર સમાન ગંભીર, ચંદ્ર સમાન શીતળ, સૂર્ય સમાન તેજસ્વી અને પૃથ્વી સમાન સહન કરનાર કહ્યા છે. સૂત્રકૃતાંગ સૂત્રના દ્વિતીય શ્રુતસ્કંધાન્તર્ગત બીજા ક્રિયાસ્થાન નામના અધ્યયનમાં સાધુ જીવન સબંધી લાંબી શૃંખલા આપેલી છે તેના અંતમાં ભગવાને સાધુજીવનને પંડિત, આર્ય, એકાંત સમ્યક્, સુસાધુ અને સર્વે દુઃખોનો અંત કરનાર માર્ગ દર્શાવેલ છે—"एस ठाणे आयरिए जाव सव्वदुक्खपहीणमग्गे एगंतसम्मे सुसाहू।"

ભગવતી સૂત્રમાં પાંચ પ્રકારના દેવોનું વર્ણન છે. ત્યાં ગણધર ગૌતમ સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ મહાવીરે સાધુઓને સાક્ષાત્ ભગવાન્ અને ધર્મદેવ કહ્યા છે. વસ્તુતઃ સાધુ મુનિરાજ જીવતા-જાગતા દેવ છે.—'गोयमा! जे इमे अणगारा भगवंतो इरियासमिया...जाव गुत्तबंभयारी, से तेणट्ठे णं एवं वुच्चइ धम्मदेवा।"

સાધુ મુનિરાજનું કેટલું મહત્ત્વ છે! સર્વશ્રેષ્ઠ અનુત્તરૌપપાતિક દેવ પણ આવા સાધક સમક્ષ હતપ્રભ, નિસ્તેજ અને નિમ્ન છે. સાચા સાધુ ભૂમંડળ ઉપર સાક્ષાત્ ભગવત્સ્વરૂપ સ્થિતિમાં

વિચરણ કરે છે. સ્વર્ગના દેવતાઓ પણ તે ભગવદાત્માના ચરણોની ધૂળ મસ્તકે ચઢાવે છે.

જૈન ધર્મમાં સાધુનું પદ ઘણું મહત્ત્વનું છે. આધ્યાત્મિક વિકાસ ક્રમમાં તેમનું સ્થાન છઠ્ઠું ગુણસ્થાન છે; અને અહીંયાથી આત્મા નિરંતર ઊર્ધ્વમુખી વિકાસ સાધતો રહે તો અંતે તે ચૌદમા ગુણસ્થાનની ભૂમિકા સુધી પહોંચી જાય છે અને સર્વથા અજર, અમર, સિદ્ધ, શુદ્ધ અને મુક્ત બની જાય છે.

**पडिलाभेमाणे विहरामि—**

આવા સુપાત્ર શ્રમણ નિર્ગ્રંથ મુનિમહારાજને ભક્તિભાવપૂર્વક દાન આપવું તે સુપાત્ર દાન છે અને એવા મુનિમહારાજને દાન આપવાનો યોગ મળતો રહે અને તેમને દાન આપી આપણે કૃતકૃત્ય થઈએ એ ભાવના હમેશાં રાખવી જોઈએ. ભગવતી સૂત્ર, શતક ૮, ઉદ્દેશા ૬ઠ્ઠામાં એવા દાન સંબંધી ગણધર મહારાજ ગૌતમ સ્વામી પ્રશ્ન કરે છે કે—"**समणोवासगस्स णं भंते ! तहारूवं समणं वा माहणं वा फासुएसणिज्जेणं असण-पाण खाइम-साइमेण पडिलाभेमाणस्स किं कज्जई ? गोयमा ! णांतसो से निज्जरा कज्जई...** ।—હે ભગવાન્ ! તથા રૂપ શ્રમણ * માહણને પ્રાસુક એષણિક ભોજન-પાણી-

---

* કોઈ આચાર્ય "માહણ" શબ્દનો અર્થ સાધુ ઉપરાંત શ્રાવક પણ કરે છે. ભગવતી સૂત્ર શતક ૧, ઉદ્દેશા ૭માની ટીકામાં માહણ શબ્દનો અર્થ શ્રાવક કર્યો છેઃ—

**माहण त्ति मा हनेत्येवमादिशति स्वयं स्थूलप्राणातिपातादि निवृत्तत्वाद्यः स माहनः ।**—જે પુરૂષ સ્થૂળ પ્રાણાતિપાત આદિથી નિવૃત્ત થઈ અન્યને પણ ન મારવાનો ઉપદેશ આપે છે તે માહન (માહણ) કહેવાય છે.

ખાદિમ-સ્વાદિમ દેનાર શ્રમણોપાસક (શ્રાવક)ને શું લાભ થાય? હે ગૌતમ! તે એકાંત નિર્જરા કરે છે…કેટલું બધું મહત્ત્વ છે સુપાત્ર દાનનું!

ગૃહસ્થ પોતાના ઉદરભરણ પોષણ માટે ઉત્તમ કુળાચારપૂર્વક જે આહાર નીપજાવે તે પૂર્વ-પશ્ચાત્ કર્માદિ દોષ રહિત સાધુ મુનિરાજને અતિ ભક્તિભાવપૂર્વક હર્ષથી વહોરાવે અને મુનિમહારાજ વહોરતી વખતના, એષણાના, ગ્રાસૈષણાના આદિ દોષો ટાળી આહાર ભોગવે તે ૪૭ દોષ રહિત શુદ્ધ આહાર કહેવાય છે. આહારના ૪૭ દોષ પરિશિષ્ટમાં આપ્યા છે, તે દોષ વિશેષપણે ૯૬ છે.



## सूत्रपाठ

## तव-अणसण

### अपच्छिम-मारणांतिय-संलेहणा

अपच्छिम-मारणांतिय-संलेहणा-समए पोसहसालं पडिलेहित्ता, पोसहसालं पमज्जित्ता उच्चारपासवणभूमिं पडिलेहित्ता, गमणागमणं पडिक्कमित्ता, दब्भाइसंथारयं संथरित्ता, दुरुहित्ता उत्तरपुरत्थाभिमुहे संपलियंकाइआसणे निसीइत्ता, करयलपरिग्गहियं दसनहं सिरसावत्तं मत्थए अंजलिं कट्टु एवं वइस्सामि—

नमोत्थु णं अरिहंताणं भगवंताणं जाव संपत्ताणं, नमोत्थु णं मम धम्मायरियस्स, वंदामि णं भगवंतं तत्थगयं इहगए; पासउ मे भगवं तत्थगते इहगयं ति कट्टु वंदित्ता, नमंसित्ता एवं वइस्सामि—

पुव्विं मए जाणि वयाणि चिण्णाणि, ताणि आलोइत्ता पडिक्कमित्ता, निंदित्ता निसल्लीहोऊण—सव्वं पाणइवायं पच्चक्खामि, सव्वं मुसावायं पच्चक्खामि, सव्वं अदिन्नादाणं पच्चक्खामि सव्वं मेहुणं पच्चक्खामि, सव्वं परिग्गहं पच्चक्खामि, सव्वं कोहं जाव मिच्छादंसणसल्लं अकरणिज्जं जोगं पच्चक्खामि जावज्जीवाए तिविहं तिविहेणं न करेमि न कारवेमि, करंतं पि अन्नं न समणुजाणामि मणसा, वयसा, कायसा.

सव्वं असणं पाणं खाइमं साइमं-चउव्विहं पि आहारं पच्चक्खामि जावज्जीवाए।

ઉપર ઉત્તરપૂર્વાભિમુખે (ઈશાન ખૂણાભિમુખે) પદ્માસનાદિ આસને બેસી દશે આંગળીઓ સહિત ઉભય હાથ જોડી, મસ્તકે અંજલિ કરીને આ પ્રમાણે બોલીશ—

અરિહંત ભગવાન યાવત્ મોક્ષગતિ પામેલાને મારા નમસ્કાર હો મારા ધર્માચાર્યને મારા નમસ્કાર હો તત્રગત્ ભગવાનને અહીંયા રહેલો એવો હું વંદન કરું છું હે ભગવાન! આપ ત્યાં રહ્યા છતા અહીં રહેલા મને જુઓ! આ પ્રમાણે કહીને, વંદના નમસ્કાર કરીને હું એવું બોલીશ—

પૂર્વે મેં જે વ્રત આદર્યા છે તે આલોચ્ય, પ્રતિક્રમી, નિંદી, નિશલ્ય થઈને—હવે હું સર્વથા પ્રાણાતિપાત-મૃષાવાદ-અદત્તાદાન-મૈથુન-પરિગ્રહ-ક્રોધ યાવત્ મિથ્યાદર્શનશલ્ય તથા અકરણીય પાપજનક યોગના પચ્ચક્ખાણ કરૂં છું હું યાવજ્જીવન ત્રણ કરણથી અને મન, વચન, કાયાના ત્રિવિધ યોગથી કોઈ પાપ કરું નહિ, કરાવું નહિ અને અન્ય કોઈ કરે તેને અનુમોદન પણ આપું નહિ તથા—

હું યાવજ્જીવન ભોજન, પાણી, મેવા-મીઠાઈ અને મુખવાસ એમ ચતુર્વિધ આહારના પણ સર્વથા ત્યાગ કરૂં છું તથા—

[શારીરિક મમત્વનો ત્યાગ]

આ શરીર જે ઈષ્ટ, કાન્ત, પ્રિય, મનોજ્ઞ, મનોરમ, ધૈર્યરૂપ વિશ્વસનીય, સમત, અનુમત, બહુમત, આભૂષણના કરંડીયા સમાન છે અને જેને તાડ, તાપ, ભૂખ, તરસ, તથા ચોરો, વાઘો, સર્પો, ડાંસો, મચ્છરો, તથા વાત, પિત્ત, શ્લેષ્મ, સન્નિપાત આદિ વિવિધ રોગો જીવલેણ દરદો, પરિષહ અને ઉપસર્ગો સ્પર્શે નહિ એવું વિચારીને જેનું પાલન કર્યું છે એવા *આ શરીરને પણ

* 'છેલ્લાં શ્વાસોચ્છ્વાસ સુધી—મરણના અંતિમ સમય સુધી'નો અભિપ્રાય એ છે કે—હું મારા અંતિમ શ્વાસોચ્છ્વાસ સુધી અર્થાત્

છેલ્લાં શ્વાસોચ્છ્વાસ સુધી-મરણના અંતિમ સમય સુધી—ત્યાગ કરી દઇશ. એમ કરીને શરીર તથા કષાયોને કૃશ કરવાની ક્રિયાનું સેવન કરીને કાળ (મૃત્યુ)ની ઇચ્છા કર્યા વિના હું વિચરીશ.

આ મારી શ્રદ્ધા અને પ્રરૂપણા છે. અનશનનો અવસર પ્રાપ્ત થયે હું અનશન કરૂં ત્યારે તે સ્પર્શનાએ કરી શુદ્ધ હજો.

એવા અપશ્ચિમ-મારણાન્તિક, તપયુક્ત, શરીર અને કષાયોને કૃશ કરવાની ક્રિયાના સેવનરૂપ આરાધનાના પાંચ અતિચાર જ્ઞેય છે કિંતુ ઉપાદેય નથી. તે જેવાં કે—

ઇહલોકાશંસાપ્રયોગ, પરલોકાશંસાપ્રયોગ, જીવિતાશંસાપ્રયોગ, મરણાશંસાપ્રયોગ, કામભોગાશંસાપ્રયોગ, તસ્સ મિચ્છા મિ દુક્કડં

તપ-અનશન

## છેલ્લી મારણાન્તિક સંલેખના

### ચાલુ પદ્ધતિ પ્રમાણે, મિશ્ર ભાષામાં

અપચ્છિમ-મારણાન્તિય-સંલેહણા-સમયે પોસહસાલં પડિલેહિત્તા, પોસહસાલ પમજ્જિત્તા, ઉચ્ચાર-પાસવણ-ભૂમિ પડિલેહિત્તા, ગમણાગમણ પડિક્કમિત્તા, દબ્ભાઇસંથારયં સંથરિત્તા, દુરુહિત્તા, ઉત્તરપુરત્થાભિમુહે સંપલિયંકાઇઆસણે નિસીઇત્તા, કરયલપરિગ્ગહિય દસનહં સિરસાવત્ત મત્થએ અંજલિ કટ્ટુ એવં વયાસિ—

નમોત્થુ ણં અરિહંતાણં ભગવંતાણં જાવ સંપત્તાણ એમ અનંતા સિદ્ધને નમસ્કાર કરીને, વર્તમાન પોતાના ધર્મગુરુ ધર્માચાર્યને નમસ્કાર કરીને પૂર્વે જે વ્રત આદર્યાં છે તે આલોવી, પડિક્કમી, નિંદી, નિશલ્ય થઇને,

---

મરણની છેલ્લી ઘડી સુધી મારા આ શરીર પરના મમત્વનો સર્વથા ત્યાગ કરી દઉં છું અને તેથી તેની સેવા-શુશ્રૂષાનો પણ ત્યાગ કરૂં છું.

સવ્વં પાણાઇવાયં પચ્ચક્ખામિ, સવ્વં મુસાવાયં પચ્ચક્ખામિ, સવ્વં અદિન્નાદાણં પચ્ચક્ખામિ, સવ્વં મેહુણં પચ્ચક્ખામિ, સવ્વં પરિગ્ગહં પચ્ચક્ખામિ, સવ્વં કોહં જાવ મિચ્છા-દંસણ-સલ્લ અકરણિજ્જં જોગં પચ્ચક્ખામિ, જાવજ્જીવાએ તિવિહં તિવિહેણં ન કરેમિ, ન કારવેમિ, કરંતં પિ અન્ન ન સમણુજાણામિ મણસા, વયસા, કાયસા; એમ અઢાર પાપસ્થાન પચ્ચક્ખિને, સવ્વ અસણં પાણં ખાઇમં સાઇમં, ચઉવ્વિહં પિ આહારં પચ્ચક્ખામિ જાવજ્જીવાએ.

એમ ચાર આહાર પચ્ચક્ખીને—

જં પિ ય ઇમં સરીરં, ઇટ્ઠં, કંતં, પિયં, મણુણ્ણં, મણામં, ધિજ્જં, વેસાસિયં, સમ્મયં, અણુમયં, બહુમયં, ભંડકરંડગસમાણં, મા ણં સીયં, મા ણં ઉણ્હં, મા ણં ખુહા, મા ણં પિવાસા, મા ણં વાલા, મા ણં ચોરા, મા ણં દંસા, મા ણં મસગા, મા ણં વાઇય-પિત્તિય-સિંભિય-સન્નિવાઇય-વિવિહા-રોગાયંકા, પરિસહોવસગ્ગા ફુસંતુ ત્તિ કટ્ટુ એઅં પિ ણં ચરમેહિં ઊસાસનીસાસેહિં વોસિરિસ્સામિ

એમ શરીર વોસિરાવીને

કાલ અણવકંખમાણે વિહરિસ્સામિ, એવી મારી સદ્દહણા, પ્રરૂપણાએ કરી અણસણનો અવસર આવ્યે અણસણ કરૂં ત્યારે સ્પર્શનાએ કરી શુદ્ધ હજો.

એવા અપચ્છિમ-મારણાંતિય-સંલેહણા-ઝૂસણા-આરાહણાના પંચ અઇયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા, તં જહા—

ઇહલોગાસંસપ્પઓગે, પરલોગાસંસપ્પઓગે, જીવિયાસંસપ્પઓગે, મરણાસંસપ્પઓગે, કામભોગાસંસપ્પઓગે, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

શબ્દાર્થ

अपच्छिम = છેલ્લી

मारणांतिय = મારણાન્તિક, મૃત્યુ સમયે કરાતી

**संलेहणा** = તપદ્વારા શરીર તથા કષાયોને કૃશ કરવાની ક્રિયા

**समये** = પ્રસંગે

**पोसहसालं** = પૌષધશાળાને, ધર્મસ્થાનને

**पडिलेहित्ता** = ચક્ષુદ્વારા જીવજંતુનું નિરીક્ષણ કરીને, પડિલેહીને, પ્રતિલેખના કરીને

**पमज्जित्ता** = પ્રમાર્જીને, પૂંજીને

**उच्चार-पासवणभूमिं** = ઝાડા-પેશાબની જગ્યાને

**गमणागमणं** = ગમનાગમનને

**पडिक्कमित्ता** = પડિક્કમીને

**दब्भाइसंथारयं** = દર્ભાદિક સંથારાને

**संथरित्ता** ~ પાથરીને

**दुरुहित्ता** = તે પર બેસીને

**उत्तरपुरत्थाभिमुहे** = ઉત્તર પૂર્વાભિમુખે ઇશાન ખૂણાભિમુખે

**संपलियंकाइआसणे** = પદ્માસન આદિ આસને

**निसीइत्ता** = બેસીને

**करयलपरिग्गहियं** = બને હાથની હથેળી ભેગી કરીને

**दसनहं सिरसावत्तं** = દશ આંગળીઓ વડે માથે આવર્ત કરી

**मत्थए** = મસ્તકે

**अंजलिं** = જોડેલા બે હાથ અડકાડી

**कट्टु** = કરીને

**एवं** = એમ

**वइस्सामि** = બોલીશ

**नमोत्थु णं** = નમસ્કાર થાઓ

**अरिहंताणं भगवंताणं** = અરિહંત ભગવંતોને

**जाव संपत्ताणं** = યાવત્ મોક્ષે પહોંચેલાઓને

**मम** = મારા

**धम्मायरियस्स** = ધર્માચાર્યને

**वंदामि** = વંદુ છું

**भगवंतं** = ભગવાનને

**तत्थगयं** = તત્રગત, ત્યાં રહ્યા છતાં

**इहगए** = અહીંયા રહેલો હું

**पासउ** = જુઓ (આ વિનયપૂર્વક કહેવાનું છે)

मे = મને
भगवं = હે ભગવાન !
तत्थगते = ત્યાં ગયા છતાં
इहगयं = અહીં રહેલા મને
ति कट्टु = એવુ કહીને, એવુ વિચારીને, લાક્ષણિક અર્થ.– આ ક્રમથી
वंदित्ता = વદન કરીને
नमंसित्ता = નમસ્કાર કરીને
एवं वइस्सामि = એવુ બોલીશ
पुव्विं = પૂર્વે
मए = મેં; મારા દ્વારા
जाणि वयाणि = જે જે વ્રત
चिण्णाणि = આચરણ કર્યા હોય, ધારણ કરેલ હોય
ताणि = તેની
आलोइत्ता = આલોચન કરીને
पडिक्कमित्ता = પડિક્કમીને
निंदित्ता = નિંદીને
निसल्ली होऊण = નિ શલ્ય થઇને
सव्वं = સર્વથા
पाणाइवायं = પ્રાણાતિપાતને
पच्चक्खामि = પચ્ચક્ખું છુ, ત્યાગુ છુ
सव्वं मुसावायं = સર્વથા મૃષાવાદને
सव्वं अदिन्नादाणं = સર્વથા અદત્તાદાનને, સર્વથા ચોરીને
सव्वं मेहुणं = સર્વથા મૈથુનને–અબ્રહ્મચર્યને
सव्वं परिग्गहं = સર્વથા પરિગ્રહને
सव्वं कोहं = સર્વથા ક્રોધને
जाव = યાવત્ (માન, માયા આદિ વચલા ૧૧ પાપસ્થાન)
मिच्छादंसणसल्लं = મિથ્યા–દર્શન–શલ્યને
अकरणिज्जं = નહિ સેવવા યોગ્ય ( પાપજનક )
जोगं = યોગને
जावज्जीवाए = જીવનપર્યંત; યાવજ્જીવન
तिविहं = ત્રિવિધ ( ત્રણ કરણથી )
तिविहेणं = ત્રણ યોગથી
न करेमि = ( પાપ ) કરું નહિ
न कारवेमि = ( પાપ ) કરાવું નહિ

करंतं पि = (પાપ) કરનારને પણ
अन्नं = અન્યને
न समणुजाणामि = અનુમોદુ નહિ
मणसा = મનથી
वयसा = વચનથી
कायसा = કાયાથી
सव्वं = સર્વથા
असणं पाणं खाइमं साइमं = ભોજન, પાણી, મેવા-મીઠાઈ, મુખવાસને
चउव्विहं पि आहारं = ચતુર્વિધ આહારને પણ
जं पि य = અને જે
इमं सरीर = આ શરીર
इट्ठं = ઇષ્ટ, વલ્લભ
कंतं = કાન્ત, સુંદર
पियं = પ્રિય
मणुण्णं = મનોજ્ઞ, મનપસંદ
मणामं = મનેને અતિ વહાલું, મનોરમ
धिज्जं = ધૈર્યરૂપ
वेसासियं = વિશ્વસનીય
सम्मयं = સંમત
अणुमयं = અનુમત
बहुमयं = બહુમત
भंडकरंडगसमाणं = આભૂષણના કરંડીયા સમાન
मा = ન; નિષેધ અર્થમાં વપરાય છે
णं = વાક્યના અલંકાર અર્થે વપરાય છે
मा णं सीयं = ટાઢ-શીત લાગે નહિ
मा णं उण्हं = ગરમી લાગે નહિ
मा णं खुहा = ક્ષુધા-ભૂખ લાગે નહિ
मा णं पिवासा = તરસ લાગે નહિ
मा णं वाला = જંગલી પ્રાણીઓ વાઘ, સાપ વગેરે નુકસાન ન કરે
मा णं चोरा = ચોરો લુંટારા નુકસાન ન કરે
मा णं दंसा = ડાંસ પીડા ન કરે
मा णं मसगा = મચ્છર પીડા ન આપે

*मा णं वाइय-पित्तिय-सिंभिय सन्निवाइय = વાત, પિત્ત, શ્લેષ્મ, સન્નિપાત વગેરે હેરાન ન કરે
विविहा रोगा = વિવિધ રોગો (લાંબા કાળ ચાલે તેવા દર્દો)
आयंका = જીવલેણ દર્દો (શીઘ્ર જીવનનો અંત કરે એવા અવકર દર્દો)
परीसह = પરિષહો (અને)
*उवसग्गा = ઉપસર્ગો
फुसंतु = સ્પર્શે, હેરાન કરે
त्ति कट्टु = એમ કરીને, એમ વિચારીને [જે શરીરનું મેં પાલન કર્યું છે]
एअ पि णं = તેને પણ
चरमेहिं = છેલ્લા
ऊसासनीसासेहिं = શ્વાસો-શ્વાસ સુધી, છેલ્લાં શ્વાસો-શ્વાસે, મરણના અંતિમ સમયે
वोसिरिस्सामि = તજીશ, વોસિરાવીશ
संलेहणा = સંલેખનાનું, વ્રતાદિ દ્વારા શરીરને તથા કષાયોને કૃષ કરવાનું
झूसणाए = કર્મના ક્ષય કરવા દ્વારા
झूसित्ता = સેવન કરીને, આરાધન કરીને
कालं अणवकंखमाणे = કાળને અણવાછતો મૃત્યુની ઇચ્છા ન કરતો
विहरिस्सामि = વિચરીશ
एच मे = એવી મારી
सद्दहणा = શ્રદ્ધા
परूवणा = પ્રરૂપણા
अणसणावसरे पत्ते = અન-સનનો અવસર પ્રાપ્ત થયે
अणसणे कए = અનસન કરે ત્યારે
फासणाए = સ્પર્શનાએ કરી
सुद्ध = શુદ્ધ (હજો)
आराहणाए = આરાધનાના
इहलोगासंसप्पओगे, इह-लोकाशंसाप्रयोग = આ લોક અર્થાત્ મનુષ્ય

* આ આખા સૂત્રનો 'मा णं' પદ સાથે સંબંધ છે

લોકના અભિલાષનો પ્રયોગ; મનુષ્ય લોકના સુખની ઇચ્છા કરવી તે, જેમકે જન્માંતરમાં હું ચક્રવર્તી, રાજા, મંત્રી, શેઠ વગેરે થાઉં એવી વાંછા કરવી

**परलोगासंसप्पओगे, परलोकाशंसाप्रयोग** = પરલોક અર્થાત્ સ્વર્ગલોકના સુખની અભિલાષા કરવી તે, જેમકે જન્માંતરે હું દેવ કે ઇન્દ્ર બનું

**जीवियासंसप्पओगे, जीवितशंसाप्रयोग** = (લોક પ્રશંસા આદિ કારણોના નિમિત્તથી) અધિક જીવિત રહેવાની ઇચ્છા કરવી તે

**मरणासंसप्पओगे, मरणाशंसाप्रयोग** = ક્ષુધા આદિની પીડાથી કંટાળી) શીઘ્ર મરવાની વાંછા કરવી તે

**कामभोगासंसप्पओगे, कामभोगाशंसाप्रयोग** = મનુષ્ય અને દેવતા સંબંધી સુંદર કામ, (શબ્દ, રૂપ) અને ભોગ (ગંધ, રસ સ્પર્શ)ની અભિલાષા કરવી

### વિવેચન

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે રાત્રિના સમૂહો પસાર થયે જેમ પીળું જીર્ણ પાંદડું વૃક્ષ પરથી ખરી પડે છે તેમ આયુષ્ય પૂર્ણ થયે મનુષ્ય જીવન પણ નાશ પામે છે. મૃત્યુ તો અનંત વાર થયું અને પુનર્જન્મો પણ અનંત થયાં, એ પ્રમાણે જન્મ-મરણની ઘટમાળ અનાદિ કાળથી ચાલતી રહી છે, પરંતુ ધ્યેય શૂન્ય અકામ મૃત્યુથી કાંઈ અર્થ સર્યો નહિ. કહ્યું છે કે—

મરણ મરણ સૌ કોઇ કહે, મરણ ન જાણે કોઈ;
એક મરણ એવું મરે, કે પુનઃ ન મરવું થાય.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં પણ કહ્યું છે કે—

बालाणं अकामं तु मरणं असइं भवे ।
पंडियाणं सकामं तु, उक्कोसेण सइं भवे ॥

—ઉત્ત. ૫/૩

અર્થાત્—બાળો (અજ્ઞાનીઓ)નું અકામ (ધ્યેય શૂન્ય) મરણ તો પુનઃ પુનઃ થાય છે, પરંતુ પંડિત પુરૂષો (જ્ઞાનીઓ)નું સકામ-મરણ તો એક જ વાર થાય છે.

શુદ્ધ સમ્યક્ત્વધારી આત્માઓના મરણને પંડિત-મરણ કહે છે. અંતિમ કાળની-મૃત્યુ સમયની આરાધના ઘણી મહત્ત્વની છે. તે આત્માને દુર્ગતિમાં પડતો અટકાવે છે અને સદ્ગતિમાં લઈ જાય છે.

પંડિત-મરણે મરનાર જ્ઞાની આત્મા આ સંસારમાં વધુમાં વધુ ફરીથી એક જ વાર જન્મ લે છે, ત્યારબાદ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ સર્વે દુઃખનો અંત કરે છે અને અવ્યાબાધ અનંત આત્મિક સુખનો ભોક્તા બને છે, ત્યારે સાધારણ જીવો અનેકવાર જન્મ-મરણ કર્યાં કરે છે અને વિવિધ દુઃખો ભોગવે છે.

પરંતુ એવું પંડિત મરણ પ્રાપ્ત કરવા માટે જીવનકાળ દરમિયાન પૂર્વ તૈયારી પણ હોવી જોઈએ. મૃત્યુકાળ એ જીવન કાળનો સરવાળો છે.

અનંત સંસારમાં ક્રમપૂર્વક ઉત્ક્રાંતિ ક્રમથી માનવદેહ સાંપડે છે. ભોગ ભોગવવાની અતૃપ્ત વૃત્તિ તો દરેક જન્મમાં આપણને તે જન્મ યોગ્ય શરીર દ્વારા રહ્યાં જ કરી છે, પરંતુ પ્રયત્ન સાધ્ય સદ્ધર્મ તો મનુષ્ય જન્મમાં જ મળેલ છે. તેથી આ મનુષ્ય જન્મમાં શુદ્ધ શ્રદ્ધાપૂર્વક ગૃહસ્થ ચારિત્ર- પાંચ અણુવ્રત, ત્રણ ગુણ વ્રત અને ચાર શિક્ષા વ્રત રૂપ દેશ વિરતિ ચારિત્ર-નું સમ્યક્ પ્રકારે પાલન કરવું જોઈએ.

એવું પાલન કરનાર અને પ્રતિમા આદિ વિશિષ્ટ પ્રકારની તપોવિધિ આચરનાર શ્રાવકરત્ન આત્મિક વિશુદ્ધિને પામતો મરણાંત કાળ પ્રાપ્ત થયે તેથી ભય ન પામતા કે ન મૂંઝાતા અખિન્ન ભાવે "અપચ્છિમ-મારણન્તિય-સંલેહણા-ઝૂસણારાહણા"નો સ્વીકાર

કરી સઘળાં સાંસારિક વ્યવહારનો આજીવન પર્યંત ત્યાગ કરી, કષાયોને ઉપશમાવી અને શરીર ઉપરના મમત્વને દૂર કરી જીવન સમાધિ પ્રાપ્ત કરી શકે છે.

અંતિમ કાળની આરાધનામાં સર્વ પ્રથમ અરિહંત ભગવાન્ યાવત્ મોક્ષ પામેલા સિદ્ધોને, ધર્માચાર્ય આદિને નમસ્કાર કરી યત્કિંચિત્ ત્યાગધર્મમાં–શ્રાવકવ્રતના પાલનમાં કોઈ પણ પ્રકારની દોષાપત્તિ ભૂલથી પણ થઇ ગઈ હોય તો તે ગુર્વાદિકની પાસે નિઃસંકોચ પ્રગટ કરી પ્રાયશ્ચિત્તાદિ લઇ આત્મ વિશુદ્ધિ કરવી જોઇએ.

એ રીતે પૂર્વે જે વ્રત આદર્યાં હોય તેમાં થઈ ગયેલાં દોષોની, રહી ગયેલી ક્ષતિઓની આલોચના કરી, તેને પ્રતિક્રમી, નિંદી, ગર્હા કરી, નિઃશલ્ય થઈને યાવજ્જીવન સર્વથા અઢારે પાપસ્થાનક ત્રિકરણે અને ત્રિયોગે ત્યજીને તથા જીવન પર્યંત એ રીતે નવકોટિથી ચારે આહારને પણ ત્યજીને, અંતે ધર્મ કરણીમાં સાધનભૂત થયેલા એવા આ ઔદારિક શરીર ઉપરનો પણ મમત્વભાવ–મૂર્છાભાવ–નો ત્યાગ કરી, સર્વે જીવોને ખમાવી, તેમની સાથે મૈત્રી ભાવના રાખી, કોઇ સાથે વૈર વિરોધ ન રાખી; સમયનો અને મરણનો કોઇ પણ જાતનો સંતાપ કે આકાંક્ષા રાખ્યા સિવાય ભગવાનના સ્મરણમાં અને આત્મચિંતનમાં વિહરવું જોઈએ.

મૃત્યુ વખતે શરીર ઉપરનો મમત્વભાવ ઉતારવા માટે નિમ્નોક્ત શુભ ભાવના ભાવવી જોઇએ—

" આ શરીર રાખવાથી રહે તેમ નથી, તો તેના વિયોગથી મારે ચિંતા શા માટે કરવી જોઇએ ?,'

" હું અત્યાર સુધી એમ ધારતો હતો કે આ શરીર મારૂં છે. પરંતુ હવે મને જ્ઞાન થયું કે તે કોઇનુંય નથી, અને થશે પણ નહિ. જો મારૂ હોય તો મારા કાબુમાં કેમ ન રહે?

આ રોગ શા માટે થાય? મૃત્યુ શા માટે આવે?"

"અમર છે તે મરતું નથી અને મરે છે તે અમર નથી. આત્મા અમર છે તે કોઇથી મારી શકાતો નથી. અને શરીર મરે છે તે કોઇથી અમર બનાવી શકાતું નથી"

"રોગનું જોર વધુ હોય તો સમભાવે એમ વિચારવુ કે જે પ્રમાણે અગ્નિ જેમ વધારે ઉગ્ર હોય તેમ લોઢું શીઘ્રતાથી પીગળે છે તે પ્રમાણે પરિષહ જેમ અધિક હોય તેમ કર્મોની નિર્જરા પણ અતિ શીઘ્રતાપૂર્વક થાય છે માટે મારા જ આ પૂર્વકૃત અશુભ કર્મોનુ વિપાક-ફળ ભોગવવામા હુ સમભાવ લાવવા યત્ન કરૂં કે જેથી તે નિર્જરાનું કારણ બને."

"નરકમાં અનંત દુઃખ સહન કર્યું, તે પણ એક વખત નહિ, બે વખત નહિ, પરંતુ અનતવાર; પરંતુ તેથી કાંઇ સકામ નિર્જરા થઇ નહિ અને ઘાચીના બળદનો પંથ લેશ માત્ર પણ ઘટ્યો નહિ. અત્યારે જ એવો અવસર પ્રાપ્ત થયો છે કે સમજણપૂર્વક, વિવેકપૂર્વક સમભાવ કેળવી નિર્જરા કરી જન્મ-મરણના ફેરા ટાળી દઉં"

વળી શરીરભાવ ત્યાગ માટે આપ્ત પુરૂષોએ કહ્યું છે કે—

उपसर्गे दुर्भिक्षे जरसि रुजायां च निष्प्रतिकारे।
धर्माय तनुविमोचनमाहुः संलेखनामार्याः ॥ १६ ॥ श्री रत्न

અર્થાત્—ઉપસર્ગ પરિષહ-મરણાન્તિક કષ્ટ આવી પડે ત્યારે, દુષ્કાળમાં આહારાદિ ન મળે ત્યારે, વૃદ્ધાવસ્થામાં મરણુ-કાળ નજદિક જાણી, અને રોગ જ્યારે ન મટે તેવો અસાધ્ય બની જાય તેવા પ્રસગોએ (આગ લાગેલા મકાનમાંથી જેમ સારભૂત વસ્તુ કાઢી લેવામાં આવે છે તે પ્રમાણે) રત્નત્રયી ધર્મને સાધવા માટે શરીરનો ઉપયોગ કરવા રૂપ સંલેખના તપ કરવો-શરીરભાવ ત્યાગવો.

આ ઉત્તમ સંલેખનાનું સ્વરૂપ કાયમ ટકે અને ખરે સમયે-અંતકાળે અભ્યાસ-સહજ બની ગયેલું હોવાથી ઉદય આવે તે હેતુથી દરેક સુજ્ઞ શ્રાવકે સૂતી વખતે રાત્રે સાગારી સંથારો પચ્ચક્ખીને સૂઈ જવું. તે સાગારી સંથારો આ પ્રમાણે છે—.

દોહરો

આહાર, શરીર ને ઉપધિ, પચ્ચક્ખું પાપ અઢાર,
મરણ આવે તો વોસિરે, જીવું તો આગાર

અર્થાત્—ચતુર્વિધ આહાર, શરીર, માલમિલ્કત તથા કુટુમ્બાદિક સંબંધોરૂપી બાહ્ય ઉપધિ અને વિષય, કષાય આદિ રૂપ આભ્યંતર ઉપધિ તથા અઢાર પાપસ્થાન—એ સર્વેનો ત્યાગ કરું છું, વોસિરાવું છું. સવાર થતાં હું જાગી જાઉં અર્થાત્ જીવું તો તે સર્વે બાબત મારે છૂટી છે.

જ્યારે અચાનક કોઈ ભયંકર સંકટ આવી જાય અર્થાત્ મારણાન્તિક ઉપસર્ગમાં કે બિમારીમાં મરણના ભય જેવી સ્થિતિ ઉત્પન્ન થઈ હોય ત્યારે અમુક સમય માટે આ આગારી સંથારો કરાય છે.

આગારી સંથારો કરતી વખતે સમયની મર્યાદા બાંધીને સંથારો કરવો. અને સમય પૂરો થતા સુધીમાં સંકટ-ભયનું નિવારણ ન થયું હોય તો સંથારાના સમયમાં આવશ્યક ઉમેરો કરવો.

સાગારી સંથારો સંક્ષેપમાં ત્રણ નવકાર મંત્ર બોલીને કરવો અને સાત વાર નવકાર મંત્ર ગણીને પારવો. તેની પૂર્ણ વિધિ સામાયિકની વિધિ પ્રમાણે જાણવી, તેમાં સામાયિક ગ્રહણ કરવાના પાઠને બદલે ઉપરનો દોહરો બોલવો. પારવામાં પણ સામાયિકની પારવાની વિધિ જાણવી. પરંતુ પારવાના પાઠને બદલે આ પ્રમાણે બોલવું —

"એવી આગારી સંલેખનાને વિષે કોઈ પણ જાતનો અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર દોષ લાગ્યો હોય તો શ્રી અનંત સિદ્ધ, કેવળી ભગવતની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## આલોચના

એમ સમકિતપૂર્વક બાર વ્રત સંલેખણા સહિત તથા નવાણું અતિચાર—એને વિષે કોઈ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર જાણતા અજાણતા, મન વચન કાયાએ કરી સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યા હોય તો અનંત સિદ્ધ, કેવળી ભગવતની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં



## सूत्रपाठ

## अढार पापस्थान सूत्र

અઢાર પાપસ્થાન સંબંધી પાપદોષ લાગ્યો હોય તો આલોઉં છું:—

१. प्राणातिपात, २. मृषावाद, ३. अदत्तादान, ४. मैथुन, ५. परिग्रह, ६. क्रोध, ७. मान, ८. माया, ९. लोभ, १०. राग, ११. द्वेष, १२. कलह, १३. अभ्याख्यान, १४. पैशुन्य, १५. रति-अरति, १६. परपरिवाद, १७. माया-मृषावाद, १८. मिथ्यादर्शन शल्य.

એ અઢાર પાપસ્થાન મારા જીવે સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યાં હોય તો સિદ્ધ કેવળી ભગવાનની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

અઢાર પાપસ્થાન સંબંધી નીચેની ચાર ગાથાઓ કંઠસ્થ કરવા જેવી છે:—

પાણાઇવાયમલિઅં, ચોરિક્કં મેહુણં દવિણમુચ્છં;
કોહં, માણં, માયં, લોહં પિજ્જં તહા દોસં. ૧

કલહં અબ્ભક્ખાણં, પેસુન્નં રઇઅરઇ સમાઉત્તં;
પરપરિવાયં માયા-મોસં મિચ્છત્તસલ્લં ચ. ૨

વોસિરિસુ ઇમાઇં મોક્ખ-મગ્ગ-સંસગ્ગ-વિગ્ઘભૂયાઇં;
દુગ્ગઇ-નિબંધણાઇં, અટ્ઠારસ-પાવઠાણાઇં. ૩

અરિહંત-સિદ્ધ-કેવલિ-સાહૂણં સક્ખિયં સયં જાઇં;
સંસેવિયાણિ સેવાવિયાણિ અણુમોઇયાણિ તહા. ૪

### શબ્દાર્થ

अभ्याख्यान = બીજા માણસે નહિ જોયેલું અને નહિ સાંભળેલું ખોટું આળ દેવું તે

पैशुन्य = અન્યના દોષની બીજા પાસે ચાડી-ચુગલી કરવી તે

रति-अरति = સાનુકૂળ સંજોગોમાં હર્ષ અને પ્રતિકૂળ સંજોગોમાં શોક વિષયોમાં આસક્તિ તે રતિ અને ધર્મથી વિમુખતા તે અરતિ

परपरिवाद = અન્યનો અવર્ણવાદ બોલવો, અન્યની નિંદા કરવી

मायामृषावाद = કપટવૃત્તિથી જૂઠું બોલી અન્યને ઠગવું તે

मिथ्यादर्शनशल्य = કુશ્રદ્ધા રૂપ શલ્ય, વ્યવહારથી કુદેવ, કુગુરુ અને કુધર્મ સેવવાની અભિલાષા, નિશ્ચયથી આત્મસ્વરૂપના અનુભવને વિઘ્ન કરવા રૂપ આત્મ-પરિણામો

### વિવેચન

**मिथ्यादर्शन शल्य—**

તત્ત્વમાં અતત્ત્વબુદ્ધિ રાખવી અને અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિ રાખવી, જેમકે સાચા દેવને કુદેવ માનવા અને કુદેવને દેવ માનવા, ગુરુને કુગુરુ માનવા અને કુગુરુને ગુરુ માનવા, કેવળી પ્રરૂપિત ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ માનવો, જીવને જડ અને જડને જીવ માનવા તે મિથ્યાદર્શન શલ્ય છે મિથ્યાત્વ સમસ્ત પાપોનું મૂળ છે આધ્યાત્મિક પ્રગતિ માટે મિથ્યાત્વરૂપી વિષવૃક્ષનું ઉન્મૂલન કરવું અત્યાવશ્યક છે.

**अढार पाप—**

ઉપરોક્ત અઢાર પાપસ્થાનોનું વર્ણન સ્થૂળદૃષ્ટિથી છે. સૂક્ષ્મદૃષ્ટિથી પાપોની અટવિ એટલી બધી વિકટ અને ગહન છે કે

તેની ગણના પણ ન થઈ શકે. મનનો પ્રત્યેક તરંગ જે આત્માભિમુખ ન બનતાં વિષયાભિમુખ બને, ઊર્ધ્વમુખી ન બનતાં અધોમુખી બને, જીવનને હલકું ન બનાવતાં દુર્ભાવનાઓથી ભારી બનાવે, તે સર્વે પાપ છે. પાપ આત્માને દુષિત બનાવે છે, અશાંત બનાવે છે, ભારે બનાવે છે, દુર્ગતિમાં લઈ જાય છે, તેથી તે ત્યાજ્ય છે.

**ભાવ અને દ્રવ્ય પાપ—**

ઉક્ત અઢાર સ્થાનો દ્વારા આત્માના જે કલુષિત અધ્યવસાયો ઉત્પન્ન થવા તે "ભાવ પાપ" છે. મિથ્યાત્વ આદિના નિમિત્તથી આત્મપ્રદેશોમાં હલચલ મચે છે, પરિણામે આત્મપ્રદેશો જે સ્થળે જે શરીરમાં રહેલાં હોય ત્યાં તેની આસપાસ એક સમયમાં બાંધવા યોગ્ય જે જડ મૂર્ત પુદ્ગળો રહેલાં હોય તેને કર્મભાવે પરિણમાવે છે. આ આકૃષ્ટ કર્મ પુદ્ગળોનું આત્મપ્રદેશ સાથે નીર-ક્ષીરની માફક જોડાઈ જવું તે "દ્રવ્ય-પાપ" છે



## સૂત્રપાઠ

### पणवीस-पयाराणि मिच्छताई

अभिग्गहिय-मिच्छत्तं अणभिग्गहिय-मिच्छत्तं, अभिनिवेसिय मिच्छत्तं सांसइय मिच्छत्तं, अणाभोग-मिच्छत्तं, लोइय-मिच्छत्तं, लोउत्तरिय-मिच्छत्तं, कुप्पावयणिय-मिच्छत्तं, अधम्मे धम्म-सण्णा, धम्मे अधम्म सण्णा, उम्मग्गे मग्ग-सण्णा, मग्गे उम्मग्ग सण्णा, अजीवेसु जीव-सण्णा जीवेसु अजीव सण्णा, असाहुसु साहु-सण्णा, साहुसु असाहु-सण्णा, अमुत्तेसु मुत्त सण्णा, मुत्तेसु अमुत्त सण्णा, ऊणाइरित्त-परूवणा-मिच्छत्तं, तव्वइरित्त-परूवणा-मिच्छत्तं, अकिरिया मिच्छत्तं, अविणय-मिच्छत्तं, अन्नाण मिच्छत्तं, आसायणा-मिच्छत्तं.

एयाणि पणवीस पयाराणि मिच्छताइं मए सेवियाणि, सेवावियाणि, अनुमोइयाणि, अरिहंत-सिद्ध-केवलि सक्खियं तस्स मिच्छा मि दुक्कडं.

## ભાવાર્થ પાઠ

### પચીશ પ્રકારનાં મિથ્યાત્વ

૧ અભિગ્રહિક મિથ્યાત્વ
૨ અનાભિગ્રહિક મિથ્યાત્વ
૩ અભિનિવેશિક મિથ્યાત્વ
૪ સાંશયિક મિથ્યાત્વ
૫ અનાભોગ મિથ્યાત્વ
૬ લૌકિક મિથ્યાત્વ
૭ લોકોત્તર મિથ્યાત્વ
૮ કુપ્રાવચનિક મિથ્યાત્વ
૯ અધર્મને ધર્મ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૦ ધર્મને અધર્મ શ્રધ્ધે તે મિથ્યાત્વ

૧૧ અન્ય માર્ગને જિનમાર્ગ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૨ જિનમાર્ગને અન્ય માર્ગ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૩ અજીવને જીવ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૪ જીવને અજીવ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૫ કુસાધુને સાધુ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૬ સાધુને કુસાધુ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૭ આઠ કર્મથી અમુક્ત છે તેને મુક્ત શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૮ આઠ કર્મથી મુક્ત છે તેને અમુક્ત શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૯ જિનમાર્ગથી ઓછી પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ
૨૦ જિનમાર્ગથી અધિક પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ
૨૧ જિનમાર્ગથી વિપરિત પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ
૨૨ અક્રિયા મિથ્યાત્વ
૨૩ અવિનય મિથ્યાત્વ
૨૪ અજ્ઞાન મિથ્યાત્વ
૨૫ આશાતના મિથ્યાત્વ

આ પચીશ પ્રકારનાં મિથ્યાત્વ સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતાં પ્રત્યે અનુમોદન આપ્યું હોય તો અરિહંત, સિદ્ધ કેવળીની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

### વિવેચન

**અભિગ્રહિક મિથ્યાત્વ—**

તત્ત્વની પરીક્ષા કર્યા વિના પક્ષપાતપૂર્વક એક સિદ્ધાંતનો આગ્રહ કરવો અને અન્ય પક્ષનું ખંડન કરવુ તે અભિગ્રહિક મિથ્યાત્વ છે. સમ્યક્ત્વી આત્મા સિદ્ધાંતને પરીક્ષાની કસોટી ઉપર ચઢાવ્યા વિના પૂર્વગ્રહથી તેનો પક્ષપાત કરતા નથી. પરંતુ એવા સમ્યક્ત્વી આત્માએ સત્ય તત્ત્વની પરીક્ષા કરી તેને અંગીકાર કરે અને અન્ય મિથ્યા પક્ષનું ખંડન કરે તો તે અભિગ્રહિક મિથ્યાત્વ નથી, કારણ મિથ્યા પક્ષનું હંમેશાં ખંડન કરવું જ જોઇએ. જે માણસો સ્વયં તત્ત્વ પરીક્ષા માટે અસમર્થ છે તેઓ

ગીતાર્થ( યથાર્થ પરીક્ષક)ને આશ્રિત રહે તો તેઓ અભિગ્રહિક મિથ્યાત્વી મનાતા નથી, કારણ તેઓ જે ગીતાર્થનો આશ્રય કરીને રહ્યા હોય છે, તે ગીતાર્થ મિથ્યા પક્ષનો પક્ષપાત કે સમર્થન કરતા નથી.

**अनाभिग्रहिक मिथ्यात्व—**

ગુણદોષની પરીક્ષા કર્યા વિના સર્વ પક્ષને સરખાં સમજવાં તે અનાભિગ્રહિક મિથ્યાત્વ છે. આ મિથ્યાત્વ મંદબુદ્ધિવાળા કે યથાર્થ તત્ત્વ પરીક્ષા કરવામાં અસમર્થ એવા લોકોમાં હોય છે. તેમના મત પ્રમાણે દેવ કે કુદેવ, સદ્ગુરુ કે કુગુરુ આદિ સર્વે સરખાં છે. સદ્ગુરુને સદ્ગુરુ રૂપે કે કુગુરુને કુગુરુ રૂપે સમજવાની તેમની શક્તિ હોતી નથી.

**अभिनिवेशिक मिथ्यात्व—**

પોતાના પક્ષને અસત્ય જાણતાં છતાં પણ તેની સ્થાપના કરવા માટે દુરભિનિવેશ (દુરાગ્રહ) કરવો તે અભિનિવેશિક મિથ્યાત્વ છે. યથાર્થ વક્તા તરફથી સત્ય તત્ત્વ સંબંધીનું યથાર્થ જ્ઞાન મળવા છતા તેની ઉપેક્ષા કરી પોતાની શ્રદ્ધાનું વિપરીતપણુ છોડવુ નહિ તે દુર્લભિનિવેશ છે. જેમકે જમાલીએ સ્વ-પક્ષને ( સિદ્ધાંતને ) અયથાર્થ સમજવા છતાં પણ પોતાનો ખોટો સિદ્ધાંત છોડ્યો નહિ, પરંતુ તેનું સ્થાપન કર્યું તેથી તે અભિનિવેશિક મિથ્યાત્વ છે

**सांशयिक मिथ्यात्व—**

આવા સ્વરૂપવાળા દેવ હશે કે અન્ય સ્વરૂપવાળા ? તે પ્રમાણે ગુરુ અને ધર્મના વિષયમાં સંદેહશીલ રહ્યા કરવુ તે સાંશયિક મિથ્યાત્વ છે ઉચ્ચ કોટિના સાધુઓને પણ સૂક્ષ્મ વિષયોમાં કદી સંશય ઉત્પન્ન થઈ જાય છે, પરંતુ તે મિથ્યાસ્વરૂપ નથી કેમકે અન્તતઃ—

तमेव सच्चं नीसंकं, जं जिणेहिं पवेइयं ।

ઇત્યાદિ ભાવનાથી આગમને પ્રમાણુ માની આવા સંશયોથી તે નિવૃત્તિ પ્રાપ્ત કરી લે છે, તેથી જે સંશયની આગમ-પ્રમાણુ દ્વારા પણ નિવૃત્ત ન થાય તે અનાચારનું ઉત્પાદક હોવાના કારણથી મિથ્યાત્વરૂપ છે

अनाभोगिक मिथ्यात्व—

વિચારશૂન્ય એકેન્દ્રિયાદિ તથા વિશેષ જ્ઞાન વિકલ જીવોને જે મિથ્યાત્વ હોય છે તે અનાભોગિક મિથ્યાત્વ કહેવાય છે. આ પાંચ મિથ્યાત્વમાં પહેલું અભિગ્રહિક મિથ્યાત્વ અને ત્રીજુ આભિનિવેશિક મિથ્યાત્વ ગુરૂ છે કારણ તે સાનુબંધ કલેશના મૂળરૂપ છે; શેષ ત્રણ લઘુ છે કેમકે વિપરીત અવધારણારૂપ વિપર્યાસથી નિવૃત્ત હોવાથી તેમાં ક્રૂરાનુબંધી ફળનો અભાવ છે.

लौकिक मिथ्यात्व—

લૌકિક દેવગુરૂધર્મ, પર્વને સ્વીકારવાં તે લૌકિક મિથ્યાત્વ છે.

लोकोत्तर मिथ्यात्व—

સત્ય દેવ, ગુરૂ, ધર્મ, પર્વને ઐહિક સુખ અર્થે સ્વીકારવાં તે, પાસત્થાઓમાં ગુરૂબુદ્ધિ રાખવી તે.

कुप्रावचन मिथ्यात्व—

ત્રણસો ત્રેસઠ પાખંડી મતના દેવ, ગુરૂ, ધર્મ, પર્વને સ્વીકારવાં તે.



## सूत्रपाठ

## चउद्दस–पगाराणि सम्मुच्छिम–

## पंचंदियमणुय–उप्पत्ति–ठाणाइं

उच्चारेसु वा, पासवणेसु वा, खेलेसु वा, सिंघाणएसु वा, वंतेसु वा, पित्तेसु वा, पूएसु वा, सोणिएसु वा, सुक्केसु वा, सुक्कपुग्गलपरिसाडेसु वा, विगयजीवकलेवरेसु वा, इत्थीपुरिससंजोगेसु वा, नगरनिद्धमणेसु वा, सव्वेसु चेव असुइट्ठाणेसु वा

‡ एवं चउद्दस-पगाराणं सम्मुच्छिम-पंचिंदियमणुय उप्पत्ति-ठाणाणं विराहणा कया होज्ज, तस्स मिच्छा मि दुक्कडं.

### ભાવાર્થ પાઠ

### ચૌદ પ્રકારના સંમૂર્છિમ

### પંચેંદ્રિય મનુષ્ય ઉત્પત્તિ સ્થાન

ચૌદ પ્રકારના સમૂર્છિમ પચેંદ્રિય મનુષ્ય ઉત્પત્તિ સ્થાનમાં

---

‡ ચાલુ પદ્ધતિ મુજબ આ પેરેગ્રાફ ગુજરાતી ભાષામાં આ પ્રમાણે બોલવામાં આવે છે.

"એ ચૌદ પ્રકારના સંમૂર્છિમ મનુષ્ય સંબંધી પાપદોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં"

ઉત્પન્ન થતાં જીવોની વિરાધના સંબંધી આલોચના કરું છું.

૧. મળમાં, ૨. મૂત્રમાં, ૩. બળખામાં, ૪. લિંટમાં, ૫. ઉલટીમાં, ૬. પિત્તમાં, ૭. પરૂમાં, ૮. લોહીમાં, ૯. વીર્યમાં, ૧૦. વીર્યના શુષ્ક પુદ્દગળ ફરી ભિજાયલામાં, ૧૧. જીવ રહિત કલેવર (શબ)માં, ૧૨. સ્ત્રીપુરૂષનાના સંયોગમાં, ૧૩. નગરની ખાળોમાં અને ૧૪. (મનુષ્યયોનિ સંબંધી) સર્વે અશુચિ સ્થાનોમાં

એ ચૌદ પ્રકારના મનુષ્ય યોનિના અશુચિ સ્થાનોમાં ઉત્પન્ન થતાં સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિય મનુષ્યોની વિરાધના કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

શબ્દાર્થ

उच्चारेसु = મળમાં, ઝાડામાં

वा = અને, અથવા તો

पासवणेसु = મૂત્રમાં

खेलेसु = શ્લેષ્મમાં

सिंघाणएसु = ( નાકના ) લિંટમાં

वंतेसु = વમન, ઉલટીમાં

पित्तेसु = પિત્તમાં

पूएसु = પરૂ-રસીમાં

सोणिएसु = લોહીમાં, રક્તમાં

सुक्केसु = શુક્ર-વીર્યમાં

सुक्कपुग्गलपरिसाडेसु = *વીર્યનાં શુષ્ક પુદ્દગલ પુનઃ ભિંજાય તેમાં

विगय जीवकलेवरेसु = જીવ રહિત કલેવર (મૃતક દેહ)માં

इत्थीपुरिससंजोगेसु = સ્ત્રી પુરૂષના સંયોગોમાં

* તે પ્રમાણે આ "ઉચ્ચારાદિ"નું પણ ઉપલક્ષણ છે.

नगरनिद्धमणेसु = નગરની ખાળો-ગટરોમાં
असुइट्ठाणेसु = ( મનુષ્ય યોનિ સંબંધી ) અશુચિ સ્થાનોમાં ( ઉપજે તે )
*सव्वेसु = સર્વે
चेव = નિશ્ચયે

**વિવેચન**

* આ પાઠ પંજાબ, દિલ્હી, મારવાડ આદિ જગ્યાએ બોલાતો નથી, તેમજ દરિયાપુરી સંપ્રદાયમાં પણ બોલવામાં આવતો નથી.

સંમૂર્ચ્છિમ પચેંદ્રિય મનુષ્ય સ્વયમેવ માતા પિતાના સંયોગ વિના ઉત્પન્ન થાય છે. તે ઉપરોક્ત ચૌદ પ્રકારના મનુષ્ય સબંધી અશુચિના સ્થાનોમાં મનુષ્ય આકૃતિના ઉત્પન્ન થાય છે અને તેમની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ કેવળ અંતર્મુહૂર્તનીજ હોય છે ઉત્પન્ન થયા બાદ પર્યાપ્તિ પૂર્ણ કર્યા પહેલાંજ તેઓ અપર્યાપ્ત અવસ્થામાં મૃત્યુ પામે છે.

## आलोचना विधि

**इच्छामि आलोइउं जो मे *देवसिओ अइयारो कओ काइओ वाइओ§......यावत् जं खंडिअं, जं विराहिअं, तस्स मिच्छा मि दुक्कडं**

§ નોંધ—"ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં" સૂત્ર જે પ્રથમ આવી ગયેલ છે તે પાઠ અહીં બોલી આ પાઠ પૂર્ણ કરવાનો છે.

आलोइउं = આલોચના કરવાને.

[ નમોક્કાર સૂત્ર, કરેમિ ભંતે સૂત્ર અને પાંચ શ્રમણ સૂત્રો બેસીને બોલવા ]

* રાઈઓ, પક્ખિઓ, ચાઉમ્માસિઓ, સંવચ્છરિઓ—જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

## भूमिका

नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्व साहूणं

## करेमि भंते

करेमि भंते! सामाइयं, सावज्जं जोगं पच्चक्खामिः जाव नियमं पज्जुवासामि, दुविहं तिविहेणं न करेमि न कारवेमि मणसा, वयसा, कायसा, तस्स भंते! पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि

## चत्तारि मंगलं

| मूल पाठ | ભાવાર્થ પાઠ |
|---|---|
| चत्तारि मंगलं | સંસારમાં મંગળ ચાર છે— |
| अरिहंता मंगलं | શ્રી અરિહત ભગવાન મગળ છે |
| सिद्धा मंगलं | શ્રી સિદ્ધ ભગવાન મગળ છે |
| साहू मंगलं | શ્રી સાધુ મહારાજ મગળ છે |
| केवलिपण्णत्तो धम्मो मंगलं | કેવળી પ્રરૂપિત ધર્મ મંગળ છે |
| चत्तारि लोगुत्तमा | લોકમાં ઉત્તમ ચાર છે— |
| अरिहंता लोगुत्तमा | શ્રી અરિહત ભગવાન લોકમાં ઉત્તમ છે |
| सिद्धा लोगुत्तमा | શ્રી સિદ્ધ ભગવાન લોકમાં ઉત્તમ છે |
| साहू लोगुत्तमा | શ્રી સાધુ મુનિરાજ લોકમાં ઉત્તમ છે |

| | |
|---|---|
| केवलि-पण्णत्तो धम्मो लोगुत्तमो। | શ્રી કેવળી પ્રરૂપિત ધર્મ લોકમા ઉત્તમ છે, |
| चत्तारि सरणं पवज्जामि | હું ચારનું શરણ અંગીકાર કરૂં છું— |
| अरिहंते सरणं पवज्जामि | શ્રી અરિહંત ભગવાનનું શરણ અંગીકાર કરૂં છુ |
| सिध्धे सरणं पवज्जामि | શ્રી સિદ્ધ ભગવાનનું શરણ અંગીકાર કરૂ છુ |
| साहू सरणं पवज्जामि | શ્રી સાધુ મુનિરાજનું શરણ અંગીકાર કરૂં છુ |
| केवलि-पण्णत्तं धम्मं सरणं पवज्जामि | શ્રી કેવળી પ્રરૂપિત ધર્મનું શરણ અગીકાર કરૂ છુ |

[ ગુજરાતી ૭૬ ]

ચાર શરણુ સેવે નર જેહ,
ભવસાગરમા ન બૂડે તેહ;
સકળ કર્મનો આણે અત,
મોક્ષ તણા સુખ લહે અનંત ૧

ઉત્તમ મગળ જાણો એહ,
નિશ્ચય નહિ તેમાં સદેહ,
ભાવ ધરીને જે ગુણ ગાય,
તે જીવ તરીને મુક્તે જાય. ૨

સંસાર માહિ શરણુ ચાર,
અવર શરણુ નહિ કોઈ,
જે નરનારી આદરે,
તેને અક્ષય અવિચળ પદ હોય. ૩

અંગુઠે અમૃત વસે,
લબ્ધિ તણો ભંડાર;
ગુરૂ ગૌતમ સમરીએ તો,
મન વંછિત ફળ દાતાર. ૪

શબ્દાર્થ

| | |
|---|---|
| **चत्तारि** = ચાર | ભગવંતે પ્રરૂપેલો |
| **मंगलं** = મંગળ | **धम्मो** = ધર્મ |
| **अरिहंता** = અરિહંત દેવો | **लोगुत्तमा** = લોકમાં ઉત્તમ |
| **सिद्धा** = સિદ્ધ ભગવંતો | **सरणं** = શરણને |
| **साहू** = સાધુઓ | **पवज्जामि** = અંગીકાર કરૂં |
| **केवलि-पण्णत्तो** = કેવળી | છું, સ્વીકારૂં છું |

વિવેચન

મંગળ ! અહો ! કેટલો પ્રિય શબ્દ ! સંસારી પ્રત્યેક આત્મા અનંતકાળથી મંગળની શોધમાં છે. મનુષ્યોએ મંગળની શોધમાં ભયાનક પર્વતોની યાત્રા કરી, અપાર જળરાશિથી ભરેલા સમુદ્રો પાર કર્યા, રક્તની નદીઓ વહાવી. પોતાને મૃત્યુના મુખમાં પણ મૂકી દીધા, કિંતુ ક્યાં છે એ સ્થાયી મંગળ ? સ્થાયી આનંદનું સાધન જ્યાંસુધી ન મળે, ત્યાંસુધી મંગળ શાનું ?

મંગળ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ? જ્યાંસુધી વસ્તુ-સ્થિતિનું જ્ઞાન ન હોય ત્યાંસુધી તેને માટેનો પ્રયાસ અફળ નીવડે છે. સંસારની વિભૂતિ, સંસારનું ઐશ્વર્ય મંગળ નથી. સંસારની કોઈ પણ વસ્તુને મંગળ સમજી તેને માટે પ્રયત્ન કરવામાં આવે છે તો તે અમંગળ પ્રતીત થાય છે. સાંસારિક ખટપટથી ભરેલા લૌકિક મંગળોથી આજ સુધી કોઈએ શાંતિ મેળવી નથી અને ભવિષ્યમાં મેળવી શકશે પણ નહિ. લૌકિક મંગળના સર્વોચ્ચ સાધનો

સુધી પહોંચ્યા પછી પણ મનુષ્ય ઠોકર ખાય છે. તે અભ્યુદય કલ્યાણ નથી.

ત્યારે એ મંગળ કયું છે કે જે અમંગળ ન બને? ભગવાન્ અરિહંત દેવ, ભગવાન્ સિદ્ધપ્રભુ, ત્યાગી સાધુમુનિરાજ અને સર્વજ્ઞ પ્રરૂપિત અહિંસા ધર્મ અલૌકિક (લોકોત્તર) મંગળ છે. આત્મકલ્યાણ માટે તેનાથી ઉચ્ચતર અન્ય કોઈ મંગળ નથી.

આ મંગળ-ચતુષ્ટયીમાં પ્રથમ બે મંગળ આદર્શરૂપ છે. આપણા જીવનનું અંતિમ લક્ષ ક્રમશઃ અરિહંત અને સિદ્ધ ભગવાન્ છે. અરિહંત પદમાં જીવનને સર્વથા રાગદ્વેષ રહિત બનાવવામાં આવે છે અને સિદ્ધપદમાં જીવનની પૂર્ણતાને સિદ્ધતાને પ્રાપ્ત કરી લેવામાં આવે છે. અરિહંત-સિદ્ધનું સ્મરણ કરતાં જ આપણને આપણા ગન્તવ્ય લક્ષનું ધ્યાન આવે છે.

સાધુમંગળ આપણા જીવન માટે અનુભવી સાથી અને માર્ગ-પ્રદર્શક છે. આધ્યાત્મિક ક્ષેત્રમાં આજે સીધો પ્રકાશ તેમનાથી મળે છે, તેઓ સાધકતાના આદર્શ મંગળ છે. સાધુપદમાં આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ સમાવિષ્ટ થાય છે.

ધર્મ-મંગળ અંતમાં છે, પરંતુ તેનો અર્થ એ નહિ કે તે ગૌણ મંગળ છે. જો વાસ્તવિક રીતે જોઈએ તો પૂર્વોક્ત ત્રણે મંગળનું નિર્માણ ધર્મ દ્વારાજ થાય છે.

ધર્મની શક્તિ અતિ વિશાળ છે ભાનુજી દીક્ષિત કહે છે કે—'**धरति विश्वमिति धर्मः।**" જે વિશ્વને ધારણ કરે છે તે ધર્મ છે આચાર્ય હરિભદ્ર કહે છે—"**दुर्गतौ प्रपतन्तमात्मानं धारयतीति धर्मः**" જે દુર્ગતિમાં પડતા આત્માને ધારણ કરે છે, નીચે પડવા દેતો નથી, ઊંચોજ ઉઠાવી રાખે છે તે ધર્મ

છે. ત્યારે ધર્મ કોને કહેવો ? દશવૈકાલિક સૂત્રના પહેલા અધ્યયનમાં કહ્યું છે કે—'अहिंसा सजमो तवो'—અહિંસા, સંયમ અને તપ ધર્મ છે.

ધર્મને માટે "केवलिपण्णत्तो" વિશેષણ મહત્વપૂર્ણ છે. કેવળ-જ્ઞાની સર્વજ્ઞો દ્વારા પ્રરૂપેલ ધર્મજ સત્ય ધર્મ છે. અનાપ્તનો દર્શાવેલ ધર્મ પ્રામાણિત માની ન શકાય.

મંગળસૂત્ર પછી ઉત્તમસૂત્ર આવે છે. અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મજ ઉત્તમ છે. અનંતકાળથી ભટકતા આત્માઓને ઉત્થાન પથ ઉપર લઇ જનાર આ ચાર ઉત્તમ છે. ધર્મ દ્વારાજ આદિના ત્રણ પદોને ઉત્તમત્વ મળે છે. જૈન ધર્મ ગુણપૂજાનો પક્ષપાતી છે. ગુણ દ્વારાજ ગુણીનું મહત્વ મળે છે, અન્યથા નહિ.

સાધુપદમાં આચાર્ય અને ઉપાધ્યાય પદનો અંતર્ભાવ થઈ જાય છે. ચાર મંગળ, ચાર ઉત્તમ અને ચાર શરણમાં મહામંત્ર પરમેષ્ઠીના પાંચ પદોનો અને ઉક્ત પદોને મહત્ત્વ અર્પનાર ઉત્તમ ધર્મનો સમાવેશ થાય છે. અરિહંત, સિદ્ધ, સાધુ એ ત્રણ ગુણી છે અને કેવળી પ્રરૂપિત ધર્મ ગુણ છે. જૈન ધર્મ ગુણી આત્માઓને વંદન કરતી વખતે ગુણને પણ વંદન કરે છે. આ ભાવાત્મક સાધનાનો અદ્વિતીય આદર્શ છે.

સંસારમાં જે કોઇ પદાર્થો છે તે મનુષ્યને શરણ આપી શકતા નથી. મૃત્યુ આવે છે ત્યારે ધન, લક્ષ્મી, ઐશ્વર્ય, મિત્ર, પરિજન કોઇ શરણ આપતું નથી. અનાદિ કાળથી મોહમાયામાં ભટકતા જીવાત્માનો જે કોઇ ઉદ્ધાર કરી શકે, તેને શરણ આપી શકે તો તે ઉપરોક્ત ચાર પદ છે. તેથી અતિરિક્ત કોઇ માર્ગ નથી, કોઈ શરણ નથી.

સુખ, શાંતિ, આનંદ ક્યાંય બહાર નથી, ઘરમાંજ છે.

કેવળ આપણી અજ્ઞાનતા જ આપણને કષ્ટ આપે છે. ચારે ઉત્તમનું શરણુ ગ્રહણુ કરવાથી તે અજ્ઞાન દૂર થાય છે, જ્ઞાન જાગ્રત થાય છે, આધ્યાત્મિક દરિદ્રતા ચકચૂર થઈ જાય છે અને આત્મિક ઐશ્વર્યની જ્યોતિ ઝગમગી ઊઠે છે.

એક દરિદ્રી હતો તેને ઘેર એક ફકીર ભિક્ષા માટે આવ્યો: બિચારા દરિદ્રે ગદ્ગદ અવાજથી કહ્યું, મહાત્મન્! મારી પાસે આપને આપવા કાંઈ જ નથી, હું લાચાર છું. ફકીર સામે ઉભો રહી તે ગરીબની ઘરવખરી જોઇ રહ્યો હતો. તેણે કહ્યું, ભાઈ! તમારા જેવો ભાગ્યવાન તો સંસારમાં કોઇ નથી! સામે ખુણામાં શું રાખ્યું છે? તેણે ઉત્તર આપ્યો, મહાત્મન્! એ તો ચટણી વાટવા માટે પથ્થર છે. ફકીરે કહ્યું, નહિ, ભાઈ, તું ભૂલે છે. તે પથ્થર નથી, પારસ છે. અને ફકીરે પોતાનો ચીપિયો તેને અડકાડ્યો તો તુર્ત તે સોનાનો બની ગયો. હવે શું જોઈએ? ક્ષણુમાત્રમાં ગરીબની દરિદ્રતા દૂર થઇ ગઈ તેની આંખો ખુલી ગઈ.

આપણી પણ એજ દશા છે. આપણે પણ પારસમણિ રૂપ આત્માથી વિષયભોગ રૂપી ચટણી પીસ્યા કરીએ છીએ. પરંતુ જ્યારે મંગળ-ચતુષ્ટયના ઉજ્જ્વલ પ્રકાશથી આપણાં ચક્ષુઓ ખૂલે છે ત્યારે ક્ષણુમાત્રમાં જ જીવનનો નકશો પલટાઈ જાય છે. પ્રભુશક્તિ આપણી અંદર છે, તે બહારથી માગવાથી મળી શકતી નથી. જૈન ધર્મનો આદર્શ બહારથી કાંઇ પણ પ્રાપ્ત કરવાનો નથી.

મંગળ ચતુષ્ટયનું શરણુ સ્વીકારવાથી આપણને કાંઈ મળતું નથી, પરંતુ તે તો આપણને આપણા સ્વરૂપનું ભાન કરાવે છે, સુષુપ્ત જ્ઞાન ચેતનાને જાગ્રત કરે છે. **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी**।—એ ન્યાયથી જે જેવું સ્મરણુ કરે છે તે તેવો જ બની જાય છે. ધ્યાનનો મહિમા અપરંપાર છે.

ઘણા માણસો પ્રશ્ન કરે છે કે અમે પ્રભુનું સ્મરણ કરીએ છીએ છતાં અમારો ઉદ્ધાર કેમ થતો નથી? તેનો ઉત્તર એ છે કે આરાધ્યદેવ પ્રત્યે હૃદયમાં યથાર્થ શ્રદ્ધા હોય, આકર્ષણ અને પ્રેમ હોય, આદરબુદ્ધિ હોય, નિષ્કામભાવ હોય તો અવશ્ય જ્ઞાનની ચિણગારી પ્રજ્વલિત થશે. શ્રદ્ધાનું બળ અમર્યાદિત છે.

## ઇચ્છામિ ઠાઇઉં સૂત્ર

ઇચ્છામિ પડિક્કમિઉં જો મે [1]દેવસિઓ...થી જં ખંડિઅં, જં વિરાહિઅં તસ્સ મિચ્છા મિ દુક્કડં સુધીનો પાઠ બોલવો.

## ઇરિયાવહિયં સૂત્ર

ઇચ્છામિ પડિક્કમિઉં, ઇરિયાવહિયાએ...થી જીવિયાઓ વવરોવિયા, તસ્સ મિચ્છા મિ દુક્કડં સુધીનો પાઠ બોલવો.

## આલોચના વિધિ

ચાર ગતિ, ચોવીસ દંડક [2]ચોરાસી લાખ જીવયોનિની [3]એક ક્રોડ સાડીસત્તાણું લાખ કુળ કોટિના જીવોને મારે જીવે હણ્યા હોય, હણાવ્યા હોય કે હણતાને અનુમોદન આપ્યું હોય તો તે સર્વે [4]અઢાર લાખ ચોવીસ હજાર એકસો વીસ પ્રકારના ભાગે મિચ્છા મિ દુક્કડં.



૧ પૃષ્ઠ ૧૬ ઉપરથી ફૂટનોટ જુઓ.
૨, ૩, ૪ તેની વિગત માટે 'પરિશિષ્ટ'માં જુઓ.

# પાંચ શ્રમણસૂત્રો

## [ આત્મ નિંદના ]

શ્રી ગૌતમ સ્વામી વંદના કરી ભગવાન મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કે:—

**निंदणयाए णं भन्ते ! जीवे किं जणयइ ?**

હે પૂજ્ય ! આત્મ-નિંદાથી જીવને શું લાભ થાય ?

ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે:—

**निंदणयाए णं पच्छाणुतावं जणयइ, पच्छाणुतावेणं विरज्जमाणे करणगुणसेढिं पडिवज्जइ, करणगुणसेढीपडिवन्ने य णं अणगारे मोहणिज्जं कम्मं उग्घाएइ ॥**

આત્મ-નિંદાથી જીવ પશ્ચાતાપની ભઠ્ઠીને જગાવે છે, પશ્ચાતાપની ભઠ્ઠીમાં દોષોને બાળી વૈરાગ્ય પામે છે અને એ વિરક્ત પુરૂષ નિર્મળ મનના પરિણામ વડે અપૂર્વકરણશ્રેણિ ( ક્ષપક શ્રેણિ ) પ્રાપ્ત કરે છે, અને તેથી તે મુનિ મોહનીય કર્મનો ક્ષય કરે છે.

—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર



### सूत्रपाठ

### पढमं समणसुत्तं[1]

[ शय्यासूत्र ]

इच्छामि पडिक्कमिउं—

पगामसिज्जाए, निगामसिज्जाए उव्वट्टणाए, परिघट्टणाए, आउंटण-पसारणाए, छप्पई संघट्टणाए, कूइए, ककराइए, छीए, जंभाइए, आमोसे, ससरक्खामोसे, आउलमाउलाए, सोअणवत्तिआए, [2]इत्थीविप्परियासियाए, दिट्ठिविप्परियासियाए, मणविप्परियासियाए, पाणभोयण-विप्परियासियाए—

जो मे [3]देवसिओ अइआरो कओ, तस्स मिच्छा मि दुक्कडं.

### ભાવાર્થ પાઠ

### પહેલું શ્રમણ સૂત્ર

[શય્યા સૂત્ર]

હું શય્યા સંબંધી અતિચારોનું પ્રતિક્રમણ કરવા ઇચ્છુ છું.

---

૧ પાંચ શ્રમણસૂત્રો સૌરાષ્ટ્રમા ૭ કોટિ સપ્રદાયમાં જ બોલવામાં આવે છે.

૨ બહેનોએ "પુરિસવિપ્પરિયાસિયાએ" શબ્દ બોલવો.

૩ "રાઇઓ", "પક્ખિઓ", "ચાઉમ્માસિઓ", "સંવચ્છરિઓ" આદિ જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

પ્રકાન શય્યાથી, નિકામ શય્યાથી, અયતનાપૂર્વક ઉદ્વર્તના-પરિવર્તનાથી, હાથપગ આદિ અંગોપાગ સંકોચવા-પ્રસારવાથી, જૂ આદિ ક્ષુદ્ર જીવોનો યતના-હિત સ્પર્શ કરવાથી—

યતનારહિત ઉધરસ ખાવાથી, શય્યાના દોષો બતાવતા કચકચ શબ્દોચારણથી, યતનારહિત છીંક અને બગાસું ખાવાથી, પૂંજ્યા વિના શરીર કે અન્ય વસ્તુનો સ્પર્શ કરવાથી, સચિત્ત રજવાળી વસ્તુનો સ્પર્શ કરવાથી- (ઉપરોક્ત જાગ્રતાવસ્થાના શયન વખતના અતિચારો દર્શાવ્યા છે હવે સૂતી વખતના અતિચારો કહે છે)

સ્વપ્ન નિમિત્ત દ્વારા વિવાહ-યુદ્ધાદિ અવલોકનથી ઉત્પન્ન થયેલ આકુળવ્યાકુળતાથી, *સ્ત્રી વિપર્યાસથી, દૃષ્ટિ-વિપર્યાસથી (સ્વપ્નમા અનુરાગદૃષ્ટિથી સ્ત્રીને જોવાથી), મન-વિપર્યાસથી પાન-ભોજન વિપર્યાસથી—

મેં §દિવસમાં શયન સબંધી અતિચાર કર્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

શબ્દાર્થ

**इच्छामि** = ઇચ્છુ છુ
**पडिक्कमिउं** = પ્રતિક્રમણ કરવા
**पगामसिज्जाए** = (૧) ઘણું સૂઈ રહેવાથી, (૨) કોમળ અને સુવાળી શય્યા ઉપર સૂઈ રહેવાથી
**निगामसिज्जाए** = પુન પુન ચિરકાળ સુધી સૂઈ રહેવાથી, (૨) ધાર્મિક ક્રિયાની ઉપેક્ષા કરીને યથેચ્છ વિદિત સમયથી અધિક સૂઈ રહેવાથી

* બહેનોએ "પુરૂષ-વિપર્યાસથી" બોલવું

§ રાત્રિમા, પક્ષમાં, ચાતુર્માસમાં, સવત્સરીમાં આદિ જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

उव्वट्टणाए = ઉદ્વર્તનથી, એક પાસુ બદલવાથી

परिवट्टणाए = શય્યામાં પાસુ બદલતાં શરીરના પૂર્ણ આવર્તનથી

आउंटणपसारणाए = હાથ પગ વગેરે અંગ સંકોચવા અને પ્રસારવાથી

छप्पई - संघट्टणाए = જૂ આદિ ક્ષુદ્ર જીવોનો સ્પર્શ કરવાથી

कूइए=અવ્યક્ત શબ્દ બોલવાથી

कक्कराइए = શય્યા ખડબચડી ને કઠોર છે આદિ શય્યાના દોષ બતાવતાં કચકચાટ કરવાથી

छीए = (અયતનાથી) છીંક ખાવાથી

आमोसे = પૂંજ્યા વિના સ્પર્શ કરવાથી

ससरक्खामोसे = સચિત્ત રજયુક્ત વસ્તુનો સ્પર્શ કરવાથી

आउलमाउलाए = આકુળ વ્યાકુળતાથી (સ્વપ્નમાં વિવાહ, યુદ્ધ આદિના અવલોકનથી ઉપજેલ આકુળતાવ્યાકુળતાથી)

सोअणवत्तियाए = સ્વપ્નના નિમિત્તથી

*इत्थीविप्परियासियाए = સ્ત્રી સંબંધી વિપર્યાસથી, (સ્વપ્નમાં સ્ત્રી દ્વારા બ્રહ્મચર્યની ભાવનામાં વિપર્યય થવો તે સ્ત્રીવિપર્યાસ છે)

पुरिसविप्परियासियाए = પુરૂષ સંબંધી વિપર્યાસથી, (સ્વપ્નમાં પુરૂષ દ્વારા બ્રહ્મચર્યની ભાવનામાં વિપર્યય થવો તે પુરૂષ વિપર્યાસ છે)

दिट्ठिविप्परियासियाए = દૃષ્ટિના વિપર્યાસથી (સ્વપ્નમાં અનુરાગ દૃષ્ટિથી સ્ત્રીને જોવાથી)

मणविप्परियासियाए = મનના વિપર્યાસથી, અર્થાત્ મનનું સંયમથી અસંયમમાં જવું તે

पाणभोयण-विप्परियासियाए=પાણી અને ભોજનના વિપર્યાસથી

* બહેનોએ "પુરૂષ-વિપર્યાસથી" બોલવું.

## વિવેચન

સાધક જીવનની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચેષ્ટાઓ, ભાવનાઓ અને વિકલ્પો ઉપર સાવધાની અને નિયંત્રણ રાખવાનો મહાન ઉદ્દેશ આ સૂત્રમાં રહેલો છે. સાધારણ સાધક પણ નાની નાની સાધનાઓ ઉપર લક્ષ આપતાં એક દિવસ ઉચ્ચ સાધક બની શકે છે.

એક પ્રશ્ન થઈ શકે છે કે શયન તો એક પ્રકારની ક્ષણિક મૃતદશા છે. સ્વપ્નાવસ્થામાં મન ભ્રાન્ત રહ્યું તેમાં આપણો શું દોષ ? પરંતુ જો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો સ્વપ્ન-જગત આપણા જાગ્રત-જગતનું પ્રતિબિંબ છે. જો આપણે સ્વપ્નમાં ભ્રાન્ત રહીએ, વિપર્યાસ કરીએ તો તેનો અર્થ એ થયો કે હજુ આપણી જાગ્રતાવસ્થા સુદૃઢ નથી. સ્વપ્નની ભૂલો આપણી આધ્યાત્મિક દુર્બળતાઓનો સંકેત કરે છે. જીવનમાં કયા ક્ષેત્રમાં આપણી દુર્બળતા છે તેની સૂચના આપણને સ્વપ્ન દ્વારા મળી રહે છે અને તેથી આપણે જાગ્રત દશામાં તેના ઉપર અધિક ચિંતન-મનન કરી આપણી સાધનાના અપરિપુષ્ટ અંગને સબળ અને સશક્ત બનાવી શકીએ છીએ. તેથી સ્વપ્નના દોષોનું ચિંતન, મનન અને પ્રાયશ્ચિત્ત અતીવ આવશ્યક છે

**પ્રकाम शय्या—**

શય્યા શબ્દ શયનવાચક છે અને " પ્રકામ " વિશેષણ "અત્યંત"નું સૂચક છે. તેથી "અત્યંત સૂઈ રહેવું, મર્યાદાથી અધિક સૂઈ રહેવું, ચિરકાળ સુધી સૂઈ રહેવું"—એવો અર્થ પ્રકામ શય્યાનો થાય છે. તે સિવાય તેનો એક બીજો અર્થ પણ છે તેમાં '**शेरतेऽस्यामिति शय्या**' આ વ્યુત્પત્તિ અનુસાર "શય્યા" શબ્દ સંથારાનો વાચક છે અને "પ્રકામ" ઉત્કટ અર્થનો વાચક છે. તેનો અર્થ કોમળ અને સુંવાળી શય્યા ઉપર સૂઈ રહેવું થાય છે—"પ્રમાણથી બહાર

કોમળ અને સુંવાળી શય્યા ઉપર સૂઈ રહેવું "

**निकाम शय्या—**

પ્રકામ શય્યાનું પુનઃ પુનઃ સેવન કરવું અથવા પુનઃ પુનઃ અધિક કાળ સુધી સૂઈ રહેવું તે નિકામ શય્યા છે. આચાર્ય હરિભદ્ર અને નમિ પ્રકામ શય્યા અને નિકામ શય્યાના બન્ને અર્થોનો ઉલ્લેખ કરે છે. આચાર્ય જિનદાસ મહત્તરનો પણ એજ અભિપ્રાય છે.

**उव्वट्टणाए—**

આ શબ્દ પહેલાં "संथारा" શબ્દ ઘણી પ્રતોમાં મળે છે, પરંતુ જિનદાસ મહત્તર અને હરિભદ્ર આદિ પ્રાચીન આચાર્યો તેનો ઉલ્લેખ કરતા નથી. તેમજ તે શબ્દ મહત્ત્વપૂર્ણ પણ નથી.

**શંકા-સમાધાન.**

સૂત્રમાં દિવાશયન અર્થાત્ દિવસમાં સૂવાનો નિષેધ છે, તો પછી દૈવસિક અતિચાર કેવી રીતે સંભવી શકે ? તેનું સમાધાન એ છે કે દિવાશયનનો નિષેધ ઔત્સર્ગિક છે અને કારણવશ તેનું વિધાન આપવાદિક છે. વિહાર આદિના થાકથી અથવા અન્ય કોઈ કારણથી અપવાદ રૂપે દિવસમાં સૂવું પડે તો થોડું સૂવું જોઈએ. આ દૃષ્ટિને લક્ષ્યમાં રાખી સૂત્રકારે આ શયનાતિચારના પ્રતિક્રમણનું વિધાન દૈવસિક પ્રતિક્રમણમાં પણ કરેલું છે.

જ્યારે સાધક સૂઈને ઊઠે ત્યારે આ શય્યા સૂત્ર અવશ્ય બોલવું જોઈએ, અર્થાત્ આ સૂત્ર તથા એક લોગસ્સ અથવા ચાર લોગસ્સનો કાયોત્સર્ગ કરવામાં આવે છે.



सूत्रपाठ

बीअं समणसुत्तं

[ गोचरचर्या सूत्र ]

पडिक्कमामि गोयरचरियाए भिक्खायरियाए, उग्घाड-कवाड-उग्घाडणाए, साणा-वच्छा-दारा-संघट्टणाए, मंडी-पाहुडियाए, वलि-पाहुडियाए ठवणा-पाहुडियाए, संकिए, *सहसागारे, अणेसणाए, पाणभोयणाए, बीयभोयणाए, हरियभोयणाए, पच्छाकम्मियाए, पुरेकम्मियाए, अदिट्ठहडाए, दग-संसट्ठ-हडाए, रय-संसट्ठ हडाए, पारिसाडणियाए, पारिट्ठावणियाए, ओहासण-भिक्खाए—

जं उग्गमेणं उप्पायणेसणाए—

अपरिसुद्धं परिग्गहियं, परिभुत्तं वा, जं न परिट्ठवियं, तस्स मिच्छा मि दुक्कडं

ભાવાર્થ પાઠ

બીજું શ્રમણ સૂત્ર

[ ગોચરચર્યા સૂત્ર ]

ગોચરચર્યારૂપ ભિક્ષાચર્યામાં લાગેલા અતિચાર ( દોષ )નું પ્રતિક્રમણ કરૂં છું, તેનાથી નિવર્તું છું.

.. અર્ધ-ખુલ્લાં કમાડને ખોલવા.

* "સહસાગારિએ" શબ્દ પણ ઘણી પ્રતોમાં જોવામાં આવે છે. પરંતુ જિનદાસ મહત્તર અને હરિભદ્ર આદિ પ્રાચીન આચાર્યોએ 'સહસાગારે'નો ઉલ્લેખ કરેલ છે. અર્થ એક જ છે.

શ્વાન, વાછરડાં અને બાળકોનું સંઘટ્ટન કરવું,
મંડી-પ્રાભૃતિકા, બલિપ્રાભૃતિકા અને સ્થાપના-પ્રાભૃતિકા એ ત્રણ પ્રાભૃતિકાનું ગ્રહણ,
આધાકર્માદિ દોષોની શંકાયુક્ત ભોજનનું ગ્રહણ,
શીઘ્રતાથી ભિક્ષાનું ગ્રહણ,
અનેષણીય ગ્રહણ,
પ્રાણીઓની વિરાધના થઈ હોય તેવી ભિક્ષાનું ગ્રહણ,
બીજવાળા ભોજનનું ગ્રહણ,
સચિત્ત વનસ્પતિવાળા ભોજનનું ગ્રહણ,
પશ્ચાત્-કર્મયુક્ત ભિક્ષાનું ગ્રહણ,
પૂર્વ-કર્મયુક્ત ભિક્ષાનું ગ્રહણ,
અદૃષ્ટ સ્થાનથી લાવેલી ભિક્ષાનું ગ્રહણ,
સચિત્ત જળના સ્પર્શવાળી ભિક્ષાનું ગ્રહણ,
સચિત્ત રજના સ્પર્શવાળી ભિક્ષાનું ગ્રહણ,
વહોરાવતા વેરાતા ઢોળાતા ભોજનનું ગ્રહણ,
પરિષ્ઠાપનિકાનું ગ્રહણ,
અવભાષણ-ભિક્ષાનું ગ્રહણ,
આધાકર્મ આદિ સોળ ઉદ્‌ગમ-દોષયુક્ત ભોજનનું ગ્રહણ,—
ઉત્પાદન-દોષયુક્ત ભોજનનું ગ્રહણ,
ગ્રહણૈષણાના શંકા આદિ દશ દોષોયુક્ત ભોજનનું ગ્રહણ,—
ઉપર્યુક્ત દોષોવાળા અપરિશુદ્ધ આહાર-પાણી ગ્રહણ કરી ભોગવ્યાં હોય, કિંતુ દૂષિત જાણીને પણ પરઠ્યા ન હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

### શબ્દાર્થ

पडिक्कमामि = પ્રતિક્રમણ કરું છું. નિવર્તું છું,
गोयरचरियाए = ગોચર-ચર્યારૂપ
भिक्खायरियाए = ભિક્ષા-ચર્યામાં
*उग्घाडकवाड-उग्घाडणाए = અર્ધ ખુલ્લા કમાડોને ખોલવાથી
साणा = કુતરાં
वच्छा = વાછરડાં
दारा (सं. दारक) = બાળક
संघट्टणाए = દૂર કરીને, § હટાવીને, ઉલ્લંઘન કરીને જવાથી ( જેમાં ઠોકર લાગવાનો કે આઘાત થવાનો સંભવ છે)
‡ मंडी-पाहुडियाए = અગ્રપિંડ લેવાથી, મંડિપ્રાભૃતિકા લેવાથી. સાધુના આગમન કાળે મંડિમાંથી અથવા મંડિ માટે અગ્રપિંડ કાઢીને પછી વહેરાવે ને લેવાથી
×बलि-पाहुडियाए = ÷બલિ-કર્મની ભિક્ષાથી, બલિ-પ્રાભૃતિકા લેવાથી, સાધુના

---

* "उग्घाडं नाम किंचि थगितं" इति जिनदास महत्तराः।

§ હટાવવાથી (મચાલિત કરવાથી) પ્રવચનની લઘુતા થાય છે

‡ मंडीपाहुडिया नाम जाहे साधू आगतो ताए मंडीए अण्णंमि वा भायणे अग्गपिंडं उक्कट्टिताण सेसाओ देति। —इति जिनदास महत्तरा।

÷ બલિ- ચાર દિશામાં અર્ચનિકા કરવી તે, અગ્નિમાં ભોજનનો અંશ નાખવો તે. बलि पाहुडिया नाम अग्गिमि छुभति, चउद्दिसिं वा अच्चणितं करेति, ताहे साहुस्स देति— जिनदास महत्तराः।

× મંડીપ્રાભૃતિકા અને બલિપ્રાભૃતિકા ન લેવાનો આશય એ છે

શ્વાન, વાછરડાં અને બાળકોનું સંઘટ્ટન કરવું,

મંડી-પ્રાભૃતિકા, બલિપ્રાભૃતિકા અને સ્થાપના-પ્રાભૃતિકા એ ત્રણ પ્રાભૃતિકાનું ગ્રહણ,

આધાકર્માદિ દોષોની શંકાયુક્ત ભોજનનું ગ્રહણ,

શીઘ્રતાથી ભિક્ષાનું ગ્રહણ,

અનેષણીય ગ્રહણ,

પ્રાણીઓની વિરાધના થઈ હોય તેવી ભિક્ષાનું ગ્રહણ,

બીજવાળા ભોજનનું ગ્રહણ,

સચિત્ત વનસ્પતિવાળા ભોજનનું ગ્રહણ,

પશ્ચાત્-કર્મયુક્ત ભિક્ષાનું ગ્રહણ,

પૂર્વ-કર્મયુક્ત ભિક્ષાનું ગ્રહણ,

અદૃષ્ટ સ્થાનથી લાવેલી ભિક્ષાનું ગ્રહણ,

સચિત્ત જળના સ્પર્શવાળી ભિક્ષાનું ગ્રહણ,

સચિત્ત રજના સ્પર્શવાળી ભિક્ષાનું ગ્રહણ,

વહોરાવતાં વેરાતા ઢોળાતા ભોજનનું ગ્રહણ,

પરિષ્ઠાપનિકાનું ગ્રહણ,

અવભાષણ-ભિક્ષાનું ગ્રહણ,

આધાકર્મ આદિ સોળ ઉદ્ગમ-દોષયુક્ત ભોજનનું ગ્રહણ,—

ઉત્પાદન-દોષયુક્ત ભોજનનું ગ્રહણ,

ગ્રહણૈષણાના શંકા આદિ દશ દોષોયુક્ત ભોજનનું ગ્રહણ,—

ઉપર્યુક્ત દોષોવાળા અપરિશુદ્ધ આહાર-પાણી ગ્રહણ કરી ભોગવ્યાં હોય, કિંતુ દુષિત જાણીને પણ પરઠ્યા ન હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

### શબ્દાર્થ

पडिक्कमामि = પ્રતિક્રમણ કરું છું. નિવર્તું છું.
गोयरच्चरियाए = ગોચર-ચર્યારૂપ
भिक्खायरियाए = ભિક્ષા-ચર્યામાં
*उग्घाडकवाड-उग्घाडणाए = અર્ધ ખુલ્લા કમાડોને ખોલવાથી
साणा = કુતરાં
वच्छा = વાછરડાં
दारा (सं. दारक) = બાળક
संघट्टणाए = દૂર કરીને, § હટાવીને, ઉલ્લંઘન કરીને જવાથી (જેમાં ઠોકર લાગવાનો કે આઘાત થવાનો સંભવ છે)
‡ मंडी-पाहुडियाए = અગ્ર પિંડ લેવાથી, મંડિપ્રાભૃતિકા લેવાથી સાધુના આગમન કાળે મંડિમાંથી અથવા મંડિ માટે અગ્રપિંડ કાઢીને પછી વહોરાવે તે લેવાથી
×वलि-पाहुडियाए = બલિ-કર્મની ભિક્ષાથી, બલિ-પ્રાભૃતિકા લેવાથી, સાધુના

---

* "उग्घाडं नाम किंचि थगितं" इति जिनदास महत्तराः।

§ હટાવવાથી (મચાલિત કરવાથી) પ્રવચનની લઘુતા થાય છે.

‡ मंडीपाहुडिया नाम जाहे साधू आगतो ताए मंडीए अण्णंमि वा भायणे अग्गपिंडं उकड्ढिताण सेसाओ देति। —इति जिनदास महत्तरा।

÷ બલિ- ચાર દિશામાં અર્ચનિકા કરવી તે, અગ્નિમાં ભોજનનો અંશ નાખવો તે वलि पाहुडिया नाम अग्गिमि छुभति, चउद्दिसिं वा अच्चणितं करेति, ताहे साहुस्स देति— जिनदास महत्तराः।

× મંડીપ્રાભૃતિકા અને બલિપ્રાભૃતિકા ન લેવાનો આશય એ છે

આગમન કાળે બલિમાંથી અથવા બલિ માટે પ્રથમ કાઢીને પછી વહોરાવે તે લેવાથી

ठवणा-पाहुडियाए = સ્થાપના-પ્રાભૃતિકાથી, ભિક્ષુઓને આપવાના ઉદ્દેશથી અલગ રાખેલી ભિક્ષા લેવાથી

संकिए = આધાકર્માદિ દોષોની શંકાયુક્ત ભિક્ષા લેવાથી

सहसागारे = વિચાર કર્યા વિના શીઘ્રતાથી આહાર લેવા વડે

अणेसणाए = અનેષણીય આહાર લેવાથી

पाणभोयणाए = પ્રાણી સહિતનું ભોજન, વિકૃત દહીં વગેરેમાં રસજ પ્રાણી ઉત્પન્ન થાય તેની વિરાધના થાય તેવી ભિક્ષા લેવાથી

बीयभोयणाए = બીજ સહિત ભિક્ષા લેવાથી

हरियभोयणाए = હરિત ભોજન, સચિત્ત વનસ્પતિ-વાળી ભિક્ષા લેવાથી

---

કે પ્રાચીન કાળમાં અને ઘણે સ્થાને આજે પણ એવી લોકમાન્યતા છે કે તૈયાર કરેલ ભોજનમાંથી બલિરૂપે થોડો અંશ અલગ કાઢી રાખવામાં ન આવે અથવા દિશાઓમાં ફેંકી દેવામાં ન આવે અથવા અગ્નિમાં આહુતિ આપવામાં ન આવે ત્યાંસુધી તે ભોજન ઉપયોગમાં લઇ શકાય નહિ. હવે સાધુ વહોરવા આવે ત્યારે ગૃહસ્થ પહેલાં, બીજા પાત્રમાં બલિ કાઢી રાખી લે અને ત્યારબાદ સાધુને ભોજન આપે તો તે ભિક્ષા આરંભનું નિમિત્ત હોઇ અગ્રાહ્ય છે. વળી બલિ સાધુ નિમિત્તે કાઢવામાં આવી તેથી બીજા માણસોને તે લેવાની છૂટ થઇ તે પણ સાધુ નિમિત્તે થઈ. આ પ્રવૃત્તિ-દોષ સાધુ નિમિત્તે જ થાય છે. તેથી અહિંસાની સૂક્ષ્મ વિચારણાના કારણે આ પ્રકારની ભિક્ષા જૈન મુનિ માટે અગ્રાહ્ય છે.

पच्छाकम्मियाए = ભિક્ષા આપ્યા બાદ તદર્થે સચિત્ત જળથી હાથ કે પાત્રને ધોવાથી દોષ લાગે તેવી ક્રિયાયુક્ત ભિક્ષા ગ્રહણ કરવાથી

पुरेकम्मियाए = ભિક્ષા આપ્યા પહેલાં સચિત્ત જળથી હાથ કે પાત્ર ધોવાથી દોષ લાગે છે. તેવી ક્રિયાયુક્ત આપેલ ભિક્ષા ગ્રહણ કરવાથી

अदिट्ठहडाए = અદૃષ્ટાહૃત; અદૃષ્ટ સ્થાનથી લાવેલા ભોજનના ગ્રહણથી

दग-संसट्ठ-हडाए = ઉદકસંસૃષ્ટાહૃત; સચિત્ત જળનો સ્પર્શ કરેલા હાથ, પાત્ર આદિ હોવા છતાં ભિક્ષા ગ્રહણ કરવાથી

रय-संसट्ठ-हडाए = રજસંસૃષ્ટાહૃત; સચિત્ત રજને સ્પષ્ટ કરેલી વસ્તુ લેવાથી

पारिसाडणियाए = પારિશાટનિકા; વહોરાવતાં વેરાતા ઢોળાતા ભોજનના ગ્રહણથી

पारिट्ठावणियाए = *પારિષ્ઠાપનિકા; આહાર દેવાના પાત્રમાં અકલ્પ્ય વસ્તુ રહેલી હોય તે ફેંકી દઈ તેમાં અન્ય વસ્તુ નાખી તેની ભિક્ષા આપે તે ગ્રહણ કરવાથી

---

* અમે આ અર્થ કર્યો છે તેને માટે આચાર્ય જિનદાસ મહત્તરનો પ્રાચીન આધાર છે—'पारिट्ठावणियाए तत्थ भायणे अन्नणं किंचि आसी, ताहे तं परिट्ठवेऊण अण्णं देति— आवश्यक चूर्णि।" કોઈ અનુવાદકોએ નિમ્નોક્ત અર્થ પણ કરેલ છે—સાધુને વહોરાવ્યા બાદ તે પાત્રમાં રહેલ શેષ ભોજનને નાંખી દેતા હોય કે તેવી પ્રથા હોય ત્યાં અયતનાની સંભાવના હોવા છતાં પણ આહાર ગ્રહણ કરવો.

આગમન કાળે બલિમાથી અથવા બલિ માટે પ્રથમ કાઢીને પછી વહોરાવે તે લેવાથી

ઠવણા-પાહુડિયાए = સ્થાપના-પ્રાભૃતિકાથી, ભિક્ષુઓને આપવાના ઉદ્દેશથી અલગ રાખેલી ભિક્ષા લેવાથી

संकिए = આધાકર્માદિ દોષોની શંકાયુક્ત ભિક્ષા લેવાથી

सहसागारे = વિચાર કર્યા વિના શીઘ્રતાથી આહાર લેવા વડે

अणेसणाए = અનેષણીય આહાર લેવાથી

पाणभोयणाए = પ્રાણીસહિતનું ભોજન, વિકૃત દહીં વગેરેમાં રસજ પ્રાણી ઉત્પન્ન થાય તેની વિરાધના થાય તેવી ભિક્ષા લેવાથી

बीयभोयणाए = બીજ સહિત ભિક્ષા લેવાથી

हरियभोयणाए = હરિત ભોજન, સચિત્ત વનસ્પતિ-વાળી ભિક્ષા લેવાથી

---

કે પ્રાચીન કાળમાં અને ઘણે સ્થાને આજે પણ એવી લોકમાન્યતા છે કે તૈયાર કરેલ ભોજનમાથી બલિરૂપે થોડો અંશ અલગ કાઢી રાખવામાં ન આવે અથવા દિશાઓમાં ફેંકી દેવામાં ન આવે અથવા અગ્નિમાં આહુતિ આપવામાં ન આવે ત્યાંસુધી તે ભોજન ઉપયોગમાં લઇ શકાય નહિ. હવે સાધુ વહોરવા આવે ત્યારે ગૃહસ્થ પહેલાં, બીજા પાત્રમાં બલિ કાઢી રાખી લે અને ત્યારબાદ સાધુને ભોજન આપે તો તે ભિક્ષા આરંભનું નિમિત્ત હોઈ અગ્રાહ્ય છે. વળી બલિ સાધુ નિમિત્તે કાઢવામાં આવી તેથી બીજા માણસોને તે લેવાની છૂટ થઇ તે પણ સાધુ નિમિત્તે થઈ. આ પ્રવૃત્તિ-દોષ સાધુ નિમિત્તે જ થાય છે. તેથી અહિંસાની સૂક્ષ્મ વિચારણાના કારણે આ પ્રકારની ભિક્ષા જૈન મુનિ માટે અગ્રાહ્ય છે.

पच्छाकम्मियाए = ભિક્ષા આપ્યા બાદ તદર્થે સચિત્ત જળથી હાથ કે પાત્રને ધોવાથી દોષ લાગે તેવી ક્રિયાયુક્ત ભિક્ષા ગ્રહણ કરવાથી

पुरेकम्मियाए = ભિક્ષા આપ્યા પહેલાં સચિત્ત જળથી હાથ કે પાત્ર ધોવાથી દોષ લાગે છે. તેવી ક્રિયાયુક્ત આપેલ ભિક્ષા ગ્રહણ કરવાથી

अदिट्ठहडाए = અદષ્ટાહત; અદષ્ટ સ્થાનથી લાવેલા ભોજનના ગ્રહણથી

दग-संसट्ठ-हडाए = ઉદક સસૃષ્ટાહત, સચિત્ત જળનો સ્પર્શ કરેલા હાથ, પાત્ર આદિ હોવા છતાં ભિક્ષા ગ્રહણ કરવાથી

रय-संसट्ठ-हडाए = રજ સસૃષ્ટાહત; સચિત્ત રજને સ્પષ્ટ કરેલી વસ્તુ લેવાથી

पारिसाडणियाए = પારિશાટનિકા; વહોરાવતાં વેરાતા ઢોળાતા ભોજનના ગ્રહણથી

पारिट्ठावणियाए = *પારિષ્ઠાપનિકા; આહાર દેવાના પાત્રમાં અકલ્પ્ય વસ્તુ રહેલી હોય તે ફેંકી દઈ તેમા અન્ય વસ્તુ નાખી તેની ભિક્ષા આપે તે ગ્રહણ કરવાથી

---

* અમે આ અર્થ કર્યો છે તેને માટે આચાર્ય જિનદાસ મહત્તરનો પ્રાચીન આધાર છે—'पारिट्ठवणियाए तत्थ भायणे असणं किंचि आसी, ताहे तं परिट्ठवेतूण अण्णं देति—' आवश्यक चूर्णि ।" કોઈ અનુવાદકોએ નિમ્નોક્ત અર્થ પણ કરેલ છે—સાધુને વહોરાવ્યા બાદ તે પાત્રમાં રહેલ શેષ ભોજનને જ્યાં દાતા ફેંકી દે તેવી પ્રથા હોય ત્યાં અયતનાની સંભાવના હોવા છતાં પણ આહાર ગ્રહણ કરવો.

ओहासण-भिक्खाए = અવભાષણ ભિક્ષા, પરોક્ષ વસ્તુને માગીને ભિક્ષા ગ્રહણ કરવાથી, કોઈ અનુવાદકોએ "વિશિષ્ટ વસ્તુ માગીને ભિક્ષા ગ્રહણ કરવાથી" અર્થ પણ કરેલ છે
जं = (અને) જે
उग्गमेणं = આધા કર્માદિ ઉદ્દગમ દોષયુક્ત
उप्पायण = ધાત્રી કર્મ આદિ ૧૬ ઉત્પાદન દોષયુક્ત
एसणाए = શંકા આદિ દશ એષણા-દોષયુક્ત
अपरिसुद्धं = અશુદ્ધ (આહાર)
परिग्गहियं = ગ્રહણ કર્યો હોય
वा = અથવા, તથા
परिभुत्तं = ભોગવ્યો હોય
जं = (અને) જે (ભૂલથી લીધેલો અશુદ્ધ આહાર)
न = નહિ
परिट्ठवियं = પરઠવ્યો હોય તો

## વિવેચન

જીવનયાત્રામાં મનુષ્યને ભોજન વિના ચાલી શકતું નથી જીવનની અહિંસા, મસ આદિ ઉચ્ચ સાધના માટે, કર્તવ્યપૂર્તિ માટે જીવિત રહેવું આવશ્યક છે અને તેથી ભોજનની આવશ્યકતા છે. જીવનનું મહત્ત્વ સંસારમાં કોઈ પણ પ્રકારે ઓછુ આંકી શકાય તેમ નથી, પરંતુ તેનો ઉદ્દેશ સ્વ-પર કલ્યાણ માટે હોવો જોઈએ, દુરાચાર કે અત્યાચાર માટે નહિ.

સાધક માટે ભોજનનો આદર્શ છે—હિત, મિત, પથ્ય, ભોજન એવુ હોવુ જોઇએ કે જે અલ્પ હોય, સ્વાસ્થ્યવર્ધક હોય અને ધર્મની દૃષ્ટિથી ઉપયુક્ત હોય. ધર્મવિરુદ્ધ અભક્ષ્ય ભોજન કદી ન કરવુ જોઇએ જૈન સંસ્કૃતિમાં ભોજનના બે પ્રકાર છે: એક, ભોજન સાત્વિક હોવું જોઇએ અને બીજું, ન્યાયપ્રાપ્ત તીર્થંકરોએ ભોજનમા ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ આદિ ભેદ કહેલા નથી.

ભગવતી સૂત્રના સાતમા શતકના પ્રથમ ઉદ્દેશામાં ભિક્ષાના ચાર દોષ દર્શાવ્યા છે—ક્ષેત્રાતિક્રાન્ત, કાલાતિક્રાન્ત, માર્ગાતિક્રાન્ત અને પ્રમાણાતિક્રાન્ત.

બૃહત્કલ્પભાષ્ય પ્રથમ ઉદ્દેશકમાં ભિક્ષા માટે જવા પહેલાં કાયોત્સર્ગ કરવાનું વિધાન છે. તે કાયોત્સર્ગમાં વિચાર કરવામાં આવે છે કે આજે મેં કયું આયામ્બલ વા નિર્વિકૃતિનું વ્રત લીધેલું છે અને તેને માટે કેટલું અને કેવું ભોજન આવશ્યક છે? આ કાયોત્સર્ગ પોતાની ભૂખનો અંતર્ધ્વનિ સાંભળવા માટે છે, જેથી મર્યાદિત અને આવશ્યક ભોજન લેવામાં આવે.

જે પ્રમાણે ગાય વનમાં ઘાસને જડમૂળથી ન ઉખેડતાં ઉપરઉપરથી ખાય છે તે પ્રમાણે જૈન સાધુ મુનિરાજ પણ ગૃહસ્થને કોઈ પણ પ્રકારની પીડા ન આપતા થોડું થોડું ભોજન ગ્રહણ કરી ક્ષુધાની નિવૃત્તિ કરે છે. દશવૈકાલિક સૂત્રમાં તેમને મધુકર અર્થાત્ ભ્રમરની ઉપમા આપી છે. ભ્રમર ફૂલોને જરા પણ હાનિ પહોંચાડતા નથી અને થોડા થોડા રસ ગ્રહણ કરી આત્મતૃપ્તિ કરી લે છે.

**मण्ढी प्राभृतिका—**

મંડી ઢાંકણાને અને ઉપલક્ષણથી અન્ય પાત્રને કહે છે. તેમાં તૈયાર કરેલ ભોજનના થોડા અગ્ર અંશને પુણ્યાર્થે કાઢી લઈ ને રાખવામાં આવે છે તે અગ્રપીંડ કહેવાય છે.

**बलि प्राभृतिका—**

દેવતા આદિ માટે પૂજાર્થે તૈયાર કરેલ ભોજન બલિ કહેવાય છે. તે ભિક્ષામાં ગ્રહણ ન કરવું જોઈએ. તે ગ્રહણ કરવાથી દોષ લાગે છે અથવા સાધુને દાન દીધા પહેલાં દાતા સર્વ પ્રથમ આવશ્યક બલિ કર્મ કરવા માટે બલિને ચારે દિશાઓમાં ફેંકી દઈ

અથવા અગ્નિમાં નાખી સાર બાદ ભિક્ષા આપે તો તે બલિ પ્રાભૃતિકા છે. તેવુ કરવાથી સાધુના નિમિત્તથી અગ્નિ આદિ જીવોની વિરાધના થાય છે.

**पाणेसणाए-अणभोयणाए—**

ઘણી આધુનિક પ્રતોમાં "આણેસણાએ" પછી ઉપરોક્ત બે શબ્દો જોવામાં છે. પરંતુ પ્રાચીન પ્રતિઓમાં તેનો ઉલ્લેખ દેખાતો નથી. હરિભદ્ર આદિ પ્રાચીન આચાર્યોએ પણ આવશ્યક સૂત્રની ટીકામાં પણ તેનો ઉલ્લેખ કર્યો નથી. તેમજ આ શબ્દો વ્યર્થ માલુમ પડે છે. પાણેસણાએનો અર્થ થાય છે—પાણીની એષણાથી. જ્યારે તેનો ખોટી રીતે અર્થ કરવામાં આવે છે—"પાણીની એષણા પૂર્ણરીતિથી ન કરી હોય." પાણેસણાએમાં ક્યાંય "ન" કારનો પ્રયોગજ નથી

**उद्गम, उत्पादन, एषणा—**

ગોચરચર્યામાં ઉપર્યુક્ત ત્રણ શબ્દો ઘણા મહત્ત્વપૂર્ણ છે. એષણા-સમિતિના ત્રણ ભેદ છે—ગવેષણૈષણા, ગ્રહણૈષણા અને પરિભોગૈષણા. ગવેષણૈષણાની શુદ્ધિ માટે ૧૬ ઉદ્ગમ દોષ અને ૧૬ ઉત્પાદન દોષનો પરિહાર કરવો જોઈએ. ઉદ્ગમ દોષ ગૃહસ્થ તરફથી લાગે છે અને ઉત્પાદન દોષ સાધુ તરફથી. ગ્રહણૈષણાના સાધુ તથા ગ્રહસ્થ બંનેના સંયોગથી ઉત્પન્ન થતાં શકિત આદિ, ૧૦ દોષ છે. તે કુલ ૪૨ દોષ છે, જેના કારણથી ગ્રહિત આહાર

## सूत्रपाठ
## तइयं समणसुत्तं
### [ काल-प्रतिलेखना-सूत्र ]

पडिक्कमामि—

*चाउक्कालं सज्झायस्स अकरणयाए, उभओकालं भंडोवगरणस्स अप्पडिलेहणाए, दुप्पडिलेहणाए अप्पमज्जणाए, दुप्पमज्जणाए, अइक्कमे, वइक्कमे, अइयारे, अणायारे, जो मे ‡ देवसिओ अइयारो कओ, तस्स मिच्छा मि दुक्कडं.

## ભાવાર્થ પાઠ
## ત્રીજું શ્રમણ સૂત્ર
### [ કાળ-પ્રતિલેખના-સૂત્ર ]

"સ્વાધ્યાય તથા પ્રતિલેખના સંબંધી પ્રતિક્રમણ કરું છું

*ચાર કાળમાં સ્વાધ્યાય ન કર્યો હોય પ્રાતઃ અને સંધ્યા ઉભયકાળમાં વસ્ત્રપાત્ર આદિ ભાંડોપકરણનું પ્રતિલેખન ન કર્યું હોય

---

* દિવસ અને રાત્રિના પ્રથમ અને અંતિમ પ્રહર રૂપ ચાર કાળ.

"दिवा पढमचरिमासु, रत्ति पि पढमचरिमासु च पोरिसीसु सज्झाओ अवस्स कातव्वो।"—इति जिनदास महत्तराः।

‡ રાઇઓ, પક્ખિઓ, ચાઉમ્માસિઓ, સંવચ્છરિઓ—જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો

કે માઠી રીતે કર્યું હોય; પ્રમાર્જન ન કર્યું હોય, કે માઠી રીતે કર્યું હોય; તથા અતિક્રમ, વ્યતિક્રમ અતિચાર અને અનાચાર સંબંધી જે કોઇ §દૈવસિક અતિચાર કર્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

### શબ્દાર્થ

चाउक्कालं = *ચાર કાળ
सज्झायस्स = સ્વાધ્યાયને
अकरणयाए = નહિ કરવાથી
उभओकालं = ઉભયકાળ (પ્રાત અને સાંય)
भंडोवगरणस्स = ભાંડોપકરણની (વસ્ત્ર, પાત્ર, ગોચ્છા, રજોહરણ આદિ)
अप्पडिलेहणाए = પ્રતિલેખન નહિ કરવાથી, ચક્ષુથી મૂળતઃ નિરીક્ષણ નહિ કરવાથી
दुप्पडिलेहणाए = દુષ્પ્રતિલેખનથી, ઉપયોગ રહિત અવિધિપૂર્વક નિરીક્ષણ કરવાથી
अप्पमज्जणाए = પ્રમાર્જન નહિ કરવાથી, રજોહરણ દ્વારા પૂજીને સાફ નહિ કરવાથી
दुप्पमज्जणाए = દુષ્પ્રમાર્જનથી, ઉપયોગ રહિત અવિધિપૂર્વક રજોહરણથી પૂજીને સાફ કરવાથી
अइक्कमे = અતિક્રમ સંબધી
वइक्कमे = વ્યતિક્રમ સંબધી
अइयारे = અતિચાર સંબંધી
अणायारे = અનાચાર સંબધી

§ રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક, સાંવત્સરિક—જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

* દિવસ અને રાત્રિના પ્રથમ અને અંતિમ પ્રહર રૂપ ચાર કાળ.

વિવેચન

જીવનની પ્રગતિના પ્રત્યેક અંગને આલોકિત રાખવા માટે કાળની પ્રતિલેખના કરવી અતીવ આવશ્યક છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં કાળ પ્રતિલેખના સંબંધી એક સુંદર પ્રશ્ન છે:—

**कालपडिलेहणयाए णं भंते! जीवे किं जणयइ?**
**कालपडिलेहणयाए णं नाणावरणिज्जं कम्मं खवेइ।**

અર્થાત્—હે પૂજ્ય! કાળની પ્રતિલેખનાથી જીવ શું ફળ પ્રાપ્ત કરે? *કાળની પ્રતિલેખનાથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે.*

સૂત્રકારે ગંભીર ભાષામાં કાલોચિત ક્રિયાનું મહત્ત્વ ઘણી સુંદર રીતે વર્ણવ્યું છે. આગમમાં કથન છે કે દિવસના પ્રથમ અને અંતિમ પ્રહર અને રાત્રિના પૂર્વ ભાગ અને અપર ભાગમાં—એ પ્રમાણે દિવસ અને રાત્રિના ચાર કાળમાં નિયમિત સ્વાધ્યાય કરવો જોઈએ તે પ્રમાણે પ્રાતઃકાળે અને સંધ્યાકાળે નિયમિત રૂપે વસ્ત્ર, પાત્ર આદિનું પ્રતિલેખન આવશ્યક છે.

શાસ્ત્રકારોએ સ્વાધ્યાયને નંદનવનની ઉપમા આપી છે. જે પ્રમાણે નંદનવનનું ભવ્ય દૃશ્ય મનને આનંદિત કરે છે અને મનુષ્ય સર્વ દુઃખ, શોક ભૂલી જાય છે તે પ્રમાણે સ્વાધ્યાય કરતી વખતે મહાપુરૂષોના જીવનનો પવિત્ર અને દિવ્ય પ્રકાશ આપણી દૃષ્ટિ સન્મુખ આવે છે, કોઈ વખત સ્વર્ગ અને નરકના દૃશ્યો ધર્મ અને અધર્મના પરિણામની પ્રતીતિ કરાવે છે, ક્યારેક મહાપુરૂષોની અમૃત વાણીની પુનીત ધારા વહેતી મળે છે તો કદી તર્ક–વિતર્કનું ઉડ્ડયન બુદ્ધિને ઘણે ઊંચે અનંત વિચારાકાશમાં લઈ જાય છે, તો વળી કોઈ વખતે શ્રદ્ધા, ભક્તિ અને સદાચારનો જ્યોતિર્મય આદર્શ હૃદયને ગદ્‌ગદ્ બનાવી દે છે.

જ્યારે કદી મન અસ્વસ્થ હોય, ચિંતાના ભારથી દબાયેલું હોય, સર્વત્ર અંધકાર જ નજરે પડતો હોય, પદે પદે વિઘ્ન-બાધાઓની જાળ બિછાયેલી દેખાતી હોય ત્યારે કોઈ ઉચ્ચ કોટિના પવિત્ર આધ્યાત્મિક ગ્રંથનું સ્વાધ્યાય કરવા બેસી જાઓ. તમારૂં હૃદય જ્યોતિર્મય બની જશે, સર્વત્ર પ્રકાશ ફેલાયેલો દેખાશે, વિઘ્નો નષ્ટ થઈ જતા માલુમ પડશે અને તેનું સ્થાન મહાન દિવ્ય અલૌકિક સ્ફૂર્તિ લઈ લેશે.

ભગવાન મહાવીરે પોતાના અંતિમ પ્રવચન રૂપ ઉત્તરાધ્યયન સૂત્રમાં ફરમાવ્યું છે કે—"सज्झायणं नाणावरणिज्जं कम्मं खवेइ।" સ્વાધ્યાય કરવાથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે.

જીવનમાં જે કાંઇ દુઃખ છે તે અજ્ઞાનજન્ય છે. જે પાપ, દુષ્કૃત્ય આદિ થાય છે તેના મૂળમાં અજ્ઞાન જ છે. મનુષ્યને જ્ઞાન, વિવેક, વિચારની શકિતનો પ્રકાશ મળ્યો એટલે સંસારનું સમસ્ત ઐશ્વર્ય મળ્યું.

जं अन्नाणी कम्मं,
खवेइ बहुयाहिं वासकोडीहिं ।
तं नाणी तिही गुत्तो,
खवेइ ऊसासमित्तेण ॥
—संथारपइन्ना

અર્થાત્—અજ્ઞાની પુરૂષ કરોડો વર્ષની કઠોર તપ સાધના દ્વારા જેટલા કર્મ નષ્ટ કરે છે તેટલા કર્મો જ્ઞાની સાધક મન, વચન અને શરીરને વશમાં રાખીને એક શ્વાસભરમાં ક્ષય કરી દે છે.

સ્વાધ્યાય વાણીની તપશ્ચર્યા છે. તેના દ્વારા હૃદયનો મળ ધોવાઇ સાફ થઈ જાય છે. સ્વાધ્યાય અંતઃપ્રેક્ષણ છે. તેના અભ્યાસથી ઘણા માણસો આત્મોન્નતિ કરી મહાત્મા અને પરમાત્મા બની

ગયા. સ્વાધ્યાય વિના અંતરનો જ્ઞાનદીપક પ્રજ્જ્વલિત થઇ શકતો નથી.

ત્યારે હવે સ્વાધ્યાય એટલે શું તેનો વિચાર કરીએ અધ્યયનં અધ્યાય શોભનોऽध्याय स्वाध्याय—आव ४ अ. । सु + अध्याय અર્થાત્ सुष्ठु अध्याय ( अध्ययन )નું નામ સ્વાધ્યાય છે નિષ્કર્ષ એ છે કે આત્મકલ્યાણકારી શ્રેષ્ઠ પઠન-પાઠનરૂપ અધ્યયનનું નામ સ્વાધ્યાય છે.

ઠાણાંગ સૂત્રના ટીકાકાર શ્રી અભયદેવસૂરિ સ્વાધ્યાયનો અર્થ. કરે છે—सुष्ठु = સમ્યક્ પ્રકારે, आ = મર્યાદા સહિત અધ્યય કરવાનું નામ સ્વાધ્યાય છે—सुष्ठ आ = मर्यादया अधीयते इति स्वाध्याय—ઠા. ૨/૨૨

જૈન શાસ્ત્રકારોએ સ્વાધ્યાયના પાચ ભેદ દર્શાવ્યા છે—૧. વાચના, ૨ પૃચ્છના, ૩ પરિવર્તના, ૪ અનુપ્રેક્ષા અને ૫ ધર્મકથા.

ગુરુ પાસેથી સૂત્રપાઠ લઈ સૂત્ર જેવુ હોય તે પ્રમાણે જ ઉચ્ચારણ કરવુ તે વાચના છે વાચના દ્વારા સૂત્રના શબ્દશરીરની પૂર્ણરૂપે રક્ષા થાય છે તેથી હીનાક્ષર, અત્યક્ષર, પદહીન, ઘોષહીન આદિ દોષોથી બચવા માટે સાવધાની રાખવી જોઇએ

સૂત્ર-વાચના વિસ્મૃત ન થઈ જાય એતદર્થે સૂત્રની પુનઃ પુન. પરિવર્તના એ પરિવર્તના છે

સૂત્ર-વાચના સંબધી તાત્વિક ચિતન કરવું તે અનુપ્રેક્ષા છે. અનુપ્રેક્ષા સ્વાધ્યાયનું મહત્ત્વપૂર્ણ અંગ છે અનુપ્રેક્ષા વિના જ્ઞાન ચમકી શકતું નથી

જ્યારે સૂત્ર-વાચના, પૃચ્છના, પરિવર્તના અને અનુપ્રેક્ષા પછી તત્ત્વનું વાસ્તવિક રૂપ સુદૃઢ થઇ જાય ત્યારે જન-કલ્યાણ માટે ધર્મોપદેશ કરવો તે ધર્મકથા છે.

કેટલાય માણસો એવું સમજે છે કે કોઈ ધર્મપુસ્તક નિરસ વાંચી લીધું એટલે સ્વાધ્યાય થઈ ગયો! તેમાં શુદ્ધ ઉચ્ચારણ ઉપર ધ્યાન આપવામાં આવતું નથી કે અર્થનું ચિંતન-મનન કરવામાં આવતું નથી. શાસ્ત્રના શબ્દ-શરીરનો સ્પર્શ કરવા માત્રથી સ્વાધ્યાય થતો નથી. જો કે શુદ્ધ ઉચ્ચારણથી પણ થોડો લાભ થાય છે, કારણ કે શબ્દોના ઉચ્ચારણથી પણ ભાવોના સ્પંદન તરંગિત બને છે અને તેનો જીવન ઉપર પ્રભાવ પડે છે, પરંતુ પાઠ કરતી વખતે આપણે પૃચ્છના, પરિવર્તના અને અનુપ્રેક્ષાનું ધ્યાન રાખીએ તો જ સ્વાધ્યાયનો પૂરો લાભ મેળવી શકીએ છીએ.

સ્વાધ્યાયમાં અપૂર્વ આનંદ મેળવવા માટે નીચેના નિયમોના પાલનની આવશ્યકતા છેઃ—

૧. **એકાગ્રતા**—સ્વાધ્યાયમાં જ ચિત્તની એકાગ્રતા હોવી જોઈએ.

૨. **નૈરન્તર્ય**—સ્વાધ્યાયમાં વિક્ષેપ નહિ પાડતાં નિયમપૂર્વક થવો જોઈએ.

૩ **વિષયોપરતિ**—સાંસારિક વિષયવાસનાઓથી જીવનને હટાવી આધ્યાત્મિક ક્ષેત્રમાં તેને ઊર્ધ્વગામી બનાવે તેવા પુસ્તકો સ્વાધ્યાય માટે પસંદ કરવા જોઈએ.

૪ **પ્રકાશની ઉત્કંઠા**—સ્વાધ્યાય કરતી વખતે એ દૃઢ વિશ્વાસ હોવો જોઈએ કે તે આપણા અંતઃસ્થ આત્મામાં પ્રકાશ ફેલાવશે. સંકલ્પનું બળ મહાન છે. તેથી સ્વાધ્યાય સમયનો શુદ્ધ સંકલ્પ અવશ્ય અંતર્જ્યોતિ પ્રકટાવશે.

૫ **સ્વાધ્યાયનું સ્થાન**—સ્વાધ્યાય માટે પવિત્ર શુદ્ધ વાતાવરણ જોઈએ, તેથી તેવું સ્થાન પસંદ કરવું જોઈએ.

**ચાર પ્રકારના દોષ—**

પ્રત્યેક વ્રતમાં લાગતા દોષો અનુક્રમે ચાર છે, તે ૧. અતિક્રમ, ૨. વ્યતિક્રમ, ૩. અતિચાર અને ૪. અનાચાર.

૧. **અતિક્રમ**—ગ્રહણ કરેલ વ્રત અથવા પ્રતિજ્ઞાને ભંગ કરવાનો સંકલ્પ કરવો તે.

૨. **વ્યતિક્રમ**—વ્રત ભંગ કરવા માટે ઉદ્યત થવું તે.

૩ **અતિચાર**—વ્રત ભંગ કરવા માટે સાધન એકત્રિત કરવા અને એક દેશથી વ્રત ખંડિત કરવું તે.

૪. **અનાચાર**—વ્રતને સર્વથા ભંગ કરવું તે.

ઉદાહરણ રૂપે આધાકર્મી આહાર લઈએ—

કોઈ અનુરાગી ભક્ત આધાકર્મી આહાર તૈયાર કરી સાધુને નિર્મંત્રણ આપે અને સાધુ જાણવા છતાં પણ તે નિર્મંત્રણનો સ્વીકાર કરે, આધાકર્મી આહાર લેવાની ઇચ્છા કરે અને પાત્ર લઈ ઉભા થાય ત્યાં સુધી અતિક્રમ દોષ લાગે છે.

આધાકર્મી આહાર લેવા માટે ઉપાશ્રયની બહાર પગ મૂકવાથી શરૂ કરી ઘરમાં પ્રવેશ કરી ઝોળી ખોલી પાત્ર ધરે ત્યાં સુધી વ્યતિક્રમ દોષ છે.

આધાકર્મી આહાર ગ્રહણ કરવાથી શરૂ કરી ઉપાશ્રયમાં પાછા આવી ખાવાની તૈયારી કરે અને આહાર કરવા માટે ગ્રાસ હાથમાં લે ત્યાં સુધી અતિચાર દોષ છે.

અને ગ્રાસ મુખમાં મૂકવાથી અને ખાવાથી અનાચાર દોષ લાગે છે. આ ચારે દોષોમાં ઉત્તરોત્તર દોષની અધિકતા છે.



## सूत्रपाठ

## चउत्थं समणसुत्तं

### [ असंयम सूत्र ]

पडिक्कमामि एगविहे असंजमे.

पडिक्कमामि दोहिं बंधणेहिं– रागबंधणेणं, दोस-बंधणेणं; पडिक्कमामि तीहिं दंडेहिं– मणदंडेणं, वयदंडेणं, कायदंडेणं.

पडिक्कमामि तीहिं गुत्तीहिं– मणगुत्तीए, वयगुत्तीए, कायगुत्तीए.

पडिक्कमामि तीहिं सल्लेहिं– माया-सल्लेणं, नियाण-सल्लेणं, मिच्छादंसण-सल्लेणं.

पडिक्कमामि तीहिं गारवेहिं– इड्ढीगारवेणं, रसगारवेणं, सायागारवेणं.

पडिक्कमामि तीहिं विराहणाहिं– नाणविराहणाए, दंसणविराहणाए चरित्तविराहणाए.

पडिक्कमामि चउहिं कसाएहिं– कोहकसाएणं, माणकसाएणं, मायाकसाएणं, लोहकसाएणं

पडिक्कमामि चउहिं सण्णाहिं– आहारसण्णाए, भय-सण्णाए, मेहुणसण्णाए, परिग्गहसण्णाए.

पडिक्कमामि चउहिं विकहाहिं– इत्थीकहाए, भत्तकहाए, देसकहाए, रायकहाए.

पडिक्कमामि चउहिं झाणेहिं– अट्टेणं झाणेणं, रुद्देणं झाणेणं, धम्मेणं झाणेणं, सुक्केणं झाणेणं.

पडिक्कमामि पंचहिं किरियाहिं- काइयाए अहिगरणियाए, पाउसियाए, पारितावणियाए, पाणाइवाय-किरियाए.

पडिक्कमामि पंचहिं कामगुणेहिं- सद्देणं, रूवेणं, गंधेणं, रसेणं, फासेणं

पडिक्कमामि पंचहिं महव्वएहिं- सव्वाओ पाणाइवायाओ वेरमणं, सव्वाओ मुसावायाओ वेरमणं, सव्वाओ अदिन्नादाणाओ वेरमणं, सव्वाओ मेहुणाओ वेरमणं, सव्वाओ परिग्गहाओ वेरमणं

पडिक्कमामि पंचहिं समिईहिं- इरियासमिईए, भासासमिईए, एसणासमिईए आयाणभंडमत्तनिक्खेवणासमिईए, उच्चार-पासवण-खेल-जल्ल-सिंघाण पारिट्ठावणियासमिईए

पडिक्कमामि छहिं जीवनिकाएहिं- पुढविकाएणं, आउकाएणं, तेउकाएणं, वाउकाएणं वणस्सइकाएणं, तसकाएणं,

पडिक्कमामि छहिं लेसाहिं- किण्हलेसाए, नीललेसाए, काउलेसाए, तेउलेसाए, पम्हलेसाए, सुक्कलेसाए,

पडिक्कमामि सत्तहिं भयट्ठाणेहिं अट्ठहिं मयट्ठाणेहिं, नवहिं बंभचेरगुत्तीहिं दसविहे समणधम्मे—

एक्कारसहिं उवासग-पडिमाहिं,

बारसहिं भिक्खु पडिमाहिं,

तेरसहिं किरियाठाणेहिं,

चउद्दसहिं भूयगामेहिं,

पन्नरसहिं परमाहम्मिएहिं,

सोलसहिं गाहासोलसएहिं,

सत्तरसविहे असंजमे,
अट्ठारसविहे अबंमे,
एगूणवीसाए नायज्झयणेहिं,
वीसाए असमाहि-ठाणेहिं;
इक्कवीसाए सबलेहिं,
बावीसाए परीसहेहिं,
तेवीसाए सूयगडज्झयणेहिं,
चउवीसाए देवेहिं,
पणवीसाए भावणाहिं
छव्वीसाए दसाकप्पववहाराणं उद्देसणकालेहिं,
सत्तावीसाए अणगारगुणेहिं,
अट्ठावीसाए आयारप्पकप्पेहिं,
एगूणतीसाए पावसुयप्पसंगेहिं,
तीसाए महामोहनीयठाणेहिं;
एकतीसाए सिद्धाइगुणेहिं, बत्तीसाए जोगसंगहेहिं;
तेत्तीसाए आसायणाहिं—

(१) अरिहंताणं आसायणाए
(२) सिद्धाणं आसायणाए
(३) आयरियाणं आसायणाए
(४) उवज्झायाणं आसायणाए
(५) साहूणं आसायणाए
(६) साहुणीणं आसायणाए
(७) सावयाणं आसायणाए
(८) सावियाणं आसायणाए

(९) देवाणं
आसायणाए
(१०) देवीणं
आसायणाए
(११) इहलोगस्स
आसायणाए
(१२) परलोगस्स
आसायणाए
(१३) केवलि-पण्णत्तस्स
धम्मस्स
आसायणाए
(१४) सदेव-
मणुयाऽसुरस्स लोगस्स
आसायणाए
(१५) सव्वपाण-भूय-
जीव-सत्ताणं
आसायणाए
(१६) कालस्स
आसायणाए
(१७) सुयस्स
आसायणाए
(१८) सुयदेवयाए
आसायणाए
(१९) वायणायरियस्स
आसायणाए
(२०) जं वाइद्धं
(२१) वच्चामेलियं
(२२) हीणक्खरं
(२३) अच्चक्खरं
(२४) पयहीणं
(२५) विणयहीणं
(२६) जोगहीणं
(२७) घोसहीणं
(२८) सुट्ठुदिन्नं
(२९) दुट्ठुपडिच्छियं
(३०) अकाले कओ
सज्झाओ
(३१) काले न कओ
सज्झाओ
(३२) असज्झाइए
सज्झाइयं
(३३) सज्झाइए न
सज्झाइयं
तस्स मिच्छा मि दुक्कडं

ભાવાર્થ પાઠ

## ચોથું શ્રમણ સૂત્ર

[ અસંયમ સૂત્ર ]

૧ અવિરતિરૂપ એકવિધ *અસંયમનું આચરણ કરવાથી જે અતિચાર લાગ્યો હોય તેનું પ્રતિક્રમણ કરું છું અર્થાત્ તેનાથી નિવર્તું છું

૨. રાગ અને દ્વેષરૂપ બે પ્રકારના બંધન દ્વારા લાગેલાં અતિચારનું પ્રતિક્રમણ કરૂં છું અર્થાત્ તેનાથી નિવર્તું છું.

૩ મન દંડ, વચન દંડ અને કાયા દંડ એ ત્રણ દંડથી, મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ ત્રણ ગુપ્ત ન રહેવાથી; માયાશલ્ય, નિદાનશલ્ય અને મિથ્યાદર્શનશલ્ય એ ત્રણ શલ્યથી; ઋદ્ધિગૌરવ, રસગૌરવ અને સાતાગૌરવ એ ત્રણ ગૌરવથી; જ્ઞાનવિરાધના, દર્શનવિરાધના અને ચારિત્રવિરાધના એ ત્રણ વિરાધનાથી લાગેલાં અતિચારનું પ્રતિક્રમણ કરૂં છું અર્થાત્ તેનાથી નિવર્તું છું.

૪. ક્રોધકષાય, માનકષાય, માયાકષાય અને લોભકષાય એ ચાર કષાયથી; આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહ-સંજ્ઞા એ ચાર સંજ્ઞાથી; સ્ત્રીકથા, ભોજનકથા, દેશકથા અને રાજકથા એ ચાર વિકથાથી; આર્તધ્યાન અને રૌદ્રધ્યાન ધ્યાવાથી તથા ધર્મધ્યાન અને શુક્લધ્યાન ન ધ્યાવાથી એમ ચાર ધ્યાન સંબંધી લાગેલાં અતિચારોનું પ્રતિક્રમણ કરૂં છું અર્થાત્ તેથી નિવર્તું છું.

---

* "संजमो सम्मं उवरमो।" इति जिनदास महत्तरा।
"असंयमे अविरतलक्षणे सति प्रतिषिद्धकरणादिना यो मया दैवसिकोऽतिचारः कृतः इति गम्यते"।
इत्याचार्य हरिभद्राः

૫. કાયિકી, આધિકરણિકી, પ્રાદ્વેષિકી, પારિતાપનિકી અને પ્રાણાતિપાત ક્રિયા એ પંચ ક્રિયા થકી; શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ એ પાંચ કામગુણો દ્વારા; સર્વ પ્રાણાતિપાત વિરમણ, સર્વ મૃષાવાદ વિરમણ, સર્વ અદત્તાદાન વિરમણ, સર્વ મૈથુન વિરમણ અને સર્વ પરિગ્રહ વિરમણ એ પાંચ મહાવ્રતો સમ્યક્ પ્રકારે પાલન ન કરવાથી, ઈર્યા સમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાન-ભાણ્ડમાત્ર – નિક્ષેપણ સમિતિ, ઉચ્ચાર – પ્રસ્રવણ–શ્લેષ્મ–જલ્લ-સિંઘાણ–પારિષ્ઠાપનિકા–સમિતિ એ પાંચ સમિતિનું સમ્યક્ પ્રકારે પાલન ન કરવાથી લાગેલાં અતિચારોનું પ્રતિક્રમણ કરું છું અર્થાત્ તેથી નિવર્તું છું.

૬. પૃથિવીકાય, અપ્કાય, તેજસકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ ૭ જીવ નિકાયોને અર્થાત્ તે જીવોને કિલામના ઉપજાવવાથી કે તેની હિંસા કરવાથી; કૃષ્ણલેશ્યા, નીલ લેશ્યા, કાપોતલેશ્યા એ ત્રણ અપ્રશસ્ત લેશ્યામાં પ્રવર્તન દ્વારા તથા તેજોલેસ્યા, પદ્મલેસ્યા અને શુકલલેશ્યા એ ત્રણ પ્રશસ્ત લેશ્યામાં અવર્તન દ્વારા લાગેલાં અતિચારનું પ્રતિક્રમણ કરું છું અર્થાત્ તેથી નિવર્તું છું.

(સાત ભયથી શરૂ કરી તેત્રીસ આશાતના સુધી જે અતિચારો લાગ્યા હોય તેનું પ્રતિક્રમણ કરું છું.)

૭. સાત ભયના સ્થાનોના સેવન દ્વારા; ૮. આઠ પ્રકારના મદસ્થાનના સેવન દ્વારા; ૯. નવ પ્રકારના બ્રહ્મચર્યની ગુપ્તિનું પાલન ન કરવાથી; ૧૦. દશવિધ શ્રમણ ધર્મમાં પ્રતિષિદ્ધ વર્તન દ્વારા;

૧૧. શ્રાવકની અગિયાર પ્રતિમા આશ્રયી અશ્રદ્ધા, અને વિપરીત પ્રરૂપણાદ્વારા;

૧૨. ભિક્ષુની બાર પ્રતિમા આશ્રયી અશ્રદ્ધા, વિપરીત પ્રરૂપણા આદિ દ્વારા;

૧૩. તેર ક્રિયાના સ્થાન અર્થાત્ ક્રિયાઓ કરવાથી;

૧૪. ચૌદ પ્રકારના જીવોના સમૂહથી અર્થાત્ તેમની હિંસા દ્વારા;

૧૫. પંદર પરમાધાર્મિક દેવો જેવા ભાવ કે આચરણ દ્વારા;

૧૬. સૂત્રકૃતાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધની ગાથા અધ્યયન સહિત સોળ અધ્યયનોથી અર્થાત્ તદનુસાર આચરણ ન કરવાથી;

૧૭. સત્તર પ્રકારના સંયમમાં પ્રતિષિદ્ધ ક્રિયા આશ્રયી;

૧૮. અઢાર પ્રકારના અબ્રહ્મચર્યના સેવનથી;

૧૯. જ્ઞાતા સૂત્રના ઓગણીશ અધ્યયનોથી અર્થાત તદનુસાર આચરણ ન કરવાથી;

૨૦. ચિત્તને અસમાધિ ઉપજવાના સ્થાનોથી;

૨૧. એકવીશ *શબલ દોષથી;

૨૨. બાવીશ પરિષહો સહન ન કરવાથી;

૨૩. સૂત્રકૃતાંગ સૂત્રના બંને શ્રુતસ્કંધ મળીને ત્રેવીશ અધ્યયનોથી અર્થાત્ તદનુસાર આચરણ ન કરવાથી;

૨૪. ચોવીશ દેવોની અવહેલના દ્વારા;

૨૫. પાંચ મહાવ્રતોના રક્ષણાર્થે પચીશ ભાવનાનું આચરણ ન કરવાથી;

૨૬. દશાશ્રુત સ્કંધના દશ અધ્યયન, બૃહત્ કલ્પના છ અધ્યયન અને વ્યવહાર સૂત્રના દશ અધ્યયન-ઉક્ત સૂત્રત્રયીના

* ચારિત્રને મલિન કરવાના હેતુ.

છત્રીશ અધ્યયનોના ઉદ્દેશાના કાળે કરીને અર્થાત્ તદનુસાર આચરણ ન કરવાથી;

૨૭. સાધુજીના સતાવીશ ગુણોને પૂર્ણતઃ ધારણ ન કરવાથી;

૨૮. આચારાંગ સૂત્રના પચીશ અધ્યયન અને નિશીથ સૂત્રના ત્રણ અધ્યયન મળી અઠાવીશ આચાર–પ્રકલ્પ અધ્યયનોથી અર્થાત્ તદનુસાર આચરણ ન કરવાથી;

૨૯. ઓગણત્રીશ પાપશ્રુતના પ્રસંગોથી અર્થાત્ મંત્ર આદિ પાપશ્રુતોનો પ્રયોગ કરવાથી;

૩૦. મહામોહનીય કર્મના ત્રીશ પ્રકારના સ્થાનોના સેવનથી;

૩૧. સિદ્ધના એકત્રીસ આદિગુણોની ઉચિત શ્રદ્ધા તથા પ્રરૂપણા ન કરવાથી;

૩૨. મન, વચન અને કાયાના શુભયોગના બત્રીશ પ્રકારના સંગ્રહ વિષે અસાવધતા રહેવાથી;

૩૩. અને તેત્રીશ પ્રકારની આશાતનાદ્વારા લાગેલા અતિચારોનું પ્રતિક્રમણ કરું છું અર્થાત્ તેનાથી નિવર્તું છું. (તેત્રીશ આશાતના આ પ્રમાણે છેઃ—

૧. અરિહંતો, ૨. સિદ્ધો, ૩. આચાર્યો, ૪. ઉપાધ્યાયો, ૫. સાધુઓ, ૬. સાધ્વીઓ, ૭. શ્રાવકો, ૮. શ્રાવિકાઓ, ૯. દેવો, ૧૦. દેવીઓ, ૧૧. આલોક, ૧૨. પરલોક, ૧૩. કેવળી પ્રરૂપિત ધર્મ, ૧૪. દેવ–મનુષ્ય અને અસુરો સહિત એવો સમગ્ર લોક, ૧૫. સર્વ પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વ, ૧૬. કાળ, ૧૭. શ્રુતજ્ઞાન, ૧૮. શ્રુતદેવતા, ૧૯. વાચનાચાર્ય–આ ઓગણીશની આશાતનાથી—

તથા ૨૦. યત્ વ્યાવિદ્ધ, ૨૧. વ્યત્યાગ્રેડિત, ૨૨. હીનાક્ષર,

૨૩. અત્યક્ષર, ૨૪. પદહીન, ૨૫. વિનયહીન, ૨૬. યોગહીન, ૨૭. ઘોષહીન, ૨૮. સુષ્ઠુદત્ત, ૨૯. દુષ્ઠુ-પ્રતીચ્છિત, ૩૦. અકાલકૃત સ્વાધ્યાય, ૩૧ કાલ અકૃત સ્વાધ્યાય ૩૨. અસ્વાધ્યાયિકમાં સ્વાધ્યાય, ૩૩. સ્વાધ્યાયિકમાં અસ્વાધ્યાય–એ તેત્રીશ આશાતનાઓથી જે અતિચાર લાગ્યાં હોય તે સર્વેથી નિવર્તુ છું અર્થાત્ તે સર્વે સંબંધી મારાં દુષ્કૃત્યો નિષ્ફળ થાઓ.

## શબ્દાર્થ

पडिक्कमामि = પ્રતિક્રમણ કરૂં છુ, નિવર્તુ છું

एगविहे = એક પ્રકારના

असंजमे = અસંયમથી

दोहिं = બે

बंधणेहिं = બંધનોથી

रागबंधणेणं = રાગના બંધનથી

दोसबंधणेणं = દ્વેષના બંધનથી

तीहिं = ત્રણ

दंडेहिं = દંડથી

मणदंडेणं = મન દંડથી

वयदंडेणं = વચન દંડથી

कायदंडेणं = કાયા દંડથી

गुत्तीहिं = ગુપ્તિઓથી

मणगुत्तीए = મનોગુપ્તિથી

वयगुत्तीए = વચન ગુપ્તિથી

कायगुत्तीए = કાય ગુપ્તિથી

सल्लेहिं = શલ્યથી, શળથી

माया-सल्लेणं = માયા શલ્યથી

नियाण-सल्लेणं = નિદાન શલ્યથી

मिच्छादंसण-सल्लेणं = મિથ્યાદર્શન શલ્યથી

गारवेहिं = ગૌરવથી; ગર્વથી

इड्ढीगारवेणं = ઋદ્ધિ ગૌરવથી

रसगारवेणं = રસ ગૌરવથી

सायागारवेणं = સાતા ગૌરવથી

विराहणाहिं = विराधनाओथी,
नाणविराहणाए = ज्ञाननी विराधनाथी
दंसणविराहणाए = दर्शननी विरानाथी; सम्यक्त्वनी विराधनाथी
चरित्तविराहणाए = चारित्रनी विराधनाथी
चउहिं = चार
कसाएहिं = कषायोथी
कोहकसाएणं = क्रोध कषायथी
माणकसाएणं = मान कषायथी
मायाकसाएणं = माया कषायथी
लोहकसाएणं = लोभ कषायथी
सण्णाहिं = संज्ञाओथी
आहारसण्णाए = आहार संज्ञाथी
भयसण्णाए = भय संज्ञाथी
मेहुणसण्णाए = मैथुन संज्ञाथी
परिग्गहसण्णाए = परिग्रह संज्ञाथी
विकहाहिं = विकथाओथी
इत्थीकहाए = स्त्री कथाथी
भत्तकहाए = भोजन कथाथी
देसकहाए = देश कथाथी
रायकहाए = राज्य कथाथी
झाणेहिं = ध्यानोथी
अट्टेणं झाणेणं = आर्त ध्यानथी
रुद्देणं झाणेणं = रौद्र ध्यानथी
धम्मेणं झाणेणं = धर्म ध्यानथी
सुक्केणं झाणेणं = शुक्ल ध्यानथी
पंचहिं = पांच
किरियाहिं = क्रियाओथी
काइयाए = कायिकीथी
अहिगरणियाए = आधिकरणिकीथी
पाउसियाए = प्राद्वेषिकीथी
पारितावणियाए = पारितापनिकीथी
पाणइवाय-किरियाए = प्राणातिपात क्रियाथी

**कामगुणेहिं** = કામગુણોથી
**सद्देण** = શબ્દથી
**रूवेणं** = રુપથી
**गंधेणं** = ગંધથી
**रसेणं** = રસથી
**फासेणं** = સ્પર્શથી
**महव्वएहिं** = મહાવ્રતોથી
**सव्वाओ** = સર્વ પ્રકારના
**पाणाइवायाओ** = પ્રાણાતિ-પાતથી; હિંસાથી
**मुसावायाओ** = મૃષાવાદથી; અસત્યથી
**अदिन्नादाणाओ** = અદત્તા દાનથી; ચોરીથી
**मेहुणाओ** = મૈથુનથી; અબ્રહ્મચર્યથી
**परिग्गहाओ** = પરિગ્રહથી; દ્રવ્ય ઉપરની મૂર્છાથી
**वेरमणं** = વિરમણ; નિવૃત્તિ
**समिईहिं** = સમિતિઓથી
**इरियासमिईए** = ઈર્યા સમિતિથી
**भासासमिईए** = ભાષા સમિતિથી
**एसणासमिईए** = એષણા સમિતિથી
**आयाणभंडमत्त-निक्खेवणासमिईए** = આદાન ભાણ્ડમાત્ર નિક્ષેપણ સમિતિ
**उच्चार** = ઝાડો
**पासवण** = પ્રસ્રવણ, મૂત્ર
**खेल** = શ્લેષ્મ, કફ
**जल्ल** = શરીરનો મેલ
**सिंघाण** = નાકનો મેલ
**पारिट्ठावणियासमिईए** = પરઠવાની સમિતિથી
**छहिं** = ૭
**जीवनिकाएहिं** = જીવ નિકાયોથી; જીવના સમૂહોથી
**पुढविकाएणं** = પૃથિવીકાયથી
**आउकाएणं** = અપકાયથી;
**तेउकाएणं** = તેજસકાયથી; અગ્નિકાયથી
**वाउकाएणं** = વાયુકાયથી
**वणस्सइकाएणं** = વનસ્પતિ કાયથી
**तसकाएणं** = ત્રસકાયથી
**लेसाहिं** = લેશ્યાઓથી
**किण्हलेसाए** = કૃષ્ણલેશ્યાથી

नीललेसाए = નીલ લેશ્યાથી
काउलेसाए = કાપોત લેશ્યાથી
तेउलेसाए = તેજો લેશ્યાથી
पम्हलेसाए = પદ્મ લેશ્યાથી
सुक्कलेसाए = શુક્લ લેશ્યાથી
सत्तहिं = સાત
भयट्ठाणेहिं = ભયના સ્થાનોથી
अट्ठहिं = આઠ
मयट्ठाणेहिं = મદ સ્થાનથી
नवहिं = નવ
बंभचेरगुत्तीहिं = બ્રહ્મચર્યની ગુપ્તિથી
दसविहे = દશ પ્રકારના
समणधम्मे = શ્રમણ ધર્મમાં
एकारसहिं = અગિયાર
उवासगपडिमाहिं = શ્રાવકની પ્રતિમાઓથી
बारसहिं = બાર
भिक्खुपडिमाहिं = ભિક્ષુ (સાધુ)ની પ્રતિમાઓથી
तेरसहिं = તેર
किरियाठाणेहिं = ક્રિયા સ્થાનોથી
चउद्दसहिं = ચૌદ
भूयगामेहिं = જીવ (ભૂતગ્રામ)ના સમૂહથી
पन्नरसहिं = પંદર
परमाहम्मिएहिं = પરમાધામિક (ભવનપતિ જાતના દેવો)થી
सोलसहिं = સોળ
गाहासोलसएहिं = સૂત્રકૃતાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધની ગાથા અધ્યયન સહિત સોળ અધ્યયનોથી
सत्तरसविहे = સતર પ્રકારના
असंजमे = અસંયમથી
अट्ठारसविहे = અઢાર પ્રકારના
अबंभे = અબ્રહ્મચર્યથી
एगूणवीसाए = ઓગણીશ
नायज्झयणेहिं = જ્ઞાતા સૂત્રના અધ્યયનોથી
वीसाए = વીશ
असमाहिठाणेहिं = અસમાધિના સ્થાનોથી
इक्कवीसाए = એકવીશ
सबलेहिं = શબલ દોષોથી
बावीसाए = બાવીશ

पवीसहेहिं = પરિષહોથી
तेवीसाए = તેવીશ
सूयगडज्झयणेहिं = સૂત્ર કૃતાગ સૂત્રના અધ્યયનોથી
चउवीसाए = ચોવીશ
देवेहिं = દેવોથી
पणवीसाए = પચીશ
भावणाहिं = ભાવનાઓથી
छव्वीसाए = છવીશ
दसाकप्पववहाराण = દશાશ્રુત સ્કંધ, બૃહત્કલ્પ અને વ્યવહાર સૂત્રના
उद्देसणकालेहिं = ઉદ્દેશાના કાળે કરીને
सत्तावीसाए = સતાવીશ
अणगारगुणेहिं = સાધુના ગુણોથી
अट्ठावीसाए = અઠ્ઠાવીશ
आयारप्पकप्पेहिं = આચાર પ્રકલ્પોથી, અથવા આચારાગના પચીશ અધ્યયન અને નિસીથના ત્રણ મળી કુલ અઠાવીશ અધ્યયનોથી
एगूणतीसाए = ઓગણત્રીશ
पावसुयप्पसंगेहिं = પાપ શ્રુતના પ્રસગોથી
तीसाए = ત્રીશ
महामोहनीयट्ठाणेहिं = મહામોહનીય (કર્મ)ના સ્થાનોથી
एगतीसाए = એકત્રીશ
सिद्धाइगुणेहिं = સિદ્ધના આદિ-ગુણોથી
बत्तीसाए = બત્રીશ
जोगसंगहेहिं = યોગ સગ્રહથી
तेत्तीसाए = તેત્રીશ
आसायणाहिं = આશાતનાથી
अरिहंताणं = અરિહંતોની
आसायणाए = આશાતનાથી
सिद्धाण = સિદ્ધોની
आयरियाणं = આચાર્યોની
उवज्झायाणं = ઉપાધ્યાયોની
साहूणं = સાધુઓની
साहुणीण = સાધ્વીઓની
सावयाणं = શ્રાવકોની
सावियाणं = શ્રાવિકાઓની
देवाणं = દેવોની

देवीणं = દેવીઓની
इहलोगस्स = આ લોકની
परलोगस्स = પરલોકની
केवलि-पण्णत्तस्स
धम्मस्स = કેવળી પ્રરૂપિત ધર્મની
सदेव-मणुयाऽसुरस्स
लोगस्स = દેવ, મનુષ્ય અને અસુર સહિત સમગ્ર લોકની

सव्वपाणभूयजीवसत्ताणं = સર્વે પ્રાણ, ભૂત, જીવ અને સત્વની
कालस्स = કાળની
सुयस्स = શ્રુતની
सुयदेवयाए = શ્રુત દેવતાની: તીર્થંકર તથા ગણધરની
वायणायरियस्स = વાચના-ચાર્યની

જં વાઇદ્ધં આદિ ચૌદ પદના અર્થો માટે સૂત્રપાઠ 'જ્ઞાન''માં જુઓ.

## વિવેચન

૧. संयम—

સં+યમ અર્થાત્ સાવધાનીપૂર્વક સમ્યક્ પ્રકારે ઇચ્છાઓનું નિયમન કરવું તે સંયમ છે. સંયમનું વિરોધી પદ અસયમ છે. તે જ સમસ્ત સાંસારિક દુ:ખોનું મૂળ છે. ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી થતા રાગ-દ્વેષ રૂપ કષાયભાવનું નામ અસંયમ છે. અસંયમ રહેવાથી આત્મા પોતાના વાસ્તવિક સ્વરૂપમાં પરિણતિ કરી શકતો નથી. અસંયમીની દૃષ્ટિ બહિર્મુખ હોય છે, પુદ્ગળ વાસનાને જ શ્રેય સમજે છે તેથી પ્રમાદવશ અંતર્હૃદય સાધના પટથી હટી ગયું હોય તો તેને આત્મ-સ્વરૂપમાં કેન્દ્રિત કરવા માટેનું પ્રતિક્રમણ છે.

૨. राग अने द्वेष बंध—

જન્મ-મરણ રૂપ સંસાર વિષ-વૃક્ષના બે જ બીજ છે: ૧ રાગ અને ૨ દ્વેષ. જૈનધર્મનું સંપૂર્ણ સાહિત્ય રાગદ્વેષના વિરોધમાં જ સન્નદ્ધ કરેલ છે. જૈનધર્મ નિવૃત્તિ પ્રધાન ધર્મ છે

તેથી રાગ-દ્વેષની નિવૃત્તિ ઉપર અધિક ભાર મૂકેલો છે. વીતરાગતાનું લક્ષ રાખ્યા વિના તપશ્ચરણનો, સાધનાનો કાંઈ અર્થ નથી.

આચાર્ય મુનિચંદ્ર કહે છે કે—"**रागद्वेषौ यदि स्यातां तपसा किं प्रयोजनम्?** જ્યાં રાગ દ્વેષ ભરેલા પડ્યા છે ત્યાં તપનું શું પ્રયોજન છે?

આચાર્ય નમિ કહે છે કે:—**बध्यतेऽष्टविधेन कर्मणा येन हेतुभूतेन तद् बन्धनम्।** રાગ-દ્વેષ દ્વારા આઠ કર્મોનું બંધન થાય છે તેથી તેને "બંધ" કહેલ છે.

આચાર્ય જિનદાસ મહત્તર કહે છે કે જેના દ્વારા આત્મા કર્મોથી રંગાય છે તે મોહની પરિણતિ રાગ છે અને જે મોહની પરિણતિથી કોઈ સાથે શત્રુતા ઘૃણા, ક્રોધ, અહંકાર આદિ કરવામાં આવે છે તે દ્વેષ છે—**रंजनं रज्यते वाऽनेन जीव इति रागः, राग एव बन्धनम्। द्वेषणं द्विषत्यनेन इति वा द्वेषः, द्वेष एव बन्धनम्-आवश्यक चूर्णि।**

આચાર્ય હરિભદ્ર કહે છે કે જે મનુષ્યે શરીર ઉપર તેલ ચોપડી રાખેલ હોય તેના શરીર ઉપર ધૂળ ઉડીને જેવી રીતે ચોંટી જાય છે તે પ્રમાણે રાગ-દ્વેષના ભાવથી આકિલન્ન થયેલ આત્મા પર કર્મ-રજનો બંધ થાય છે.

૩. दंड—

દુષ્પ્રયુક્ત મન, વચન અને કાયા એ ભાવ-દંડત્રયથી ચારિત્રરૂપ આધ્યાત્મિક ઐશ્વર્યનો વિનાશ થવાથી આત્મા દંડિત-ધર્મભ્રષ્ટ થાય છે.

**મનો** દંડ ૭ પ્રકારે છે:—વિષાદ કરવો, નિર્દય વિચાર કરવો, વ્યર્થ કલ્પના કરવી, મનને ભટકતું મૂકવું, દૂષિત કે અપવિત્ર વિકલ્પો કરવા અને ઘૃણા, દ્વેષ રાખી અન્યનું અમંગળ ચિંતવવું.

વચનદંડના ૭ પ્રકાર છે —અસત્ય ભાષણ, નિંદા કે ચુગલી કરવી, કઠોર વચન કહેવું, આત્મશ્લાઘા કરવી, વ્યર્થ વાતો કરવી અને સૂત્રસબંધી મિથ્યા પ્રરૂપણા કરવી

કાયદંડના ૭ પ્રકાર છે —કોઈને મારવું, પીડા આપવી, વ્યભિચાર સેવવો, ચોરી કરવી, અકડાઈને ચાલવું, વ્યર્થ ચેષ્ટા કરવી, અસાવધાનીથી ચાલવું

ગુપ્તિ—

અશુભ યોગથી નિવૃત્ત થઈ શુભ યોગમા પ્રવૃત્તિ કરવી તે ગુપ્તિ છે ગુપ્તિ અને સમિતિમા ભિન્નતા એ છે કે ગુપ્તિમાં અસત્ક્રિયાનો નિષેધ મુખ્ય છે અને સમિતિમા સત્ક્રિયામા પ્રવર્તન મુખ્ય છે ગુપ્તિ અંગયોગ ના પ્રવૃત્તિ રહિત પણ હોઈ શકે છે પરંતુ સમિતિ કદી પ્રવૃત્તિ રહિત હોતી નથી

મનોગુપ્તિ—આર્ત્ત અને રૌદ્રધ્યાન વિષયક મનમા સરંભ, સમારભ તથા આરભ સબંધી સકલ્પ-વિકલ્પ ન કરવા, લોક-પરલોક હિતકારી ધર્મધ્યાન સબધી ચિંતન કરવું, મધ્યસ્થભાવ રાખવો તે મનોગુપ્તિ છે

વચનગુપ્તિ—વચનના સરભ, સમારભ અને આરંભ સબધી વ્યાપારને રોકવો, વિકથા ન કરવી, અસત્ય ન બોલવું, નિંદા, ચુગલી ન કરવી, મૌન રહેવું તે વચનગુપ્તિ છે

કાયગુપ્તિ—શારીરિક ક્રિયા સબધી સરભ, સમારભ અને આરંભમાં પ્રવૃત્તિ ન કરવી, ઉઠવા-બેસવા-હાલવા-ચાલવા આદિમાં સંયમ રાખવો, અશુભ વ્યાપારોનો ત્યાગ કરી યતનાપૂર્વક સત્ પ્રવૃત્તિ કરવી તે કાયગુપ્તિ છે

संरंभ, समारंभ, आरंभ—

હિંસાદિ કાર્યો માટે પ્રયત્ન કરવાનો સંકલ્પ કરવો તે સંરંભ છે. તે સંકલ્પ અને કાર્યની પૂર્તિ માટે સાધન જોડવા તે સમારંભ છે, અને અંતમાં તેને કાર્યરૂપે પરિણત કરવું તે આરંભ છે.

તત્ત્વાર્થ સૂત્રકાર ઉમાસ્વાતિજીએ सम्यग्योगनिग्रहो गुप्तिः। ૯/૪ સૂત્ર દ્વારા પ્રશસ્ત યોગનિગ્રહને ગુપ્તિ કહેલ છે. તેનો અર્થ એવો છે કે: વિવેક અને શ્રદ્ધાપૂર્વક મન, વચન અને શરીરને ઉન્માર્ગથી રોકવાં અને સન્માર્ગમાં લગાવવા. તેથી ફલિત થાય છે કે હઠયોગાદિની ક્રિયાઓ દ્વારા થતો યોગનિગ્રહ ગુપ્તિમાં સમાવિષ્ટ થતો નથી.

ગુપ્તિનું યથાર્થ આચરણ ન કરવું, તેની શ્રદ્ધા ન કરવી અથવા ગુપ્તિ સંબંધમાં વિપરીત પ્રરૂપણા કરવી તે ગુપ્તિ સંબંધી અતિચાર છે.

શલ્ય—

આચાર્ય હરિભદ્ર કહે છે કે—"शल्यतेऽनेनेति शल्यम्।" આધ્યાત્મિક ક્ષેત્રમાં માયા, નિદાન અને મિથ્યાદર્શન ને શલ્ય એટલા માટે કહેલ છે કે જે પ્રમાણે કાંટો, તીર આદિ તીક્ષ્ણ વસ્તુ શરીરમાં લાગવાથી તે મનુષ્યને ક્ષુબ્ધ કરે છે તે પ્રમાણે સૂત્રોક્ત શલ્યત્રય સાધકના અંતર આત્માને વ્યાકુળ બનાવે છે. આ ત્રણે શલ્ય તીવ્ર કર્મ-બંધના હેતુઓ છે તેથી દુઃખોત્પાદક હોવાના કારણે શલ્ય છે.

માયા શલ્ય—

છળ-કપટ રાખવું, દોષની ગુરુ સમક્ષ માયાવશ આલોચના ન કરવી, અન્યરૂપે મિથ્યા આલોચના કરવી, કોઇ ઉપર મિથ્યા આરોપ મૂકવો આદિ માયા શલ્ય છે.

નિદાનશલ્ય—

ધર્માચરણના ફળરૂપે સાંસારિક ભોગોની કામના કરવી, લાલસા રાખવી તે નિદાન શલ્ય છે. ઉદાહરણ રૂપે કોઈ રાજા કે દેવતા આદિનો વૈભવ જોઈ કે સાંભળીને મનમાં સંકલ્પ કરવો કે મારા બ્રહ્મચર્ય-તપ આદિ ધર્મના ફળ સ્વરૂપ મને પણ એવી સમૃદ્ધિ, વૈભવ પ્રાપ્ત થાઓ. આ નિદાન શલ્ય છે.

મિથ્યાદર્શન શલ્ય—

સત્ય ઉપર અશ્રદ્ધા અને અસત્ય ઉપર કદાગ્રહ એ મિથ્યા દર્શન છે. આ શલ્ય અત્યંત ભયંકર છે. તેના કારણે કદી પણ સત્ય પ્રત્યે અભિરૂચિ થતી નથી. આ શલ્ય સમ્યગ્દર્શનનું વિરોધી છે, દર્શનમોહનીય કર્મનું ફળ છે.

गौरव—

ગૌરવ આત્માને સસારમાં ડુબાવનાર છે. ઉચ્ચ પદ, સત્કાર-સન્માન, વંદન, ઉન્નત આદિનું અભિમાન કરવુ તે ઋદ્ધિ ગૌરવ છે. દૂધ, દહીં, ઘૃત આદિ મધુર અને સ્વાદિષ્ટ રસો ઇચ્છાનુસાર પ્રાપ્ત થતાં અભિમાન કરવું તે રસ ગૌરવ છે. આરોગ્ય, શારીરિક સુખ, વસ્ત્ર, પાત્ર આદિ સુખના સાધનો મળતાં અભિમાન કરવું તે સાતાગૌરવ છે. ઉપરોક્ત વસ્તુઓ ન મળતાં તેની લાલસા કરવી તે પણ ગૌરવ છે.

आराधना—

દોષ નહિ લગાડતાં ચારિત્રનું વિશુદ્ધ પાલન કરવું તે આરાધના છે. તેથી ઉલટું જ્ઞાનાદિ આચારનું સમ્યક્‌રૂપે આરાધન ન કરવુ, તેનું ખંડન કરવું, તેમાં દોષ લગાડવો તે વિરાધના છે. **विगता आराहणा विराहणा।**–જિનદાસ મહત્તર. **कस्यचिद् वस्तुनः खण्डनं विराधनं, तदेव विराधना।**–આચાર્ય હરિભદ્ર.

**જ્ઞાન આરાધના—**

જ્ઞાન કે જ્ઞાનીની નિંદા કરવી, ગુર્વાદિનો અપલાપ કરવો, આશાતના કરવી, જ્ઞાન મેળવવામાં આલસ્ય કરવી, અન્યને અધ્યયનમાં અંતરાય પાડવી ઇત્યાદિ જ્ઞાન વિરાધના છે.

**દર્શન આરાધના—**

સમ્યક્ત્વ કે સમ્યક્ત્વીની નિંદા કરવી, મિથ્યાત્વ કે મિથ્યાત્વીની પ્રશંસા કરવી, પાખંડ મતનો આડંબર જોઈ સત્ય શ્રદ્ધાથી ડગમગવું તે દર્શન વિરાધના છે.

**ચારિત્ર આરાધના—**

અહિંસા, સત્યાદિ ચારિત્રનું સમ્યક્ પ્રકારે પાલન ન કરવું, તેમાં દોષ લગાડવો, તેનું ખંડન કરવું તે ચારિત્ર વિરાધના છે.

**कषाय—**

**कष** અને **आय** ના બહુવ્રીહિ સમાસથી 'કષાય' શબ્દ બન્યો છે. **कष्यन्ते प्राणी विविधदुःखैरस्मिन्निति कषः संसारः** —શ્રીનમિજી. કષનો અર્થ સંસાર થાય છે, કારણ તેમાં પ્રાણી વિવિધ દુઃખો દ્વારા કષ્ટ પામે છે **आय** નો અર્થ પ્રાપ્તિ થાય છે. **कषः संसारस्तस्य आयो लाभो येभ्यस्ते कषायाः।** જેનાથી સંસારનો લાભ થાય, અર્થાત્ જેનાથી જન્મ-મરણ રૂપ સંસાર વૃક્ષ સીંચાય અને ફુલેફાલે તેનું નામ કષાય છે. કષાયના અભાવમાં જન્મ-મરણની પરંપરાનું વૃક્ષ સ્વયં સુકાઈ નષ્ટ થઈ જાય છે.

કષાય પ્રગટ રૂપે કે અપ્રગટ રૂપે આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ શુદ્ધ સ્વરૂપને મલિન કરી દે છે અને તેની સુખશાંતિ હરી લે છે.

कोहो पोइं पणासेइ, माणो विणय-नासणो।
माया मित्ताणि नासेइ, लोहो सव्व-विणासणो।
उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे,
मायमज्जव-भावेणं, लोभं संतोसओ जिणे॥

—દશવૈકાલિક સૂત્ર ૮/૩૮-૩૯.

અર્થાત્ ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રતાનો નાશ કરે છે અને લોભ સર્વે સદ્‌ગુણોનો નાશ કરે છે.

શાંતિથી ક્રોધને, મૃદુતાથી માનને, સરળતાથી માયાને અને સંતોષથી લોભને જીતવા જોઈએ.

પ્રત્યેક સાધકે આ દશવૈકાલિક સૂત્રની અમરવાણી હૃદયપટ ઉપર અહર્નિશ અંકિત રાખવી જોઈએ.

**संज्ञा—**

મોહનીય અને અસાતાવેદનીય કર્મના ઉદયથી જ્યારે ચેતના-શક્તિ વિકારયુક્ત બને છે ત્યારે તે ' संज्ञा ' પદવાચ્ય બને છે. તેનો સીધોસાદો અર્થ કરવો હોય તો " કર્મોદયના પ્રાબલ્યથી થતી અભિલાષા કે ઇચ્છા તે સંજ્ઞા છે.

સાંસારિક ભોગોની ઇચ્છા કરતાં રહેવાથી આત્માનું પતન થાય છે. ક્ષુધા વેદનીય કર્મના ઉદયથી આહારની આવશ્યકતા રહે છે તે તો ઠીક છે. પરંતુ મોહનો આશ્રય લઇ તે સંજ્ઞા જ્યારે અધિક બળ પ્રાપ્ત કરી લે છે ત્યારે તે ઘાતક બને છે.

ભય મોહનીય કર્મના ઉદયથી આત્મામાં જે ત્રાસનો ભાવ પેદા થાય છે તે ભય-સંજ્ઞા છે. ભય આત્મશક્તિનો નાશ કરે છે. ભયાકુળ મનુષ્ય પોતાના સમ્યગ્દર્શનને સુરક્ષિત રાખી શકતો નથી.

ભયની વાત સાંભળવાથી, ભયાનક દશ્ય જોવાથી અને ભયના કારણોનું વારંવાર ચિંતન કરવાથી ભયસંજ્ઞા ઉત્પન્ન થાય છે.

વેદમોહોદય સંવેદન અર્થાત્ મૈથુનની ઇચ્છા એ મૈથુન સંજ્ઞા કહેવાય છે. કામવાસના સર્વે પાપોની જડ છે. કામથી ક્રોધ, મોહ, સ્મૃતિભ્રંશ, બુદ્ધિ નાશ અને અંતમાં મૃત્યુના ચક્રમાં માનવ ફસાઇ પડે છે. કામ કથાના શ્રવણથી, સદૈવ મૈથુનનો વિચાર કરવાથી આદિ કારણોથી મૈથુન સંજ્ઞા પ્રબળ બને છે.

લોભ મોહનીયના ઉદયથી મનુષ્યની સંગ્રહવૃત્તિ જાગ્રત થાય છે. પરિગ્રહની વાત સાંભળી, સુંદર વસ્તુ જોઈ અને સદૈવ સંગ્રહ વૃત્તિનું ચિંતન આદિ કારણોથી પરિગ્રહ-સંજ્ઞા બળ પ્રાપ્ત કરી લે છે.

**विकथा —**

આધ્યાત્મિક અર્થાત્ સંયમ-જીવનને દુષિત કરનાર વિરૂદ્ધ ભ્રષ્ટ કથાને વિકથા કહે છે. **विरुद्धा विनष्टा वा कथा विकथा ।** –આચાર્ય હરિભદ્ર. મનુષ્યને સમય મળતાં પોતાના અભ્યુત્થાન માટે વિચાર ન કરતાં વિકથાદ્વારા જીવન નષ્ટ કરી દે છે.

સ્ત્રીની સુંદરતા આદિની કથા કરવી તે સ્ત્રી કથા છે. અમુક ભોજન કેટલું સુંદર રીતે બનાવ્યું હતું ! લાડુ પુષ્ટિકર છે કે જલેબી ? આદિ ભોજન વિકથા છે. દેશોની વિવિધ શૃંગાર રચના, ભોજન-પદ્ધતિ આદિની નિંદા કે પ્રશંસા કરવી તે દેશ કથા છે. રાજાઓની સેના, રાણીઓ, ભોગ-વિલાસ આદિનું વર્ણન કરવું તે રાજકથા છે. રાજકથા હિંસા અને ભોગ-વાસનાના ભાવોને ઉત્તેજિત કરનાર હોય સર્વથા હેય ( ત્યાજ્ય ) છે.

**ध्यान—**

નિર્વાત સ્થાનમાં સ્થિર દીપ-શિખા સમાન નિશ્ચલ અને

અન્ય વિષયોના સંકલ્પ રહિત કેવળ એક જ વિષયના ધારાવાહી ચિંતનને ધ્યાન કહે છે અર્થાત્ અંતર્મુહૂર્ત માત્ર સુધી સ્થિર અધ્યવસાય અને મનની એકાગ્રતાને ધ્યાન કહે છે.

जीवस्स एगग्ग-जोगाभिणिवेसो झाणं।
अंतोमुहुत्तं तीव्रयोगपरिणामस्य अवस्थानमित्यर्थः।
—આચાર્ય જિનદાસ ગણી

ધ્યાન બે પ્રકારના છે. આર્ત અને રૌદ્રધ્યાન અપ્રશસ્ત છે તેથી ત્યાજ્ય છે. ધર્મ અને શુક્લધ્યાન પ્રશસ્ત છે તેથી ઉપાદેય (આદરણીય) છે

અનિષ્ટ વસ્તુના સંયોગથી, ઇષ્ટ વસ્તુના વિયોગથી, રોગાદિના કારણથી, તથા ભોગોની લાલસાથી મનમા જે એક પ્રકારની વિહ્વળતા આવે છે તે આર્તધ્યાન છે

હિંસાદિ ક્રૂર વિચાર કરવા તે રૌદ્ર ધ્યાન છે. હિંસા, જૂઠ, ચોરી, પ્રાપ્ત વિષયભોગોની સંરક્ષણ વૃત્તિથી જે ક્રૂરતાનો ઉદ્ભવ થાય છે તે તથા તેનું સતત ચિંતન, પ્રવૃત્તિ આદિ સર્વે રૌદ્ર ધ્યાન છે

શ્રુત અને ચારિત્રની સાધનાને ધર્મ કહે છે ધર્મ સંબધી જે ચિંતન, મનન કરવામા આવે તે ધર્મધ્યાન છે સૂત્રાર્થની સાધના, મહાવ્રતોને ધારણ કરવા, બંધ અને મોક્ષના હેતુનો વિચાર કરવો, પાંચ ઇંદ્રિયોના વિષયોથી નિવૃત્તિ, પ્રાણી માત્ર પર દયાભાવ આદિ શુભ લક્ષ્યો ઉપર મનની એકાગ્રતા હોવી તે ધર્મધ્યાન છે.

કર્મમળને શુદ્ધ કરનાર અને શોકને દૂર કરનાર શુક્લધ્યાન છે
शोधयत्यष्ट प्रकारकर्ममलं शुचं वा क्लमयतीति शुक्लम्।
—આચાર્ય નમિ ધર્મધ્યાન શુક્લધ્યાનનું સાધક છે શુક્લધ્યાનમા પહોચીને મન પૂર્ણ એકાગ્ર, સ્થિર, નિશ્ચલ અને નિસ્પંદ બની

જાય છે. સાધકની સામે ગમે તેટલા સુંદર પ્રલોભન હોય, તેના શરીરના તલ-તલ જેવડા ટુકડા થતા હોય છતાં શુક્લધ્યાનમાં સ્થિર થયેલ, ચિત્ત લેશમાત્ર ચલાયમાન થતું નથી. શુક્લધ્યાનની ઉત્કૃષ્ટતા કેવળજ્ઞાન ઉત્પન્ન કરાવે છે અને કેવળજ્ઞાનની પ્રાપ્તિ સદૈવ જન્મ-મરણના બંધનથી આત્માને મુક્ત કરે છે. ધ્યાન સંબંધી પ્રાકૃત સંસ્કૃત સમિશ્રિત એક સુંદર ગાથા અત્રે ઉધ્ધૃત કરીએ છીએ:—

हिंसाणुरंजितं रौद्रं, अट्टं कामाणुरंजितं।
धम्माणुरंजियं धम्मं, सुक्कं झाणं निरंजणं॥

અર્થાત્ હિંસાથી રંગાયેલ ધ્યાન તે રૌદ્ર, કામથી અનુરંજિત ધ્યાન તે આર્ત અને ધર્મથી અનુરંજિત ધ્યાન તે ધર્મધ્યાન છે. શુક્લધ્યાન પૂર્ણ નિરંજન છે.

क्रिया—

કર્મબંધ કરાવનાર ચેષ્ટા અર્થાત્ હિંસા પ્રધાન દુષ્ટ વ્યાપાર વિશેષને ક્રિયા કહે છે. વિસ્તૃત રૂપે ક્રિયાના ૨૫ ભેદ માનવામાં આવ્યા છે, પરંતુ અન્ય સર્વે ક્રિયાઓનો સૂત્રોકત પાંચ ક્રિયામાં જ અંતર્ભાવ થઈ જાય છે, તેથી મૂળ ક્રિયા પાંચ જ માનવામાં આવે છે.

કાયિકી—કાયા દ્વારા થતી ક્રિયાને "કાયિકી" કહે છે. તેના ત્રણ ભેદ છે: મિથ્યાદષ્ટિ અને અવિરત સમ્યગ્દૃષ્ટિની ક્રિયા અવિરત કાયિકી હોય છે. પ્રમત્ત સંયમી મુનિની ક્રિયા દુષ્પ્રણિહિત કાયિકી હોય છે, અને અપ્રમત્ત સંયમીની ક્રિયા સાવદ્યયોગથી ઉપરત હોવાથી ઉપરત કાયિકી હોય છે.

આધિકરણિકી—જેના દ્વારા આત્મા નરકાદિ દુર્ગતિનો અધિકારી બને એવા દુર્મંત્રાદિના અનુષ્ઠાન વિશેષ અથવા ઘાતકશસ્ત્ર

આદિ અધિકરણ કહેવાય છે. અધિકરણ નિષ્પન્ન ક્રિયા આધિકરણિકી છે.

પ્રાદ્વેષિકી—પ્રદ્વેષનો અર્થ મત્સર, ઈર્ષા, જલન થાય છે. આ અકુશળ પરિણામ કર્મબંધનું પ્રબળ કારણ માનવામાં આવે છે. જીવ કે અજીવ, કોઈપણ પદાર્થ પ્રત્યે દ્વેષભાવ રાખવો તે પ્રાદ્વેષિકી ક્રિયા છે.

પારિતાપનિકી—તાડન (માર મારવો તે) આદિ દ્વારા અપાતું દુઃખ પરિતાપન કહેવાય છે. પરિતાપન નિષ્પન્ન ક્રિયા તે પારિતાપનિકી ક્રિયા છે. પરિતાપન પોતાના તથા અન્યના શરીર ઉપર કરવામાં આવે છે તેથી સ્વ તથા પરના ભેદથી પારિતાપનિકી ક્રિયા બે પ્રકારની છે.

પ્રાણાતિપાતિકી—પ્રાણોનો નાશ કરનાર ક્રિયા પ્રાણાતિપાતિકી કહેવાય છે. તેના બે ભેદ છે: ક્રોધાદિ કષાયવશ પોતાની હિંસા કરવી તે સ્વપ્રાણાતિપાતિકી ક્રિયા છે અને તે પ્રમાણે કષાયવશ અન્યની હિંસા કરવી તે પરપ્રાણાતિપાતિકી ક્રિયા છે.

कामगुण—

કામનો અર્થ " વિષયભોગ " છે. તેને માટેના સાધનો રૂપ, રસ આદિને કામગુણ કહે છે.

માનવ જીવનમાં સર્વત્ર બંધનની જાળ બિછાયેલી છે, ક્યાંય નયન-વિમોહક સુંદર રૂપની તો ક્યાંય ભયાનક કુરૂપની; ક્યાંય સુગંધની તો ક્યાંય દુર્ગંધની, ક્યાંય મધુર મિષ્ટાન્ન રસનેન્દ્રિયને લલચાવે છે તો ક્યાંય કટુ, તીખા આદિ કુરસવાળા ખાદ્ય પદાર્થ બેચેન બનાવે છે. ક્યાંય અનુકૂળ સ્પર્શની જાળ છે તો ક્યાંય કર્કશ કઠોર સ્પર્શની જાળ હોય છે. તે સર્વે પર રાગદ્વેષ ન કરતાં

તેમાં તટસ્થ ભાવ રાખવો તે જ રાગદ્વેષના બંધનથી છુટકારો છે, તે જ મધ્યમ-પથ છે.

**મહાવ્રત—**

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ-તે જ્યારે મર્યાદિત રૂપે અંગીકાર કરવામાં આવે છે ત્યારે અણુવ્રત કહેવાય છે, કિંતુ પૂર્ણ આત્મબળ દ્વારા આ વ્રતોની નવકોટિએ સદા સર્વદા પૂર્ણ સાધના કરવામાં આવે છે ત્યારે તે મહાવ્રત કહેવાય છે પાંચ મહાવ્રત સાધુના પાંચ મૂળ ગુણ કહેવાય છે. તે સિવાય શેષ આચાર ઉત્તર ગુણ કહેવાય છે. ઉત્તર ગુણોનો આદર્શ મૂળ ગુણની રક્ષાનો જ છે, સ્વયં સ્વતંત્ર તેનું પ્રયોજન નથી.

અત્રે પાંચ મહાવ્રતોનું પ્રતિક્રમણ કરવામા આવ્યુ છે તે તેમાં રાગદ્વેષાદિના ઔદયિક ભાવથી પ્રમાદવશ લાગેલા દોષો માટે છે.

**સમિતિ—**

વિવેકયુક્ત બનીને પ્રવૃત્તિ કરવી તે સમિતિ છે **सम् = एकी भावेन इतिः = प्रवृत्तिः समितिः शोभनैकाग्रपरिणामचेष्टे-त्यर्थः ।—आचार्य नमि.** પ્રાણાતિપાત આદિ પાપોથી નિવૃત્ત રહેવા માટે પ્રશસ્ત એકાગ્રતાપૂર્વક કરવામાં આવતી આગમોક્ત સમ્યક્ પ્રવૃત્તિને સમિતિ કહે છે.

**ઈર્યા સમિતિ**—યુગ પરિમાણ ભૂમિને એકાગ્ર ચિત્તથી જોઈ જીવોને બચાવી યતનાપૂર્વક ગમનાગમન કરવુ તે ઈર્યાસમિતિ છે.

**ભાષા સમિતિ**—આવશ્યકતા હોય ત્યારે ભાષાના દોષનો પરિહાર કરી યતનાપૂર્વક બોલવુ અર્થાત્ હિત, મિત, સત્ય અને સ્પષ્ટ વચન કહેવાં તે ભાષા સમિતિ છે.

**એષણા સમિતિ**—ગોચરીના ૪૨ દોષ રહિત શુદ્ધ આહાર પાણી તથા વસ્ત્રપાત્રાદિ ઉપધિ ગ્રહણ કરવાં તે એષણા સમિતિ છે.

**આદાનભાણ્ડ નિક્ષેપણ સમિતિ**—વસ્ત્ર, પાત્ર, પુસ્તકાદિ ઉપકરણોને ઉપયોગપૂર્વક ગ્રહણ કરવા તથા જીવરહિત પ્રમાર્જિત ભૂમિ ઉપર રાખવા તે આદાનભાણ્ડ નિક્ષેપણ સમિતિ છે.

**પારિષ્ઠાપનિકા સમિતિ**—મળ, મૂત્ર આદિ અથવા ભુક્તશેષ ભોજન અને તૂટેલા પાત્રાદિ પરઠવા-યોગ્ય વસ્તુ જીવરહિત એકાંત સ્થણ્ડિલ ભૂમિમા પરઠવા-જીવાદિ ઉત્પન્ન ન થાય એતદર્થે ઉચિત યતના કરવી તે પારિષ્ઠાપનિકા સમિતિ છે.

**जीवनिकाय—**

જીવ એટલે ચૈતન્ય અર્થાત્ આત્મા નિકાય એટલે રાશિ અર્થાત્ સમૂહ જીવોની રાશિને જીવનિકાય કહે છે જીવહિંસાના ૭ કારણ આચારાંગ સૂત્રમા દર્શાવ્યા છે—(૧) જીવન નિર્વાહ માટે, (૨) પ્રશંસા માટે, (૩) સન્માન માટે, (૪) અન્નપાન આદિનો સત્કાર પ્રાપ્ત કરવા, (૫) ધર્મ-ભ્રાન્તિના કારણે જન્મ-મરણથી મુક્તિ મેળવવા માટે (૬) આરોગ્ય, સુખ, શાંતિ પ્રાપ્ત કરવા આ સૂત્રમાં પ્રમાદવશ કોઈ પણ જીવને પીડા-દુ:ખ આપ્યા હોય તેનુ પ્રતિક્રમણ કરવામાં આવેલ છે

**लेश्या—**

લેશ્યાનો સંક્ષિપ્ત અર્થ "મનોવૃત્તિ કે વિચાર તરંગ" છે આત્માના જે શુભાશુભ પરિણામો દ્વારા શુભાશુભ કર્મનું સંશ્લેષ થાય છે તે પરિણામ લેશ્યા કહેવાય છે. મન, વચન અને કાયારૂપ યોગનું પરિણામ એ 'લેશ્યા' પદવાચ્ય છે.

**કૃષ્ણ લેશ્યા**—આ લેશ્યાવાળાના વિચારો અતીવ ક્રૂર, કઠોર

અને નિર્દય હોય છે. અહિંસા, સત્યાદિ પ્રત્યે તેને ઘૃણા હોય છે. ગુણદોષનો વિચાર કર્યા વિના કોઈ પણ કાર્યમાં પ્રવૃત્ત થાય છે. લોક-પરલોકના અનિષ્ટ પરિણામોથી ડર હોતો નથી. તે અજિતેન્દ્રિય અને ભોગવિલાસી હોય છે, અને પોતાના જ સુખની ચિંતા રાખે છે. અન્યના જીવન માટે તેને લેશ માત્ર ચિંતા હોતી નથી.

**નીલ લેશ્યા**—કૃષ્ણ લેશ્યાની અપેક્ષા આ લેશ્યા જરા ઠીક છે, પરંતુ ઉપાદેય નથી. આ આત્મા ઈર્ષાળુ, અસહિષ્ણુ, માયાવી, નિર્લજ્જ, સદાચાર શૂન્ય, રસલોલુપ હોય છે. પોતાની સુખ-સુવિધામાં જરા પણ કચાશ આવવા દેતા નથી, પરંતુ જે પ્રાણીઓ દ્વારા તેને સુખ મળે છે તેની અજ-પોષણના ન્યાયે કાંઈક સંભાળ રાખે છે.

**કાપોત લેશ્યા**—આ મનોવૃત્તિ પણ દૂષિત છે. આ વ્યક્તિ વિચારમાં, બોલવામાં, કાર્ય કરવામા વક્ર હોય છે. સ્વદોષ છૂપાવે છે. કઠોર-ભાષી હોય છે. પરંતુ પોતાના સુખ સુવિધામાં સહાયક બનનાર પ્રત્યે કરૂણાવશ નહિ, કિંતુ સ્વાર્થવશ સંરક્ષણનો ભાવ રાખે છે.

**તેજો લેશ્યા**—આ મનોવૃત્તિ પવિત્ર છે. તે લેશ્યાવાળી વ્યક્તિ નમ્ર, વિચારશીલ, દયાળુ અને ધર્મમાં અભિરૂચિવાળી હોય છે. પોતાની સુખસુવિધાઓને અલ્પ મહત્ત્વ આપે છે અને અન્ય તરફ અધિક ઉદારભાવ રાખે છે.

**પદ્મ લેશ્યા**—આ લેશ્યાવાળી વ્યક્તિનું જીવન કમળ સમાન, સુગંધ આપનાર હોય છે. તેનું મન શાંત, નિશ્ચળ અને અશુભ પ્રવૃત્તિને રોકનાર હોય છે. પાપથી ભય રહે છે, મોહ અને શોક ઉપર વિજય પ્રાપ્ત કરે છે. ક્રોધ, માન આદિ કષાયો અધિકાંશ

ક્ષીણ કે ઉપશમ કરનાર હોય છે તે મિતભાષી, જીતેન્દ્રિય, શાંત ચિત્ત અને સૌમ્ય હોય છે

**શુક્લ લેશ્યા**—આ મનોવૃત્તિ સર્વથી અધિક વિશુદ્ધ હોવાથી શુક્લ કહેવાય છે. તે વ્યક્તિ પોતાના સુખો પ્રત્યે બેદરકાર હોય છે, અને અન્ય પ્રાણીને કષ્ટ આપતી નથી. આર્ત્ત અને રૌદ્ર ધ્યાનને છોડી ધર્મ અને શુક્લ ધ્યાન ધરે છે. આસક્તિ રહિત શાંત ચિત, દમિતેન્દ્રિય, રાગદ્વેષની પરિણતિને હટાવી વીતરાગભાવ ધારણ કરનાર અને સમભાવ રાખનાર હોય છે

પહેલી ત્રણ લેશ્યા હેય (ત્યાજ્ય) છે, બીજી ત્રણ ઉપાદેય છે. અંતિમ શુક્લ લેશ્યા વિના આત્મવિકાસની પૂર્ણતા થતી નથી

**सात भयस्थान—**

૧ **ઇહલોક ભય**—પોતાની જાતિ કે પ્રાણીથી ડરવું, જેમકે મનુષ્ય મનુષ્યથી, તિર્યંચ તિર્યંચથી ડરે તે

૨ **પરલોક ભય**—પર જાતિથી ડરવુ, જેમકે મનુષ્ય દેવ કે તિર્યંચથી ડરે તે

૩ **આદાન ભય**—પોતાની વસ્તુની રક્ષા માટે ચોર આદિથી ડરવુ તે

૪ **અકસ્માત ભય**—કોઈ બાહ્ય નિમિત્ત વિના સ્વય સશંક બની રાત્રિ આદિમા અચાનક ડરવુ તે.

૫ **આજીવ ભય**—દુષ્કાળ આદિમા જીવનયાત્રા માટે ભોજન આદિની અપ્રાપ્તિના દુર્વિકલ્પથી ડરવુ તે

૬ **મરણ ભય**—મૃત્યુથી ડરવુ તે

૭ **અશ્લોક ભય**—અપયશની આશંકાથી ડરવુ તે

—**સમવાયાંગ સૂત્ર**

ભય-મોહનીય કર્મના ઉદયથી આત્માના ઉદ્વેગરૂપ પરિણામ વિશેષને ભય કહે છે કોઈ પણ ભયથી નહિ ડરતાં નિર્ભય બનવું જોઈએ ભયથી સયમ જીવન દુષિત બને છે, તેનુ પ્રતિક્રમણ કરવામા આવે છે.

**आठ मद स्थान—**

સ્થાનનો અર્થ હેતુ અથવા કારણ છે આચાર્ય જીનદાસે તેનો અર્થ "પર્યાય અર્થાત ભેદ" એવો કરેલ છે.

સમવાયાંગ સૂત્રમાં ૮ મદ દર્શાવ્યાં છેઃ જેમકે (૧) જાતિ મદ, (૨) કુળ મ', (૩) બળ મદ, (૪) રૂપ મદ, (૫) તપ મદ, (૬) શ્રુત મદ (શાસ્ત્રાભ્યાસ અર્થાત્ પંડિત હોવાનું અભિમાન), (૭) લાભ મદ, (અભીષ્ટ વસ્તુ મળતાં અભિમાન થવુ તે) (૮) ઐશ્વર્ય મદ.

માન-મોહનીય કર્મના ઉદયજન્ય આઠેય મદ સર્વથા ત્યાજ્ય છે

**नव ब्रह्मचर्य गुप्ति—**

બ્રહ્મનો અર્થ પરમાત્મા છે. આત્માને પરમાત્મા બનાવવા માટે જે ચર્યા અર્થાત્ ગમન કરવામાં આવે છે તેનું નામ બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યની રક્ષા માટે નિમ્નોક્ત નવ ગુપ્તિ બતાવેલ છે.

૧. **વિવિક્ત-વસતિ-સેવન**—સ્ત્રી, પશુ અને નપુંસકોથી યુક્ત સ્થાનમાં ન રહેવુ.

૨ **સ્ત્રી કથા પરિહાર**—સ્ત્રીઓની કથા, વાર્તા, સૌંદર્ય આદિની ચર્ચા ન કરવી.

૩ **નિષદ્યાનુપવશન**—સ્ત્રી સાથે એક આસને બેસવુ નહિ. તેના ઉઠયા બાદ પણ તે આસને એક મુહુર્ત સુધી બેસવુ નહિ.

૪. **સ્ત્રી-અંગોપાંગાદર્શન**—સ્ત્રીના મનોહર અંગ ઉપાંગ ન

જેવા જો અકસ્માત દૃષ્ટિ પડી જાય તો સહસા હટાવી, તેનું પુનઃ ચિંતન ન કરવું

૫ કુડ્યાન્તર-શબ્દ શ્રવણાદિ-વર્જન—દીવાલ આદિને આંતરે સ્ત્રીના શબ્દ, ગીત, રૂપ આદિ સાંભળવા નહિ, જોવા નહિ.

૬. પૂર્વ ભોગાઽસ્મરણ—પહેલાં ભોગવેલા ભોગોનું સ્મરણ ન કરવું

૭ પ્રણીત ભોજન ત્યાગ— વિકારોત્પાદક ગરિષ્ઠ ભોજન ન કરવુ

૮ અતિમાત્ર ભોજન ત્યાગ—અતિ આહાર કરવો નહિ.

૯. વિભુષા-પરિવર્જન—પોતાના શરીરની વિભુષા કરવી નહિ.

આ ગુપ્તિઓનું વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રના ૧૬ મા અધ્યયન પ્રમાણે છે. પરંતુ સમવાયાંગ સૂત્રમા ગુપ્તિઓનો ઉલ્લેખ અન્ય રૂપે કરેલ છે ક્યાં શુ ભેદ છે તે અહીંયા સંક્ષેપમા બતાવવામાં આવે છે —

સમવાયાંગ સૂત્રમાં ૩ જી ગુપ્તિ "સ્ત્રીઓના સમુદાય સાથે નિકટ સંપર્ક રાખવો નહિ" તે છે. 'नो इत्थीणं गणाइं सेवित्ता भवइ ३'

સમવાયાંગ સૂત્રમાં પ્રણીતરસ ભોજનત્યાગ અને અતિભોજન ત્યાગ ગુપ્તિની સંખ્યા ક્રમશઃ પાચમી અને છઠ્ઠી છે પૂર્વભોગ સ્મરણનો ત્યાગ તથા શબ્દ-રૂપાનુપાતિતા આદિનો ત્યાગ સાતમા અને આઠમા નંબર ઉપર છે

સમવાયાંગ સૂત્રમાં નવમી ગુપ્તિનું સ્વરૂપ સાંસારિક સુખોપભોગની આસક્તિનો ત્યાગ છે આ વિભુષાનુવાદિતાથી અધિક વ્યાપક છે. કોઈપણ પ્રકારના સુખોપભોગની કામના સ્વયં અબ્રહ્મચર્ય છે.

'नो साया-सोक्ख-पडिबद्धे या वि भवइ ८। ३' समवायांग सूत्र नवम समवाय।

दश श्रमण धर्म

१ ક્ષાંતિ—ક્રોધ ન કરવો

૨ માર્દવ—મૃદુભાવ રાખવો, જાતિકુળ આદિનો અહંકાર ન કરવો

૩ આર્જવ—ઋજુભાવ-સરળતા રાખવી, માયા ન કરવી.

૪ મુક્તિ—લોભ ન કરવો

૫ તપ—અનશન આદિ બાર પ્રકારનું તપશ્ચરણ કરવુ.

૬ સંયમ—હિંસા આદિ આસ્રવોનો નિરોધ કરવો

૭ સત્ય

૮ શૌચ-સંયમમાં દૂષણ ન લગાડવુ

૯. અકિંચન્ય—પરિગ્રહ ન રાખવો, ૧૦ બ્રહ્મચર્ય

આ દશવિધ શ્રમણ ધર્મ આચાર્ય હરિભદ્ર દ્વારા ઉધ્ધૃત પ્રાચીન સંગ્રહણી ગાથા અનુસાર નિમ્નોક્ત છે—

खंती य मद्दवज्जव, मुत्ती तव संजमे य बोद्धव्वे।
सच्चं सोयं आकिंचणं च, बभं च जइ-धम्मो॥

ઉપાસક (શ્રાવક)ની અગિયાર પ્રતિમા

૧ દર્શન પ્રતિમા-કોઈ પ્રકારનો રાજાભિયોગ આદિ આગાર ન રાખી શુદ્ધ, નિરતિચાર, વિધિપૂર્વક સમ્યગ્દર્શનનું પાલન કરવુ. આ પ્રતિમા વ્રત-રહિત-દર્શન-શ્રાવકની હોય છે તેમાં મિથ્યાત્વ રૂપ કદાગ્રહનો ત્યાગ મુખ્ય છે 'सम्यग् दर्शनस्यशङ्कादिशल्यरहितस्य अणुव्रतादि गुणविकलस्य योऽभ्युपगम। सा प्रतिमा

પ્રથમેતિ।'—અભયદેવ, સમવાયાંગ વૃત્તિ. આ પ્રતિમાનું આરાધન એક માસ સુધી કરવામાં આવે છે.

૨. વ્રત પ્રતિમા—પૂર્વે કરેલી ક્રિયા સહિત પાંચ અણુવ્રત આદિ વ્રતોની પ્રતિજ્ઞાઓનું યથાર્થ પાલન કરે, કિંતુ સામાયિકનું યથા-સમય સમ્યક્ પાલન ન કરી શકે. આ પ્રતિમા બે માસની છે.

૩. સામાયિક પ્રતિમા—પૂર્વે કરેલી ક્રિયા સહિત આ પ્રતિમામાં પ્રાતઃ અને સંધ્યાકાળે સામાયિક વ્રત નિરતિચાર ત્રણ માસ સુધી કરે, કિંતુ પર્વદિનમાં પૌષધવ્રતનું સમ્યક્ પ્રકારે પાલન થતું નથી.

૪. પૌષધ પ્રતિમા—પૂર્વની ક્રિયા સહિત ચાર માસ સુધી ૭ પર્વો (બે આઠમ, બે ચૌદસ, પૂર્ણિમા અને અમાસ)ના દિવસોએ નિરતિચાર પરિપૂર્ણ પૌષધોપવાસ વ્રત કરે.

૫ નિયમ પ્રતિમા—પૂર્વની સર્વે ક્રિયા સહિત નિમ્નોક્ત નિયમનું પાલન કરવામા આવે છે—સ્નાન ન કરવું, રાત્રિએ ચારેય આહારનો ત્યાગ, દિનમાં અપ્રકાશિત મકાનમાં ભોજન ન કરે, ધોતિયાની કાછડી વાળવી નહિ, દિવસનું બ્રહ્મચર્ય પાળવુ, રાત્રિએ મૈથુનની મર્યાદા કરવી, પર્વને દિવસે પૌષધ હોવાથી રાત્રિ-મૈથુનનો ત્યાગ અને રાત્રિએ કાયોત્સર્ગ કરવો. આ પ્રતિમા ઓછામાં ઓછી એક દિન, બે દિન આદિ અને અધિકથી અધિક પાંચ માસ સુધી હોય છે.

૬. બ્રહ્મચર્ય પ્રતિમા—ઉપરોક્ત સર્વે ક્રિયાઓ સહિત બ્રહ્મચર્યનું નિરતિચાર પૂર્ણ પાલન કરે. આ પ્રતિમાની કાળ મર્યાદા જઘન્ય એક રાત્રિની અને ઉત્કૃષ્ટ ૭ માસની છે. (જઘન્ય એક રાત્રીનો અર્થ જઘન્ય એક અહોરાત્રી લેવાનો છે.).

૭ સચિત્ત ત્યાગ પ્રતિમા—પૂર્વોક્ત સર્વે ક્રિયાઓ સહિત સચિત્ત આહાર આદિનો સર્વથા ત્યાગ કરે. આ પ્રતિમા જઘન્ય એક

રાત્રિની અને ઉત્કૃષ્ટ સાત માસની હોય છે. (નોધ-જઘન્ય એક રાત્રિનો અર્થ જઘન્ય એક અહોરાત્રિ લેવાનો છે)

૮ આરંભ ત્યાગ પ્રતિમા—આ પ્રતિમામાં પૂર્વોક્ત ક્રિયાઓ સહિત સ્વય આરંભ કરે નહિ છકાયના જીવોની દયા પાળે તેની કાળ મર્યાદા જઘન્ય એક, બે ત્રણ દિવસ અને ઉત્કૃષ્ટ આઠ માસની છે

૯ પ્રેષ્ય ત્યાગ પ્રતિમા—પૂર્વોક્ત ક્રિયાઓ સહિત, સ્વય આરંભ કરવાના ત્યાગ ઉપરાત અન્ય પાસે આરંભ કરાવવાના પણ ત્યાગ હોય છે, પરંતુ અનુમોદનનો ત્યાગ હોતો નથી આ પ્રતિમાનો જઘન્ય કાળ એક, બે, ત્રણ દિવસ, ઉત્કૃષ્ટ કાળ નવ માસનો છે

૧૦ ઉદ્દિષ્ટ ભક્ત ત્યાગ પ્રતિમા—ઉપરોક્ત ક્રિયાઓ સહિત પોતાના નિમિત્તે બનાવેલું ભોજન પણ ગ્રહણ કરી શકાતું નથી. માથે અસ્તરાથી મુંડન કરાવવુ પડે, ફક્ત ચોટલી રાખી શકે છે કોઈ ગૃહ સંબંધી વિષયમા તેને કાંઈ પૂછવામાં આવે તો જાણતો હોય તો "જાણું છુ" અને ન જાણતો હોય તો "જાણતો નથી" કેવળ એટલું જ બોલવું કલ્પે છે આ પ્રતિમા જઘન્ય એક રાત્રિની, ઉત્કૃષ્ટ દશ માસની હોય છે (જઘન્ય એક રાત્રિનો અર્થ જઘન્ય એક અહોરાત્રિ લેવાનો છે)

૧૧ શ્રમણભૂત પ્રતિમા—ઉપરોક્ત સર્વે વિધિનું પાલન કરવા ઉપરાંત—શ્રમણભૂત અર્થાત્ સાધુ જેવો વેશ રાખી તથા સાધુને યોગ્ય ભાણ્ડોપકરણ ધારણ કરી વિચરવાનું હોય છે શક્તિ હોય તો લોચ કરે અન્યથા અસ્તરાથી મુંડન કરાવે સાધુની માફક નિર્દોષ ગોચરી કરી ભિક્ષાવૃત્તિથી જીવન યાત્રા ચલાવે તેનું કાળમાન જઘન્ય એક રાત્રિ અર્થાત્ એક અહોરાત્રિ અને ઉત્કૃષ્ટ અગિયાર માસ હોય છે.

પ્રતિમાઓના કાળમાન સંબંધી થોડો મતભેદ છે. આગમના ટીકાકાર કોઈ આચાર્ય કહે છે કે સર્વે પ્રતિમાઓનો જઘન્ય કાળ એક, બે, ત્રણ દિવસ છે અને ઉત્કૃષ્ટ કાળ ક્રમશઃ એક માસ, બે માસ યાવત્ અગિયારમી પ્રતિમાનો કાળ અગિયાર માસ હોય છે.

દશાશ્રુત સ્કંધ સૂત્રમાં અગિયાર પ્રતિમાઓનું વિસ્તારપૂર્વક વર્ણન છે. પરંતુ ત્યાં પહેલી ચાર પ્રતિમાઓના કાળનો ઉલ્લેખ નથી. પાંચમીથી અગિયારમી પ્રતિમા સુધીના કાળનો ઉલ્લેખ અમે ઉપર દર્શાવ્યો છે તે પ્રમાણે છે, અર્થાત જઘન્ય એક, બે, ત્રણ દિવસ આદિ અને ઉત્કૃષ્ટ ક્રમશઃ પાંચ, છ, સાત યાવત્ અગિયાર માસ.

પ્રતિમાધારી શ્રાવક પ્રતિમાની પૂર્તિ પછી સંયમ ગ્રહણ કરી લે છે. જો વચમાં મૃત્યુ થાય તો સ્વર્ગારોહી બને છે. 'तत्प्रतिपत्तेरनन्तरमेकादिभिर्दिनैः संयम प्रतिपत्त्या जीवितक्षयाद् वा।''–भावविजय, उत्तराध्ययन वृत्ति ३१/११

પરંતુ નિશ્ચયથી સંયમ ગ્રહણ કરવાનો આ મત કોઈ આચાર્યને અભીષ્ટ નથી. કાર્તિક શેઠે સો વાર પ્રતિમા ગ્રહણ કરી હતી એવો ઉલ્લેખ પણ મળે છે.

પૂર્વ-પૂર્વની પ્રતિમાઓની ચર્યા ઉત્તરોત્તર પ્રતિમાઓમાં ચાલુ રહે છે. ઉપાસકનો અર્થ શ્રાવક થાય છે અને પ્રતિમાનો અર્થ પ્રતિજ્ઞા (અભિગ્રહ) થાય છે.

આ પ્રતિમાઓ વિષે સાધુ માટે અતિચાર એ છે કે તેમાં શ્રદ્ધા ન કરવી કે તેની વિપરીત પ્રરૂપણા કરવી.

बार भिक्षु प्रतिमा—

બાર ભિક્ષુની પ્રતિમાઓનું યથાશક્તિ આચરણ ન કરવું, શ્રદ્ધા ન કરવી તથા વિપરીત પ્રરૂપણા કરવી તે અતિચાર છે.

(૧) પ્રથમ પ્રતિમાધારી ભિક્ષુને એક દત્તિ અન્ન અને એક

દત્તિ પાણીની લેવી કલ્પે છે. સાધુના પાત્રમાં અપાતા અન્ન અને પાણીની ધાર અખંડ રહે તેનું નામ દત્તિ છે. ધાર તૂટતાં દત્તિ સમાપ્ત થઈ જાય છે. તેનો સમય એક માસ છે.

(૨-૭) બીજી પ્રતિમા પણ એક માસની છે. તેમાં બે દત્તિ આહારની અને બે દત્તિ પાણીની લેવાની હોય છે. તે પ્રમાણે ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી પ્રતિમાઓમાં ક્રમશઃ ત્રણ, ચાર, પાંચ, ૭ અને સાત દત્તિ અન્નની અને તેટલીજ પાણીના ગ્રહણ કરવામાં આવે છે. બેથી સાત પ્રત્યેક પ્રતિમાનો સમય એકેક માસ છે. દત્તિઓની વૃદ્ધિના કારણથીજ ક્રમશઃ દ્વિમાસિકી, ત્રિમાસિકી આદિ પ્રતિમાઓ કહેલ છે.

(૮) આ આઠમી પ્રતિમા સાત અહોરાત્રિની છે. તેમાં એકાન્તર ચતુર્વિધ આહારના ત્યાગવાળા ઉપવાસ કરવાના હોય છે. ગામની બહાર ઉત્તાનાસને (આકાશ તરફ મુખ રાખીને ચત્તા સૂવું તે), પાર્શ્વાસને (એક પડખે સૂઈ રહેવું તે) અથવા નિષદ્યાસને (પગને બરાબર રાખી બેસવું તે) રહી ધ્યાન ધરવું જોઇએ. ઉપસર્ગ આવે તો શાંત ચિત્તથી સહન કરવો.

(૯) આ પ્રતિમા પણ સપ્તરાત્રિ અર્થાત્ સાત અહોરાત્રિની છે. તેમાં છઠ્ઠ છઠ્ઠના પારણા કરવામાં આવે છે. ગામ બહાર એકાંત સ્થાનમાં દંડાસને, લગુડાસને અથવા ઉત્કટુકાસને રહી ધ્યાન ધરવું જોઇએ.

(૧૦) આ પ્રતિમા પણ સપ્તરાત્રિ અર્થાત સાત અહોરાત્રિની છે. તેમાં ચઉવ્વિહાહારના ત્યાગ સાથેના અઠમ-અઠમના પારણા કરવામાં આવે છે. ગામ બહાર ગો-દોહનાસને, વીરાસને કે આમ્રકુબ્જાસને રહી ધ્યાન ધરવું જોઇએ.

(૧૧) આ પ્રતિમા એક અહોરાત્રિની હોય છે. એક દિવસ

અને એક રાત્રિ અર્થાત્ આઠ પ્રહર તેની સાધના કરવામાં આવે છે. છઠ્ઠભત્ત ચઉવ્વિહાહારના ત્યાગવાળા ઉપવાસથી તેની આરાધના કરવામાં આવે છે. ગામની બહાર બન્ને હાથને ઘૂંટણ તરફ લાંબા રાખી દંડાયમાન રૂપે ઉભા રહી કાયોત્સર્ગ કરવામા આવે છે.

(૧૨) આ પ્રતિમાનો સમય કેવળ એક રાત્રિજ છે. તેનું આરાધન ચઉવ્વિહાહારના ત્યાગવાળા અટ્ઠમભત્ત ઉપવાસ કરી, કરવામાં આવે છે. ગામ બહાર સ્મશાન આદિ જગ્યાએ ઉભા રહી એક પુદ્‌ગલ ઉપર દષ્ટિ રાખી અનિમેષ નેત્રોથી નિશ્ચળતાપૂર્વક કાયોત્સર્ગ કરવામાં આવે છે. દેવતા, મનુષ્ય કે તિર્યંચ સંબંધી ઉપસર્ગ આવતાં તેને સમભાવપૂર્વક સહન કરવો જોઇએ.

ભિક્ષુ–પ્રતિમાઓના સંબધમાં ભિન્ન ભિન્ન માન્યતા છે. પહેલેથી સાતમી પ્રતિમાઓનો કાળ કોઇ વિદ્વાનો ક્રમશઃ એક માસથી શરૂ કરી વધારતાં વધારતાં સાત માસ સુધી માને છે. તેમની માન્યતા દ્વિમાસિકી આદિ યથાશ્રુત શબ્દના આધારે છે. **दुमासियं**નો અર્થ બે માસવાળી પ્રતિમા નહિ, પરંતુ બીજા માસવાળી પ્રતિમા પણ થઇ શકે છે.

આચાર્યોનું એવું મંતવ્ય છે કે ચાતુર્માસમાં પ્રતિમાઓનું આરાધન થતું નથી જો પહેલી પ્રતિમા એક માસની, બીજી બે માસની એવી રીતે માનવામાં આવે તો ચાતુર્માસ કાળમાં પણ પ્રતિમાઓનું આરાધન ચાલતું રહેશે. આઠમી, નવમી અને દશમી પ્રતિમામાં કોઈ કોઇ આચાર્ય કેવળ નિર્જળ ચઉવ્વિહાહાર ત્યાગવાળા ઉપવાસજ એકાંતર રૂપે માને છે.

દશાશ્રુત સ્કંધ સૂત્ર, અભયદેવકૃત સમવાયાંગ–ટીકા, હરિભદ્રકૃત આવશ્યક ટીકામાં પણ ઉકત ત્રણે પ્રતિમામાં ચઉવ્વિહાહાર ત્યાગ સાથેના ઉપવાસનોજ ઉલ્લેખ છે. બીજી પણ થોડી ભિન્નતા છે.

બાર ભિક્ષુ પ્રતિમાઓનું યથાશક્તિ આચરણ ન કરવું, શ્રદ્ધા ન કરવી તથા વિપરીત પ્રરૂપણા કરવી તે અતિચાર છે.

**तेर क्रिया स्थान—**

૧. **અર્થ ક્રિયા**—પોતાના કોઇ અર્થ-પ્રયોજન માટે ત્રસ-સ્થાવર જીવોની હિંસા કરવી, કરાવવી, અનુમોદવી તે અર્થ ક્રિયા છે.

૨. **અનર્થ ક્રિયા**—વિના પ્રયોજને વ્યર્થ કોઇ જીવને સતાવવો, પીડા આપવી, તેની હિંસા કરવી તે અનર્થ ક્રિયા છે.

૩. **હિંસા ક્રિયા**—અમુક વ્યક્તિ મને અથવા મારા સ્વજનોને કષ્ટ આપે છે, આપશે કે આપેલું છે એવું ચિંતવી કોઇ પ્રાણીની હિંસા કરવી તે હિંસા ક્રિયા છે.

૪. **અકસ્માત ક્રિયા**—શીઘ્રતાવશ વગર જાણ્યે અકસ્માત કોઇની હિંસા થઇ જાય, જેમકે બાણાદિથી કોઇની હિંસા કરતાં અચાનક તે બાણ અન્યને લાગતાં તેની હિંસા થાય, તે અકસ્માત ક્રિયા છે.

૫. **દષ્ટિ વિપર્યાસ ક્રિયા**—મતિ ભ્રમથી થતી ક્રિયા, ચોર આદિના ભ્રમથી સાધારણ નિરપરાધી વ્યક્તિને દંડ આપવો તે.

૬. **મૃષા ક્રિયા**—જૂઠું બોલવું, બોલાવવું, અનુમોદવું.

૭. **અદત્તાદાન ક્રિયા**—ચોરી કરવી, કરાવવી, અનુમોદવી.

૮. **અધ્યાત્મ ક્રિયા**—બાહ્ય નિમિત્ત વિના મનમાં શોક આદિનો દુર્ભાવ રાખી આર્ત્ત અને રૌદ્ર ધ્યાન ધાવવું.

૯. **માન ક્રિયા**—સ્વ-પ્રશંસા કરવી, ઘમંડ રાખવો, અન્યની અવહેલના કરવી.

૧૦. **મિત્ર ક્રિયા**—પ્રિયજનોને થોડા અપરાધ માટે મોટો દંડ દેવો.

૧૧ માયા ક્રિયા-કપટ-દભ રાખી અન્યને છેતરવા

૧૨ લોભ ક્રિયા-લોભ કરવો, અત્યત તૃષ્ણા રાખવી.

૧૩ ઈર્યાપથિકી ક્રિયા-અકષાયી સાધુ અને સજોગી કેવળી ભગવતને આ ક્રિયા ગમનાગમનથી લાગે છે તે ક્રિયા કષાય વિના પહેલા સમયે બંધાય (સ્પર્શે), બીજા સમયે વેદાય અને ત્રીજા સમયે નિર્જરાય સકષાયીને આ ક્રિયા હોતી નથી, પરંતુ તેમને સાપરાયિકી ક્રિયા (કષાય નિમિત્તક કર્મ-પરિણામ) લાગે છે

**चौद भूतग्राम-जीव समूह—**

સૂક્ષ્મ એકેન્દ્રિય, બાદર એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અસજ્ઞી પચેન્દ્રિય અને સજ્ઞી પચેન્દ્રિય-એ સાતના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ કુન ચૌદ ભેદ થાય છે. કોઇ આચાર્ય ભૂતગ્રામના અર્થમાં ચૌદ ગુણસ્થાન વર્તી જીવસમૂહોનો ઉલ્લેખ કરે છે જુઓ આવશ્યક ચૂર્ણિ તથા હરિભદ્ર કૃત આવશ્યક ટીકા

**पंदर परमाधार्मिक—**

આ ભવનપતિ જાતિના દેવ છે. તેઓ પરમ અધાર્મિક, પાપાચારી, ક્રૂર, નિર્દય અને સક્લિષ્ટ પરિણામવાળા હોય છે. તેઓ નારકી જીવોને બ્યર્થ કેવળ મનોવિનોદ માટે મહાદુ ખ-યાતના આપે છે તેઓના પદર ભેદ અને વિવિધ કરણી નિમ્નોક્ત છેઃ—

(૧) અમ્બ તે નારકીને પ્રહણે, દોડાવે, વીંધે, મારે તેમજ આકાશ તળે ઉછાળે

(૨) અમ્બરીષ તેઓ હણાયેલા નારકીને કરવતથી વહેરી, ટુકડા કરી રાંધવા યોગ્ય કરે.

(૩) શ્યામ, તેઓ કાળા વર્ણના હોય છે, અને નારકીને હાથપગના પ્રહારથી શાતન, પાતનાદિ કરે છે.

(૪) શબલ. તેઓ નારકીના હૃદયના કલેજાને ચીપિયા વડે તોડે.

(૫) રૌદ્ર. નારકીઓને ભાલા-ત્રિશુળમાં પરોવે,

(૬) ઉપરૌદ્ર. નારકી જીવોના અંગોપાંગ અત્યંત રૌદ્રપણે તોડે.

(૭) કાલ. નારકીઓને કડાઇમાં રાંધે.

(૮) મહાકાલ. નારકીના માંસાદિના ટુકડાને ખાય.

(૯) અસિપત્ર. ખડ્ગના આકારવાળું શાલ્મલિ વૃક્ષ વિકુર્વી તેની નીચે નારકીઓને બેસાડે, ત્યારબાદ અસિપત્રના તૂટવાથી નારકીના શરીરના તલ-તલ જેવડા ટુકડા થઇ જાય.

(૧૦) ધનુ. અર્ધ ચંદ્રાકાર ધનુષ્ય ખેંચી તીક્ષ્ણ બાણો વડે નારકી જીવોના કાંને વગેરેનું છેદન ભેદન કરે.

(૧૧) કુંભ. નારકીઓને કુંભાદિમાં રાંધે.

(૧૨) વાલુક. નારકીના જીવોને કદમ્બ પુષ્પાકાર જેવી વૈક્રિય ઉષ્ણ વાલુકામાં ચણા માફક શેકે.

(૧૩) વૈતરણી. તપાવેલી ત્રાંબા સમાન ઉષ્ણ પરૂ, રક્ત વગેરેની નદીઓ વિકુર્વી તેમાં નારકીઓને દુઃખ દે.

(૧૪) ખરસ્વર. નારકીઓને તીક્ષ્ણ કાંટાવાળા શાલ્મલિ વૃક્ષ પર ચઢાવી શરીરને છિન્નભિન્ન કરે.

(૧૫) મહાઘોષ. તેઓ ડરથી ભાગતાં નારકીઓને એક સ્થાનમાં ભરી કદર્થના કરે. આ પીડા ત્રીજી નરક સુધી હોય છે.

गाथा षोडशक—

ગાથા ષોડશકનો અભિપ્રાય એ છે કે સોળમું અધ્યયન છે જેનું તે સૂત્રકૃતાંગ-સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના સોળ અધ્યયન. તેના નામ—

(૧) સ્વસમય પરસમય (૯) ધર્મ
(૨) વૈતાલીય (૧૦) સમાધિ
(૩) ઉપસર્ગ પરિજ્ઞા (૧૧) માર્ગ
(૪) સ્ત્રી પરિજ્ઞા (૧૨) સમવસરણ
(૫) નરક વિભક્તિ (૧૩) યથાતથ્ય
(૬) મહાવીર સ્તુતિ (૧૪) ગ્રન્થ
(૭) કુશીલ પરિભાષા (૧૫) આદાનીય
(૮) વીર્ય (૧૬) ગાથા

सत्तर असंयम—

(૧–૯) પૃથ્વીકાય, અપકાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય તથા દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચેન્દ્રિય જીવોની હિંસા કરવી, કરાવવી કે અનુમોદવી તે અસંયમ

(૧૦) **અજીવ અસંયમ**—અજીવ છતાં જે વસ્તુ દ્વારા અસંયમ થાય તે બહુ મૂલ્ય વસ્ત્ર 'પાત્રાદિને ગ્રહણ કરવાં તે અજીવ અસયમ છે.

(૧૧) **પ્રેક્ષા અસંયમ**—જીવ સહિત સ્થાનમા ઉઠવુ, બેસવુ, સૂવું આદિ

(૧૨) **ઉપેક્ષા અસંયમ**—ગૃહસ્થના પાપકર્મોનું અનુમોદન કરવુ તે.

(૧૩) **અપહૃત્ય અસંયમ**—દસ્ત આદિ અવિધિથી પરઠવા ત તેને પરિષ્ઠાપના અપસયમ પણ કહે છે

(૧૪) **પ્રમાર્જના અસંયમ**-વસ્ત્ર પાત્રાદિનું પ્રમાર્જન ન કરવુ તે.

(૧૫) **મન અસંયમ**—મનમાં દુર્ભાવ રાખવો

(૧૬) **વચન અસંયમ**—કુવચન બોલવા.

(૧૭) કાય અસંયમ—ગમનાગમનાદિમાં અસાવધાન રહેવું.

આ સતર સમવાયાંગ સૂત્રમાં કહ્યા છે.

અસંયમના અન્ય સતર ભેદ પણ છે—હિંસા, અસત્ય, અસ્તેય, અબ્રહ્મચર્ય, પરિગ્રહ, પાંચ ઇન્દ્રિયોની ઉચ્છૃંખલ પ્રવૃત્તિ, ચાર કષાય અને ત્રણ યોગની અશુભ પ્રવૃત્તિ.

**अढार प्रकारना अब्रह्मचर्य—**

ઔદારિક શરીર સંબંધી (મનુષ્ય તથા તિર્યંચ સંબંધી) અને વૈક્રિય શરીર સંબંધી (દેવ સંબંધી) ભોગોનું મન, વચન, કાયા દ્વારા સેવન કરવું, કરાવવું અને સેવતા પ્રત્યે અનુમોદવું એમ અઢાર ભેદ થાય છે. —સમવાયાંગ સૂત્ર.

**ज्ञाताधर्मकथाना १९ अध्ययन—**

(૧) ઉક્ષિપ્ત અર્થાત્ મેઘકુમારનું અધ્યયન
(૨) સંઘાટ
(૩) અંડ
(૪) કૂર્મ
(૫) શૈલક
(૬) તુંબ
(૭) રોહિણી
(૮) મલ્લીનાથ
(૯) માકંદી
(૧૦) ચંદ્રમા
(૧૧) દાવદ્રવ
(૧૨) ઉદક
(૧૩) મંડૂક (નંદ મણિયારનું)
(૧૪) તેતલિપુત્ર
(૧૫) નંદીફળ
(૧૬) અવરકંકા
(૧૭) આકીર્ણક
(૧૮) સુંસુમાદારિકા
(૧૯) પુંડરીક.

ઉક્ત ૧૯ ઉદાહરણના ભાવાનુસાર સાધુ ધર્મની સાધના ન કરવી તે અતિચાર છે.

**असमाधिना २० स्थान—**

(૧) જલ્દી જલ્દી ચાલવું
(૨) પૂંજ્યા વિના રાત્રીમાં ચાલવું
(૩) ઉપયોગ રહિત પ્રમાર્જન કરવું

(૪) અમર્યાદિત શય્યા અને આસન રાખવા
(૫) ગુરુજનોનું અપમાન કરવું
(૬) સ્થવિરોની અવહેલના કરવી
(૭) પ્રાણીઓની હિંસા કરવી
(૮) પ્રતીક્ષણ અર્થાત્ વારંવાર રોષ કરવો
(૯) ચિરકાળ સુધી ક્રોધ રાખવો
(૧૦) કોઈના પાછળથી અવર્ણવાદ બોલવા
(૧૧) સશંક હોવા છતા પણ નિશ્ચય ભાષા બોલવી
(૧૨) નિત્ય નવો કલેશ કરવો
(૧૩) શમી ગયેલા કલેશની પુનઃ ઉદીરણા કરવી
(૧૪) અકાળે સ્વાધ્યાય
(૧૫) સચિત્ત રજવાળા હાથ આદિથી અપાયેલી ભિક્ષા લેવી
(૧૬) પ્રહર રાત્રિ વીત્યા બાદ મોટેથી બોલે
(૧૭) ગણભેદકારી અર્થાત્ સંઘમાં ફૂટ પડે એવા વચન બોલે
(૧૮) જેની તેની સાથે આક્રોશ આદિ રૂપ કલહ કરવો
(૧૯) સવારથી સાંજ સુધી કાંઈને કાંઈ ખાવું
(૨૦) એષણા સમિતિનું ઉચિત ધ્યાન ન રાખવું

જે સત્કાર્ય કરવાથી ચિત્તમા શાન્તિ રહે, આત્મા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ મોક્ષમાર્ગમાં અવસ્થિત રહે તેને સમાધિ કહે છે અને જે કાર્યથી ચિત્તમા અપ્રશસ્ત અને અશાન્ત ભાવ રહે, જ્ઞાનાદિ મોક્ષમાર્ગથી આત્મા ભ્રષ્ટ થઈ જાય તેને અસમાધિ કહે છે ઉપર્યુક્ત વીશ કાર્યોના આચરણથી પોતાને અને અન્ય જીવોને અસમાધિ ભાવ ઉત્પન્ન થાય છે, સાધકનો આત્મા દૂષિત બને છે અને ચારિત્ર મલિન બની જાય છે, તેથી તેને અસમાધિ કહે છે.

'समाधानं समाधिः—चेतस स्वास्थ्यं, मोक्षमार्गेऽवस्थितिरित्यर्थः'। न समाधिरसमाधिस्तस्य स्थानानि–

आश्रया भेदाः पर्याया असमाधिस्थानानि। -आचार्य हरिभद्र. एकवीस सबल दोष—

(૧) હસ્તકર્મ, (૨) સ્ત્રી સ્પર્શ આદિ મૈથુન, (૩) રાત્રિ ભોજન,

(૪) આધાકર્મી (સાધુ નિમિત્તે બનાવેલ) ભોજન ભોગવવું,

(૫) શય્યાતર અર્થાત્ સ્થાનદાતાનો આહાર લેવો,

(૬) સાધુ કે યાચકો નિમિત્તે બનાવેલ ક્રીત-ખરીદેલ આહાર સન્મુખ લાવીને આપેલ, પ્રામિત્ય-ઉધાર લાવેલ, આચ્છિન્ન-આચકી લીધેલ આહાર લેવો,

(૭) વારંવાર પ્રત્યાખ્યાન ભંગ કરવો,

(૮) ૭ માસમાં ગચ્છમાંથી અન્ય ગચ્છમાં જાય,

(૯) એક માસમાં ત્રણવાર નાભિ કે જાંઘ પ્રમાણ જળમાં પ્રવેશ કરી નદી આદિ પાર કરવી

(૧૦) એક માસમાં ત્રણ વાર માયા સ્થાનનું સેવન કરવું અર્થાત્ કૃત અપરાધ છુપાવવા

(૧૧) રાજપિંડ ગ્રહણ કરે,

(૧૨) ઇરાદાપૂર્વક હિંસા કરવી,

(૧૩) જાણી જોઈને જૂઠું બોલવું,

(૧૪) જાણી જોઈને ચોરી કરવી,

(૧૫) જાણી જોઈને સચિત્ત પૃથ્વી ઉપર બેસવું, સૂવું, ઉભું રહેવું,

(૧૬) તે પ્રમાણે સચિત્ત જળથી ભીંજાયેલ પૃથ્વી, સચિત્ત શિલા અથવા ઘુણા (ઉધઈ) આદિ વાળા સડેલા લાકડા ઉપર બેસવું, સૂવું, કાયોત્સર્ગ આદિ કરવા તે શબલ દોષ છે.

(૧૭) ઇરાદાપૂર્વક અંડ, પ્રાણી, બીજ, વનસ્પતિ, ઝાકળ, કીડીયારા, લીલફૂલ, પાણી, કીચડ કે કરોળીઆના જાળયુક્ત સ્થાન પર બેસવું, સૂવું, કાયોત્સર્ગ આદિ કરવા,

(૧૮) ઇરાદાપૂર્વક કંદ, મૂળ, સ્કંધ, છાલ, પ્રવાળ, પુષ્પ, ફૂલ, બીજ તથા વનસ્પતિનું ભોજન કરવું,

(૧૯) એક વર્ષમાં દશ વખત ઉદકલેપ-નદી નાળા પાર કરવા,

(૨૦) ઇરાદાપૂર્વક સચિત્ત જળવાળા હાથથી કે કડછી કે વાસણ આદિથી વહોરાવેલ આહાર ગ્રહણ કરે,

(૨૧) ઉપરોક્ત સબળ દોષ સાધુ માટે સર્વથા ત્યાજ્ય છે. જે કાર્યો કરવાથી ચારિત્રની નિર્મળતા નષ્ટ થઈ જાય છે, ચારિત્ર મલકિલન થવાના કારણે કર્બુર થઈ જાય છે તેને શબળ દોષ કહે છે. તે દોષોનું સેવન કરનાર સાધુ પણ શબળ કહેવાય છે.

"शबल-कर्बुरं चारित्रं यैः क्रियाविशेषैर्भवति ते शबलास्तद्योगात्साधवोऽपि।"

—अभयदेव समवा-टीका

ઉત્તરગુણોનાં અતિક્રમાદિ ચારે દોષોનું અને મૂળ ગુણમાં અનાચાર સિવાય અતિક્રમાદિ ત્રણનું સેવન કરવાથી ચારિત્ર શબળ થાય છે.

बावीश परीषह—

(૧) ક્ષુધા,
(૨) પિપાસા
(૩) શીત
(૪) ઉષ્ણ
(૫) દંશમશક
(૬) અચેલ (વસ્ત્રાભાવનું કષ્ટ)
(૭) અરતિ (મુશ્કેલીઓથી ગભરાઈ સંયમમાં આવતી ઉદાસીનતા)
(૮) સ્ત્રી પરિષહ

(૯) ચર્યા (વિહાર યાત્રામાં ગમનાગ્નિનું થતું કષ્ટ
(૧૦) નૈષધિકી (સ્વાધ્યાય ભૂમિ આદિમાં થતો ઉપદ્રવ
(૧૧) શય્યા
(૧૨) આક્રોશ (દુર્વચન)
(૧૩) વધ (લાકડી આદીનો માર)
(૧૪) યાચના
(૧૫) અલાભ
(૧૬) રોગ
(૧૭) તૃણસ્પર્શ
(૧૮) મળનો પરિષહ
(૧૯) સત્કાર (પૂજા પ્રતિષ્ઠા)
(૨૦) પ્રજ્ઞા (બુદ્ધિનો ગર્વ)
(૨૧) અજ્ઞાન (બુદ્ધિહીનતાનું દુઃખ
(૨૨) દર્શન પરિષહ (સમ્યક્ત્વ ભ્રષ્ટ કરનાર મિથ્યા મતનું મોહક વાતાવરણ)

હરિભદ્ર આદિ કેટલાય આચાર્ય નૈષેધિકીને બદલે નિષદ્યા પરિષહ માને છે, અને તેનો અર્થ વસતિ-સ્થાન કરેલ છે. એ સ્થિતિમાં તેમણે અગ્રિમ શય્યા પરિષહનો અર્થ સસ્તારક અર્થાત્ સથારો-બિછાનું કરેલ છે. સ્ત્રી સાધક માટે સ્ત્રી પરિષહને બદલે પુરૂષ પરિષહ છે.

ક્ષુધા આદિ કોઈપણ કારણથી આપત્તિ આવે ત્યારે સંયમમાં સ્થિર રહેવા માટે તથા કર્મોની નિર્જરા કરવા માટે શારીરિક તથા માનસિક કષ્ટ સાધુએ સહન કરવુ જોઈએ, તેને પરિષહ કહે છે. 'परीसहिज्जंते इति परिसहा अहियासिज्जंतिति वुतं भवति।' —जिनदास महत्तर. પરિષહોને શુદ્ધભાવથી સમ્યક્ પ્રકારે સેવન ન કરવા તે અતિચાર છે

**સૂયગડાંગ સૂત્રના ૨૩ અધ્યયનો—**

પ્રથમ શ્રુતસ્કંધના ૧૬ અધ્યયન સોળમા બોલમાં કહેવાઈ ગયા છે દ્વિતીય શ્રુતસ્કંધના સાત અધ્યયન આ પ્રમાણે છે-(૧૭)

પુંડરીક (૧૮) ક્રિયાસ્થાન (૧૯) આહારપરિજ્ઞા (૨૦) પચ્ચક્ખાણ ક્રિયા (૨૧) આચારશ્રુત (૨૨) આર્દ્રકુમાર (૨૩) નાલન્દીય

ચોવીશ દેવ—

દશ ભવનપતિ ( અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુતકુમાર, સુવર્ણ-કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર ઉદધિકુમાર, દિક્કુમાર, પવનકુમાર, સ્તનિતકુમાર) આઠ વ્યંતર (પિશાચ, ભૂત, પ્રેત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરુષ, મહોરગ અને ગંધર્વ), પાંચ જ્યોતિષ્ક (ચંદ્ર, સૂર્ય ગ્રહ, નક્ષત્ર, તારા) અને એક વૈમાનિક દેવ (બાર દેવલોક, નવગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન) એવી રીતે કુલ ચોવીશ જાતિના દેવ છે સંસારમાં તેઓ ભોગ જીવનના સૌથી મોટા પ્રતિનિધિ છે તેમની પ્રશંસા કરવી તે ભોગ જીવનની પ્રશંસા કરવી અને તેમની નિંદા કરવી તે દ્વેષભાવ રાખવો એવુ છે તેથી મુમુક્ષુએ તટસ્થભાવ રાખવો જોઇએ જો કોઇ તટસ્થતાનો ભંગ થયો હોય તો તે અતિચાર છે.

ઉત્તરાધ્યયન સૂત્રના સુપ્રસિદ્ધ ટીકાકાર આચાર્ય શાંતિસૂરિ દેવ શબ્દનો "ચોવીશ તીર્થંકર દેવ" અર્થ પણ ગ્રહણ કરે છે. તે અર્થ લેતા તીર્થંકર દેવો પ્રત્યે આદર, શ્રદ્ધાભાવ ન રાખવા, તેમની આજ્ઞાનુસાર વર્તન ન રાખવુ આદિ અતિચાર છે.

પચીશ ભાવના—

પંચ મહાવ્રતોનું શુદ્ધ પાલન કરવા માટે શાસ્ત્રોમાં પ્રત્યેક મહાવ્રતની પાંચ ભાવના દર્શાવી છે ભાવનાઓનું સ્વરૂપ ઘણુંજ હૃદયગ્રાહી અને જીવનસ્પર્શી છે

### પ્રથમ અહિંસા મહાવ્રતની પાંચ ભાવના

(૧) ઇર્યાસમિતિ ( ઉપયોગપૂર્વક ગમનાગમન ) (૨) આલોકિત

પાનભોજન (જગ્યા બરાબર તપાસીને પ્રકાશયુક્ત સ્થાનમાં આહાર કરવો), (૩) આદાન નિક્ષેપ સમિતિ (પાત્રાદિ વિવેકપૂર્વક લેવાં અને મૂકવા), (૪) મનોગુપ્તિ (મનનો સંયમ), (૫) વચન ગુપ્તિ (વાણીનો સંયમ).

### બીજા સત્ય મહાવ્રતની પાંચ ભાવના

(૧) અનુવિચિન્ત્ય ભાષણતા (વિચારપૂર્વક બોલવું તે), (૨) ક્રોધ વિવેક (ક્રોધનો ત્યાગ), (૩) લોભ વિવેક (લોભનો ત્યાગ), (૪) ભય વિવેક (ભયનો ત્યાગ), (૫) હાસ્ય વિવેક (હાંસી-મજાકનો ત્યાગ).

### ત્રીજા અસ્તેય મહાવ્રતની પાંચ ભાવના

(૧) અવગ્રહાનુજ્ઞાપના (વસતિ-નિર્દોષ સ્થાનિકની યાચના તેના સ્વામીને બરાબર ઓળખી તેની પાસે કરવી તે.)

(૨) અવગ્રહ સીમા પરિજ્ઞાનતા (અવગ્રહના સ્થાનની સીમાનું જ્ઞાન કરવું).

(૩) અવગ્રહાનુગ્રહણતા (સ્વયં અવગ્રહની યાચના કરવી અર્થાત્ વસતિસ્થ તૃણ, પટ્ટ આદિ અવગ્રહ સ્વામીની આજ્ઞા લઈ ગ્રહણ કરવા.

(૪) ગુરૂજનો અને અન્ય સાધર્મિકોની આજ્ઞા લઈને સર્વના સંયુક્ત ભોજનમાંથી ભોજન કરવું.

(૫) ઉપાશ્રયમાં પૂર્વે રહેલા સાધર્મિકોની આજ્ઞા લઈને જ તેમાં રહેવું અને અન્ય પ્રવૃત્તિ કરવી.

### ચોથા બ્રહ્મચર્ય મહાવ્રતની પાંચ ભાવના

(૧) અતીવ સ્નિગ્ધ પૌષ્ટિક આહારનો ત્યાગ.

(૨) પૂર્વના ભોગોના સ્મરણનો તથા શરીર વિભુષાનો નિષેધ.

(૩) સ્ત્રીઓનાં મનોહર અંગોપાંગ વિષય બુદ્ધિથી જોવા નહિ.

(૪) સ્ત્રી, પશુ અને નપુંસકવાળા સ્થાનમાં રહેવું નહિ.

(૫) સ્ત્રી સંબંધી વિકથાનું વર્જન.

## પાંચમા અપરિગ્રહ મહાવ્રતની પાંચ ભાવના

પાંચ ઇન્દ્રિયોના વિષય-શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ મનોજ્ઞ હોય તો રાગભાવ ન રાખવો અને અમનોજ્ઞ હોય તો દ્વેષભાવ ન કરી ઉદાસીન ભાવ રાખવો. —સમવાયાંગ સૂત્ર.

આ ભાવનાઓ વિના મહાવ્રતની રક્ષા થઇ શકતી નથી. આ ભાવના સંપન્ન અણગાર યથાશ્રુત, યથાકલ્પ તથા યથામાર્ગને સમ્યક્‌પણે કાયાથી સ્પર્શી, પાળી, પાર ઉતારી, કીર્તિત કરી આજ્ઞાનો આરાધક પણ થાય છે. આ ભાવનાઓ પ્રત્યે ઉપેક્ષાભાવ રાખવો તે અતિચાર છે.

## અણગાર (સાધુજી)ના ૨૭ ગુણ—

(૧-૫) અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ રૂપ પાંચ મહાવ્રતોનું સમ્યક્ પાલન.

(૬) રાત્રિભોજન પરિત્યાગ.

(૭-૧૧) પાંચ ઇન્દ્રિયોને વશમાં રાખવી.

(૧૨) ભાવ સત્ય (અંતઃકરણની શુદ્ધિ).

(૧૩) કરણ સત્ય (વસ્ત્ર પાત્ર આદિનું સમ્યક્ પ્રકારે પ્રતિલેખન).

(૧૪) ક્ષમા

(૧૫) વિરાગતા (લોભ નિગ્રહ)

(૧૬) મનની શુભ પ્રવૃત્તિ

(૧૭) વચનની શુભ પ્રવૃત્તિ

(૧૮) કાયાની શુભ પ્રવૃત્તિ

(૧૯-૨૪) ૭ કાયના જીવોની રક્ષા

(૨૫) સંયમયોગ યુક્તતા

(૨૬) તિતિક્ષા અર્થાત્ વેદના સહિષ્ણુતા

(૨૭) મારણાન્તિક ઉપસર્ગને સમભાવપૂર્વક સહન કરવો.

આ ૨૭ ગુણ આચાર્ય હરિભદ્રે તેમની આવશ્યક સૂત્રની શિષ્યહિતા ટીકામાં, સંગ્રહણીકારની એક પ્રાચીન ગાથા અનુસાર આપેલ છે. પરંતુ સમવાયાંગ સૂત્રમાં મુનિના ૨૭ ગુણ ભિન્ન રૂપે અંકિત છે, તે આ પ્રમાણે છેઃ—

પાંચ મહાવ્રત, પાંચ ઇન્દ્રિયોનો નિરોધ, પાંચ કષાયોનો ત્યાગ, ભાવ સત્ય, કરણ સત્ય, યોગ સત્ય, ક્ષમા, વિરાગતા, મનઃ સમાહરણતા, વચન સમાહરણતા, કાય-સમાહરણતા, જ્ઞાન-સંપન્નતા, દર્શન-સંપન્નતા, ચારિત્ર-સંપન્નતા, વેદના-સહન, મારણાન્તિક ઉપસર્ગને સમભાવપૂર્વક સહન કરવો તે.

આચાર્ય હરિભદ્રે અહીંયાં 'सत्तावीसविहे अणगारचरित्ते" પાઠનો ઉલ્લેખ કર્યો છે, જેનો ભાવાર્થ છેઃ અણગાર સંબંધી સતાવીશ પ્રકારનું ચારિત્ર. પરંતુ આચાર્ય જિનદાસ આદિ 'सत्तावीसाए अणगार गुणेहिं' પાઠનો ઉલ્લેખ કરે છે. સમવાયાંગ સૂત્રમાં પણ અણગાર ગુણ જ છે.

अठावीश आचार प्रकल्प—

આચાર કલ્પની વ્યાખ્યા સંબંધી ભિન્ન ભિન્ન માન્યતાઓ છે. આચાર્ય હરિભદ્ર કહે છે કેઃ 'आचार एव आचारप्रकल्पः' અર્થાત્ આચાર જ આચાર-પ્રકલ્પ કહેવાય છે.

આચાર્ય અભયદેવ સમવાયાંગ સૂત્રની ટીકામાં કહે છે કે, 'आचारः प्रथमाङ्ग तस्य प्रकल्पः अध्ययन विशेषो निशीयमित्य-पराभिधानम्। अत्चारस्य वा साध्वाचारस्य ज्ञानादिविषयस्य प्रकल्पो व्यवस्थापनमिति आचारप्रकल्पः। અર્થાત્ આચારનો અર્થ પ્રથમ અંગ સૂત્ર છે. તેના પ્રકલ્પ અર્થાત્ અધ્યયન-વિશેષ નિશીથ સૂત્ર આચાર પ્રકલ્પ કહેવાય છે અથવા જ્ઞાનાદિ સાધુ આચારનો પ્રકલ્પ અર્થાત્ વ્યવસ્થાપન આચાર-પ્રકલ્પ કહેવાય છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ચરણ વિધિ અધ્યયનમાં કેવળ પ્રકલ્પ શબ્દ જ આવે છે, તેથી ઉક્ત સૂત્રના ટીકાકાર આચાર્ય શાન્તિસૂરિ પ્રકલ્પનો અર્થ કરે છે કે, "પ્રકૃષ્ટ = ઉત્કૃષ્ટ કલ્પ = મુનિ જીવનના આચારનું જે શાસ્ત્રમાં વર્ણન કરવામાં આવ્યું છે તે આચારાંગ સૂત્ર પ્રકલ્પ કહેવાય છે"

આચારાંગ સૂત્રના શસ્ત્ર પરિજ્ઞા આદિ ૨૫ અધ્યયન છે. અને નિશીથ સૂત્ર પણ આચારાંગ સૂત્રની ચૂલિકા સ્વરૂપ માનવામાં આવે છે, તેથી તેના ત્રણ અધ્યયન મળી આચારાંગ સૂત્રના કુલ ૨૮ અધ્યયન છે, તે

| | | |
|---|---|---|
| (૧) શસ્ત્ર પરિજ્ઞા | (૯) ઉપધાન શ્રુત | (૧૬+૭) સપ્ત સ્થાનાદિ સપ્તૈકકા |
| (૨) લોક વિજય | (૧૦) પિંડૈષણા | |
| (૩) શીતોષ્ણીય | (૧૧) શય્યા | (૨૪) ભાવના |
| (૪) સમ્યક્ત્વ | (૧૨) ઇર્યા | (૨૫) વિમુક્તિ |
| (૫) લોકસાર | (૧૩) ભાષા | (૨૬) ઉદ્ઘાત |
| (૬) ધૂતાધ્યયન | (૧૪) વસ્ત્રૈષણા | (૨૭) અનુદ્ઘાત |
| (૭) મહાપરિજ્ઞા | (૧૫) પાત્રૈષણા | (૨૮) આરોપણ |
| (૮) વિમોક્ષ | (૧૬) અવગ્રહ પ્રતિમા | |

સમવાયાંગ સૂત્રમાં આચાર પ્રકલ્પના ૨૯ ભેદો અન્ય રૂપે છે.

(૧) માસિક પ્રાયશ્ચિતની આરોપણા

(૨) એકમાસ સહિત પાંચ પાંચ રાત્રિના પ્રાયશ્ચિત્ત આરોપણા.

(૩) એક માસ સહિત દશ રાત્રિના પ્રાયશ્ચિત્તની આરોપણા

(૪-૨૪) તે પ્રમાણે પાંચ રાત્રિ વધારતા એક માસ સહિત પચીશ રાત્રીના પ્રાયશ્ચિત્તની આરોપણા સુધી માસિક આરોપણાના ૭ ભેદ થયા. તે પ્રમાણે દ્વિમાસિકી, ત્રિમાસિકી

અને ચતુર્માસિકી આરોપણાના પણ ક્રમશઃ ૭ ૭ ભેદ થાય છે. તે સર્વે મળી કુલ ૨૪ ભેદ થયા.

(૨૫) દિન સાડાસતરની આરોપણા કરવી તે ઉપઘાતિક-આરોપણા

(૨૬) પૂર્વે બે માસનું પ્રાયશ્ચિત્ત તે અનુપઘાતિક આરોપણા.

(૨૭) જેને જેટલું પ્રાયશ્ચિત્ત લાગ્યું હોય તેટલી આલોયણા દેવી તે કૃત્સ્ન-આરોપણા અને

(૨૮) જેણે બહુ અપરાધ કર્યો હોય પરંતુ તેની આલોયણા ન મળી શકે તે અકૃત્સ્ન-આરોપણા. ૭ માસથી વધારે આલોયણા નથી)

આચાર-પ્રકલ્પના ૨૮ અધ્યયનોમાં વર્ણિત સાધ્વાચારનું સમ્યક્ રૂપે આચરણ ન કરવું તે અતિચાર છે.

पापश्रुतना २९ भेद्—

(૧) ભૌમ (ભૂમિકંપ વગેરેનું ફળ બતાવનાર શાસ્ત્ર).

(૨) ઉત્પાત ( રુધિરવૃષ્ટિ, દિશાઓનું લાલ થવું ઇત્યાદિનું શુભાશુભ ફળ દર્શાવનાર નિમિત્ત શાસ્ત્ર ).

(૩) સ્વપ્ન શાસ્ત્ર

(૪) અંતરિક્ષ ( આકાશમાં થતા ગ્રહભેદ આદિનું વર્ણન કરતું શાસ્ત્ર ).

(૫) અંગશાસ્ત્ર ( શરીરના સ્પંદન આદિનું ફળ બતાવનાર શાસ્ત્ર).

(૬) સ્વર શાસ્ત્ર

(૭) વ્યંજન શાસ્ત્ર (તલ, મસ આદિનું વર્ણન કરતું શાસ્ત્ર

(૮) લક્ષણ શાસ્ત્ર. (સ્ત્રી પુરૂષોના લક્ષણોનું શુભાશુભ ફળ દર્શાવતું શાસ્ત્ર)

(૯-૨૪) ઉક્ત આઠ નિમિત્ત શાસ્ત્રો, સૂત્ર, વૃત્તિ અને વાર્તિકના ભેદથી ચોવીશ બની જાય છે.

(૨૫) વિકથાનુયોગ. (અર્થ અને કામના ઉપાયો બતાવનાર શાસ્ત્ર. જેમકે વાત્સ્યાયન કૃત કામસૂત્ર આદિ).

(૨૬) વિદ્યાનુયોગ. (રોહિણી આદિ વિદ્યાઓની સિદ્ધિનો ઉપાય દર્શાવતું શાસ્ત્ર).

(૨૭) મંત્રાનુયોગ. (મંત્રાદિ દ્વારા કાર્ય સિદ્ધિ બતાવતું શાસ્ત્ર).

(૨૮) યોગાનુયોગ. (વશીકરણ આદિ યોગ બતાવતું શાસ્ત્ર).

(૨૯) અન્ય તીર્થિકાનુયોગ. (અન્ય તીર્થિકો દ્વારા પ્રવર્તિત અને અભિમત હિંસાપ્રધાન આચાર-શાસ્ત્ર)

—સમવાયાંગ સૂત્ર

### મહામોહનીયના ૩૦ સ્થાન—

આત્માને આવૃત કરનાર આઠ કર્મો છે. સામાન્યતઃ આઠેય કર્મો મોહનીય કર્મ કહેવાય છે. પરંતુ વિશેષતઃ ચતુર્થ કર્મ માટે મોહનીય સંજ્ઞા રુઢ છે. અત્રે આ મોહનીય કર્મનો ઉલ્લેખ છે. આચાર્ય હરિભદ્ર આવશ્યક વૃત્તિમાં લખે છે કે "सामान्येन एकप्रकृति कर्म मोहनीयमुच्यते। उक्तं च, अट्ठविहंपि य कम्मं, भणियं मोहो त्ति जं समासेणमित्यादि। विशेषेण चतुर्थी प्रकृतिर्मोहनीयमुच्यते तस्य स्थानानि-निमित्तानि भेदाः पर्याया मोहनीयस्थानानि।"

મોહનીય કર્મબંધના કારણો કાંઈ આટલા જ નથી. તથાપિ શાસ્ત્રકારોએ વિશેષ રૂપે મોહનીય કર્મ-બંધના હેતુભૂત કારણોના

ત્રીશ ભેદોનો ઉલ્લેખ કર્યો છે. આ ઉલ્લિખિત કારણોમાં દુરધ્યવસાયની તીવ્રતા અને ક્રૂરતા એટલી અધિક હોય છે કે કોઈ કોઈ વાર અજ્ઞાની આત્મા સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમ જેટલા લાંબા કાળની મોહનીય કર્મની સ્થિતિ બાંધી તેટલો સમય દુઃખ ભોગવતો સંસારમાં પરિભ્રમણ કરે છે

અત્રે પ્રચલિત "મહામોહનીય" શબ્દનો પ્રયોગ કર્યો છે, પરંતુ આચાર્ય હરિભદ્ર અને જિનદાસ મહત્તર કેવળ "મોહનીય" શબ્દનો જ પ્રયોગ કરે છે. ઉત્તરાધ્યયન સૂત્ર, સમવાયાંગ સૂત્ર અને દશાશ્રુતસ્કંધ સૂત્રમાં પણ કેવળ મોહનીય સ્થાન કહેલ છે. પરંતુ ભેદોનો ઉલ્લેખ કરતાં અવશ્ય महामोह શબ્દનો પ્રયોગ થયો છેઃ "महामोहं पकुव्वइ।" એ ત્રીશ સ્થાન નિમ્નોક્ત છે'—

(૧) ત્રસ જીવોને પાણીમાં ડૂબાવી પાણી-શસ્ત્રથી મારે તો મહામોહનીય કર્મ બાંધે.

(૨) ત્રસ જીવોને શ્વાસ આદિ રૂંધીને મારે તો મહામોહનીય કર્મ બાંધે.

(૩) ત્રસ જીવોને મકાન આદિમાં બંધ કરી અગ્નિ પ્રદિપ્ત કરી ધુમાડાથી રૂંધી મારે તો મહામોહનીય કર્મ બાંધે.

(૪) ત્રસ જીવોને મસ્તક ઉપર દંડ આદિનો પ્રહાર કરીને મારે અથવા શસ્ત્રથી છેદે તો મહામોહનીય કર્મ બાંધે.

(૫) અશુભ અધ્યવસાયોથી ત્રસ જીવોના મસ્તક પર આળા ચામડાની વાધરી આદિ બાંધીને મારે તો મહામોહનીય કર્મ બાંધે.

(૬) જેમ લુંટારો વિશ્વાસ ઉપજાવે તેવો વેશ પહેરી પથિકને મારીને હસે તેવી રીતે મૂર્ખજનને જોઈ હસે, તેની

મશ્કરી કરે, તેને મારે અને તેમાં આનંદ માને તો મહામોહનીય કર્મ બાંધે

(૭) પોતાના દુષ્ટ આચારને કપટથી ઢાંકે, અસત્ય બોલે, શાસ્ત્રના અર્થ છુપાવે, ફેરવે, ઉત્સૂત્ર પ્રરૂપણા કરે, મૂળ ગુણ, ઉત્તર ગુણનુ ખડન કરે તો મહામોહનીય કર્મ બાંધે

(૮) પોતે કહેલાં દુષ્ટ કર્મોનો દોષ અન્ય ઉપર ઢોળે અર્થાત્ અન્ય ઉપર મિથ્યા કલક ચઢાવે, યશસ્વીનો યશ ઘટાડવા માટે જૂઠાં આળ ચઢાવે તો મહામોહનીય કર્મ બાંધે.

(૯) જાણીને પરિષદમાં સત્યમૃષા (મિશ્રભાષા) બોલે, અને કંલેશની વૃદ્ધિ કરે તો મહામોહનીય કર્મ બાંધે

(૧૦) રાજ્યનો રાજા વિદ્યમાન્ ન હોય તે રાજ્યના મંત્રી, રાજાની રાણી અને ધનની આવકનો નાશ કરે, અને સામંતોમાં ભેદ પાડી રાજ્ય અને લક્ષ્મીનો અધિપતિ બને અથવા રાજા કે શેઠ કોઈ ઉપર વિશ્વાસ કરતા હોય તે રાજા કે શેઠનો અધિકાર છીનવી લે, તેની સ્ત્રીને, ધનને પોતાના તાબામાં કરે તો મહામોહનીય કર્મ બાંધે.

(૧૧) પોતે કુંવારો ન હોવા છતાં કહે કે હું કુંવારો છું અને સ્ત્રીને આધીન થઈ સેવન કરે તો મહામોહનીય કર્મ બાંધે.

(૧૨) અબ્રહ્મચારી હોવા છતાં કહે કે હું બ્રહ્મચારી છું તે ગાયના ટોળામાં ગર્દભની પેઠે સાધુઓના ટોળામાં અશોભનિક દેખાય છે. તે પોતાના આત્માનો અહિતકારી, બાળઅજ્ઞાની, બની સ્ત્રીલંપટ અને મૃષાવાદી બને છે, તે મહામોહનીય કર્મ બાંધે છે.

(૧૩) જેના આશ્રયમાં રહીને પોતાની આજીવિકા ચલાવે છે તેની જ લક્ષ્મી ઉપર તાકે, ચોરે કે લૂટે તો મહામોહનીય કર્મ બાંધે.

(૧૪) જેની કૃપાથી દરિદ્રપણું મટી અધિકાર અને લક્ષ્મી પ્રાપ્ત થયાં હોય તેના ઉપકારને ભૂલી જઈ ઈર્ષાથી તે ઉપકારીની જ આજીવિકાને તોડી નાખે, તેને દુઃખ આપે, ધન વગેરેની અંતરાય પાડે તો મહામોહનીય કર્મ બાંધે.

(૧૫) ગૃહપતિ, સંઘપતિ, પોષક કે જ્ઞાન આપનાર ગુર્વાદિકને હણે તો મહામોહનીય કર્મ બાંધે.

(૧૬) રાષ્ટ્રનેતા ગ્રામનેતા આદિને હણે તો મહામોહનીય કર્મ બાંધે.

(૧૭) સમાજના આધારભૂત, સમુદ્રમાં દ્વીપની પેઠે ઘણા મનુષ્યના રક્ષણકર્તા એવા વિશિષ્ટ પરોપકારી પુરૂષને હણે તો મહામોહનીય કર્મ બાંધે.

(૧૮) સંયમ લેવા તત્પર થયેલ છે અને જેણે સંયમ લીધેલો છે એવા સંયમી, પાપભીરૂ અને જગતના જીવોના જીવન સમાન ભિક્ષુને ધર્મથી ભ્રષ્ટ કરે તો મહામોહનીય કર્મ બાંધે.

(૧૯) અનંતજ્ઞાન દર્શનના ધારક શ્રી કેવળજ્ઞાનીના અને સમ્યકત્વ ધારકોના અવર્ણવાદ બોલે તો મહામોહનીય કર્મ બાંધે.

(૨૦) તીર્થંકરદેવે પ્રરૂપેલ ન્યાયમાર્ગનો દ્વેષ કરી તેના અવર્ણવાદ બોલે, નિંદા કરે તો મહામોહનીય કર્મ બાંધે.

(૨૧) આચાર્ય, ઉપાધ્યાય જે શાસ્ત્ર, વિનય, ચારિત્ર શીખવે તેમની નિંદા કરે તો મહામોહનીય કર્મ બાંધે.

(૨૨) અહંકાર અને અહંભાવમાં રત થઈ આચાર્ય, ઉપાધ્યાયના વિનય, ભક્તિ, સેવા ન કરે તો મહામોહનીય કર્મ બાંધે

(૨૩) અપંડિત હોવા છતાં આત્મશ્લાઘા કરે કે હું

બહુશ્રુત છું અને એવી રીતે સ્વાધ્યાયવાદ બોલે કે હું શાસ્ત્રનો વિશુદ્ધ પાઠક છુ તો મહામોહનીય કર્મ બાંધે.

(૨૪) અતપસ્વી હોવા છતાં પોતાની પ્રશંસા કરે કે હું તપસ્વી છું તે સર્વ લોકમાં ઉત્કૃષ્ટ ચોર માનવામાં આવે છે. તે મહામોહનીય કર્મ બાધે છે.

(૨૫) રોગી, અસમર્થ, વૃદ્ધ સાધુ, આચાર્યાદિકની સામર્થ્ય હોવા છતાં સેવા સુશ્રૂષા ન કરે અને માયા કપટથી કહે કે હું સેવા કરૂ છુ તે કલુષિત ચિત્તવાળો પોતાના આત્માનો અબોધક બની મહામોહનીય કર્મ બાંધે.

(૨૬) કલેશની ઉત્પાદક, પ્રાણીઓની ઘાત કરનારી, જ્ઞાનાદિનો નાશ કરનારી અને ચતુર્વિધ તીર્થમાં ભેદ પડે એવી કથાઓ કરે તો મહામોહનીય કર્મ બાંધે.

(૨૭) શ્લાઘા વધારવા અથવા મિત્ર સ્વજનાદિ માટે વશીકરણ, જાદુ, મંત્ર આદિ અધાર્મિક પ્રયોગો પ્રયોજે તો મહામોહનીય કર્મ બાંધે.

(૨૮) જે મનુષ્ય અથવા દેવસંબધી ભોગોમા અતૃપ્તપણે આસક્ત થઇ તેમાં તીવ્ર ઇચ્છા રાખે અને તેવા ભોગોનું ગાઢ પરિણામથી આસ્વાદન કરે તો તે મહામોહનીય કર્મ બાંધે.

(૨૯) દેવતાઓની ઋદ્ધિ, દ્યુતિ, યશ, વર્ણ, બળ કે વીર્યના અવર્ણવાદ બોલે, તેની નિંદા કરે તે મહામોહનીય કર્મ બાંધે.

(૩૦) દેવોને પોતે ન જોઈ શકતો હોય છતાં પોતાની પૂજા, પ્રતિષ્ઠા ચલાવવા માટે કહે કે હું દેવોને જોઉ છું તો મહામોહનીય કર્મ બાંધે.

**સિદ્ધ ભગવંતના ૩૧ આદિગુણો—**

જે ગુણ પ્રારંભથી જ હોય તે આદિ-ગુણ કહેવાય છે.

સિદ્ધ ભગવંતને આ ૩૧ ગુણો પ્રારંભથી જ હોય છે, કાલાન્તરે પ્રાપ્ત થાય એવું નહિ, કારણ તેમની ભૂમિકા ક્રમિક વિકાસની નથી. આચાર્ય શ્રી શાંતિસૂરિ सिद्धाइगुण નો અર્થ सिद्धाऽतिगुण કરે છે. અતિગુણનો ભાવ ઉત્કૃષ્ટ, અસાધારણ ગુણ છે.

(૧–૫) મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યયજ્ઞાનાવરણ, કેવળજ્ઞાનાવરણ–એ પાંચ જ્ઞાનાવરણ પ્રકૃતિનો ક્ષય.

(૬–૧૪) ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ, અવધિદર્શનાવરણ, કેવળદર્શનાવરણ, નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા સ્ત્યાનગૃદ્ધિ એ નવ દર્શનાવરણીય પ્રકૃતિનો ક્ષય.

(૧૫–૧૬) સાતાવેદનીય અને અસાતાવેદનીય એ બે વેદનીય પ્રકૃતિનો ક્ષય.

(૧૭–૧૮) દર્શનમોહનીય, ચારિત્રમોહનીયનો ક્ષય.

(૧૯–૨૨) નૈરયિક આયુ, તિર્યંચ આયુ, મનુષ્ય આયુ અને દેવ આયુ એ ચાર આયુનો ક્ષય.

(૨૩–૨૪) ઉચ્ચગોત્ર અને નીચ ગોત્રનો ક્ષય.

(૨૫–૨૬) શુભ નામ અને અશુભ નામનો ક્ષય.

(૨૭–૩૧) દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય એ પાંચ અંતરાયનો ક્ષય.

—સમવાયાંગ સૂત્ર

સિદ્ધ ભગવંતના અન્ય પ્રકારે પણ ૩૧ આદિ-ગુણો છે, તે—

પાંચ સંસ્થાન, પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ, ત્રણવેદ, શરીર, આસક્તિ અને પુનર્જન્મ એ એકત્રીશ દોષોના ક્ષયે ૩૧ એકત્રીશ ગુણ થયાં. —આચારાંગ સૂત્ર

બત્રીશ યોગસંગ્રહ—

મન, વચન, કાયાના વ્યાપારને યોગ કહે છે. તેના શુભ અને અશુભ યોગ એમ બે ભેદ છે. અશુભ યોગથી નિવૃત્તિ અને શુભ યોગમાં પ્રવૃત્તિ તે જ સંયમ છે. શુભ યોગનો સંગ્રહ સંયમી જીવનની પવિત્રતા જાળવી રાખે છે. યોગ સગ્રહની સાધનામાં ભૂલ થઇ હોય તેનું પ્રતિક્રમણ અહીંઆં અભીષ્ટ છે.

(૧) ગુરુજનો પાસે દોષોની આલોચના કરવી.

(૨) કોઇના દોષની આલોચના સાંભળી બીજા કોઇને કહેવી નહિ.

(૩) આપત્તિ આવે છતાં ધર્મમાં દઢ રહેવું.

(૪) આસક્તિ રહિત તપ કરવુ.

(૫) સૂત્રાર્થ ગ્રહણરૂપ ગ્રહણ–શિક્ષા અને પ્રતિલેખના આદિ રૂપ સેવન કરવુ (આચાર શિક્ષાનો અભ્યાસ કરવો)

(૬) શરીરની શુશ્રૂષા કરવી નહિ.

(૭) પૂજા પ્રતિષ્ઠાનો મોહ ત્યાગી અજ્ઞાત તપ કરવો.

(૮) લોભનો ત્યાગ.

(૯) તિતિક્ષા– પરિષહ આદિ સહન કરવા.

(૧૦) આર્જવ– ઋજુતા, સરળ ભાવ

(૧૧) શુચિ– સયમ અને સત્યની પવિત્રતા.

(૧૨) સમ્યકત્વ શુદ્ધિ.

(૧૩) સમાધિ– પ્રસન્ન ચિત્તતા.

(૧૪) આચાર પાલનમાં માયા ન કરવી.

(૧૫) વિનય.

(૧૬) ધૈર્ય– અદીન વૃત્તિ

(૧૭) સંવેગ-સંસારથી ભય વા મોક્ષાભિલાષા.

(૧૮) માયા ન કરવી.

(૧૯) સદનુષ્ઠાન.

(૨૦) સંવર-પાપાશ્રવનો નિરોધ.

(૨૧) આત્મદોષનો નિરોધ-આત્મદોષની શુદ્ધિ.

(૨૨) કામભોગોથી વિરક્તિ.

(૨૩) મૂળ ગુણોનું શુદ્ધ પાલન.

(૨૪) *ઉત્તર ગુણોનું શુદ્ધ પાલન.

(૨૫) વ્યુત્સર્ગ-દ્રવ્યથી ઉપધિ આદિ છોડવી

(૨૬) અપ્રમાદ.

(૨૭) પ્રતિક્ષણ સંયમ-યાત્રામાં સાવધાની.

(૨૮) શુભ ધ્યાન.

(૨૯) મારણાંતિક વેદનાના ઉદયે અધીર ન બનવું.

(૩૦) સંગનો પરિત્યાગ.

(૩૧) પ્રાયશ્ચિત-આલોચના ગ્રહણ.

(૩૨) અંત સમયે સંલેખના કરી જ્ઞાનાદિ ત્રણ રત્નોની આરાધના કરી સમાધિ મરણે મરવું.

આચાર્ય જિનદાસ બત્રીશ યોગ સંગ્રહના એક અન્ય

---

* મૂળ ગુણ અને ઉત્તર ગુણના શુદ્ધ પાલનના બે ભેદને નં. ૨૩ માં ''પ્રત્યાખ્યાન'' રૂપ ભેગા મૂકી, ''શુભ ધ્યાન'' પછી ''સંવર''નો બોલ મૂકેલો પણ જોવામાં આવે છે.

—ભીખાલાલ ગિ. શેઠ

પ્રકારનો પણ ઉલ્લેખ કરેલ છે, તે નીચે પ્રમાણે છે:—ધર્મ-ધ્યાનના સોળ ભેદ અને તે પ્રમાણે શુક્લ ધ્યાનના સોળ ભેદ મળી યોગ સંગ્રહના બત્રીસ ભેદ થયા—' धम्मो सोलसविधं एवं सुक्कंपि । "

તેત્રીશ આશાતના—

અરિહંત દેવની આશાતનાથી શરૂ કરી ચૌદ જ્ઞાનની આશાતના સુધી તેત્રીશ આશાતના, મૂળ સૂત્રમાં વર્ણવી છે. કોઇ ટીકાકાર અત્રે આશાતનાનો અર્થ ગુરુદેવની તેત્રીશ આશાતના એવો કરે છે ગુરુદેવની તેત્રીશ આશાતનાનું વર્ણન પરિશિષ્ટમાં આપવામાં આવ્યું છે જ્ઞાનની આશાતના સંબંધનું વર્ણન "જ્ઞાન"ના પાઠમાં અપાઈ ગયું છે.

જૈનાચાર્યોએ આશાતના શબ્દની નિરૂક્તિ ઘણી સુંદર કરેલી છે. સમ્યગ્દર્શન આદિ આધ્યાત્મિક ગુણોની પ્રાપ્તિને "આય" કહે છે, અને શાતનાનો અર્થ ખંડન કરવું એવો થાય' છે ગુરુદેવ આદિ પૂજ્ય પુરુષોનું અપમાન કરવાથી સમ્યગ્-દર્શન આદિ સદ્દગુણોની શાતના ( ખંડના ) થાય છે:-आयः सम्यग्दर्शनाद्यवाप्तिलक्षणस्तस्य शातना-खण्डनं निरुक्तादाशातना ।'-आचार्य अभयदेव, समवायांग टीका। आसातणा णाम नाणादि आयस्स सातणा। यकारलोपं कृत्वा आशातना भवति ।-आचार्य जिनदास, आवश्यक चूर्णि।

અરિહંતોની આશાતના

જૈન શાસનનું કેન્દ્ર અરિહંત ભગવાન જ છે. તેથી સર્વ પ્રથમ તેમનો ઉલ્લેખ કર્યો છે. જગજ્જીવોને ધર્મનો ઉપદેશ કરનાર, સન્માર્ગનું નિરૂપણ કરનાર અને અનંત કાળથી અંધકારમાં ભટકતા જીવોને સત્યનો પ્રકાશ આપનાર અરિહંત પ્રભુ જ છે.

तेथी सर्व प्रथम तेमना महिमानो उल्लेख करेल छे अरिहंतोनी कदी कोई सत्ता रही नथी, तेमणे कठोर निवृत्ति प्रधान धर्मनो उपदेश कर्यो छे—आदि दुविकल्प करवो ते अरिहंत देवनी आशातना छे.

### सिद्ध भगवंतोनी आशातना

सिद्ध छे ज नहि. सिद्धने शरीर नथी तो सुख शेनुं होय? संसारथी सर्वथा पृथक् अने निश्चेष्ट पडी रहेवामां शुं आदर्श छे? इत्यादि रूपे अवज्ञा करवी ते सिद्ध भगवंतोनी आशातना छे

### साध्वीओनी आशातना

स्त्री होवाथी तेमने हलकी बतावनी, साधु माटे साध्वी उपद्रव रूप छे कहेवुं, आदि साध्वीओनी आशातना छे.

### श्राविकाओनी आशातना

जैन धर्म अत्यंत उदार अने विराट धर्म छे. तेमां केवल अरिहंत आदि महान आत्माओनुं ज गौरव छे एवुं नथी, परंतु श्रावक धर्मनुं पालन करनार स्त्री पुरुषनुं पण महत्वपूर्ण स्थान छे. प्रत्येक आचार्य, उपाध्याय अने साधुए पण प्रतिदिन प्रातःकाळे अने संध्याकाळे प्रतिक्रमण करतां श्रावक अने श्राविका प्रति ज्ञात के अज्ञात रूपे जे कोई अवज्ञा थई होय तेनुं प्रायश्चित करवु पडे छे—" मिच्छा मि दुक्कडं" लेवानुं होय छे

### देव-देवीओनी आशातना

देवोने भोगविलासी, आळसु, अकिंचितकर वगेरे कही तेमना अवर्णवाद बोलवा ते तेमनी आशातना छे. चतुर्विध संघ माटे देव-जगत् संबंधी तटस्थ मनोवृत्ति राखवी श्रेयस्कर छे.

### ઇહલોક અને પરલોકની આશાતના

મનુષ્ય માટે મનુષ્ય ઈહલોક છે અને નારકી, તિર્યંચ અને દેવ પરલોક છે સ્વજાતિનો પ્રાણીવર્ગ ઇહલોક કહેવાય છે અને વિજાતીય પ્રાણીવર્ગ પરલોક કહેવાય છે ઇહલોક અને પરલોકની અસત્ પ્રરૂપણા કરવી, પુનર્જન્મ આદિ ન માનવા, નરકાદિ ચાર ગતિઓના સિદ્ધાંત ઉપર વિશ્વાસ ન કરવો ઇત્યાદિ ઇહલોક અને પરલોકની આશાતના છે

### લોકની આશાતના

લોક સંસારને કહે છે. દેવાદિ સહિત લોકના સંબંધમાં મિથ્યા પ્રરૂપણા કરવી, તેને ઈશ્વરે બનાવ્યો છે એમ માનવું, લોક સંબંધી પૌરાણિક કલ્પનાઓ ઉપર વિશ્વાસ કરવો, લોકની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય સંબંધી ભ્રાન્ત ધારણાઓનો પ્રચાર કરવો તે લોક સંબંધી આશાતના છે

### પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વોની આશાતના

પ્રાણ, ભૂત આદિ શબ્દોને એકાર્થક માન્યા છે તે સર્વેનો એક જ અર્થ છે આચાર્ય જિનદાસ કહે છે— **एगट्ठिता वा एते।** પરંતુ આચાર્ય જિનદાસ મહત્તર અને હરિભદ્ર આદિ આચાર્યોએ આ શબ્દોનો વિશેષ અર્થ સ્વીકાર્યો છે દ્વીન્દ્રિય આદિ જીવોને પ્રાણ અને પૃથ્વી આદિ એકેન્દ્રિય જીવોને ભૂત કહ્યા છે સમસ્ત સંસારી પ્રાણીઓ માટે જીવ અને સંસારી તથા મુક્ત સર્વે અનંતાનંત જીવો માટે સત્ત્વ શબ્દ વાપરેલ છે—"**प्राणिनः द्वीन्द्रियादय ...। भूतानि पृथिव्यादय .। जीवन्ति जीवा -आयु कर्मानुभवयुक्ता । एवं एव ·। सत्वा -सांसारिक-संसारातीतभेदा ।** —आवश्यक शिष्य-हिता टीका

પ્રાણ-ભૂત આદિની વ્યાખ્યા બીજા પ્રકારે પણ કરવામાં

આવી છે જે પ્રાય સર્વ માન્ય રૂપે પ્રચલિત છે અને આગમ સાહિત્યના પ્રાચીન ટીકાકારોને પણ માન્ય છે—દ્વીન્દ્રિય આદિ ત્રણ વિકલેન્દ્રિયને પ્રાણ કહે છે વૃક્ષોને ભૂત કહે છે. પંચેન્દ્રિયને જીવ કહે છે અને બાકી સર્વ જીવોને સત્ત્વ કહે છે " प्राणा द्वि त्रि-चतुरिन्द्रिया, भूताश्च तरवो, जीवाश्च पञ्चेन्द्रिया, सत्त्वाश्च शेषजीवा ।"

—ભાવવિજય કૃત ઉત્તરાધ્યયન સૂત્ર ટીકા ૨૯/૧૯

વિશ્વના અનંતાનંત જીવોની આશાતનાનું આ સૂત્ર ઘણું મહત્ત્વપૂર્ણ છે જૈન ધર્મની કરુણાનો અનંત પ્રવાહ કેવળ પરિચિત અને સ્નેહી જીવો સુધી મર્યાદિત નથી, પરંતુ સમસ્ત જીવરાશિની ક્ષમા માગવાનો મહાન આદર્શ તેમા રહેલો છે પ્રાણી નિકટ હોય કે દૂર, સ્થૂળ હોય કે સૂક્ષ્મ, જ્ઞાત હોય કે અજ્ઞાત, શત્રુ હોય કે મિત્ર, કોઈ પણ રૂપે હોય પરંતુ તેની આશાતના અને અવહેલના કરવી સાધક માટે નિષિદ્ધ છે

અત્રે આશાતનાનો પ્રકાર એ છે કે આત્માની સત્તાનો જ સ્વીકાર ન કરવો, પૃથ્વી આદિને જડ માનવા, આત્મતત્ત્વને ક્ષણિક માનવુ એકેન્દ્રિય તથા દ્વીન્દ્રિય આદિ જીવોના જીવનને તુચ્છ માનવુ, અને તેથી તેને દુ ખ આપવુ

### કાળની આશાતના

સાધકે સમયની ગતિનું અવશ્ય ધ્યાન રાખવુ જોઈએ. અત્યારે કેવો કાળ છે? શુ પરિસ્થિતિ છે? અત્યારે શુ કર્તવ્ય છે અને શુ અકર્તવ્ય છે? એક વાર વ્યતિત થયેલ કાળ પુન. પાછો આવતો નથી સમયની ક્ષતિ સર્વથી મહાન ક્ષતિ છે ઇત્યાદિ વિચાર સાધક જીવન માટે મહત્ત્વપૂર્ણ છે જે સાધકો આળસમાં સમય વ્યતિત કરે છે, સમયનું મહત્ત્વ સમજી શકતા

નથી તેઓ "काले कालं समायरे" ના સ્વર્ણ સિદ્ધાંત ઉપર ચાલી શકતા નથી, અને સાધના-પથથી ભ્રષ્ટ થયા વિના રહેતા નથી.

આ ભાવનાને ધ્યાનમાં રાખીને કાળની આશાતના ન કરવાનું વિધાન કરેલ છે. કાળની અવહેલના એ ઘણું મોટું પાપ છે. સંયમ-જીવનની અનિયમિતતા જ કાળની આશાતના છે.

## શ્રુતની આશાતના

જૈનધર્મમાં શ્રુતજ્ઞાનને પણ ધર્મ કહેલ છે. શ્રુતજ્ઞાન વિના ચારિત્ર કેવી રીતે સભવે? શ્રુતની અવહેલના એ ધર્મની અવહેલના છે, અને તે ઘણીજ ઘાતક નીવડે છે. "શ્રુત-સાધારણ-ભાષા પ્રાકૃતમાં છે, તેના કોણ નિર્માતા હશે તેની શું ખબર? તે કેવળ કઠોર ચારિત્ર ઉપર જ ભાર મૂકે છે. શ્રુતના અધ્યયન માટે કાળ-મર્યાદાનું બંધન શા માટે?" ઇત્યાદિ વિપરીત વિચાર કે વર્તન શ્રુતની આશાતના છે.

## વાચનાચાર્યની આશાતના

ઉપાધ્યાયની નીચે શ્રુતોદ્દેષ્ટા રૂપે વાચનાચાર્યનું એક નાનું પદ છે. ઉપાધ્યાયશ્રીની આજ્ઞાથી તેઓ શિષ્યોને પાઠ રૂપે કેવળ શ્રુતનો ઉદ્દેશ આદિ કરે છે.

## प्रतिक्रमणनुं विराट रूप—

पडिक्कमामि एगविहे असंजमे થી શરૂ કરી तेत्तीसाए आसायणाहिं સુધીના સૂત્રમાં એકવિધ અસંયમનું જ વિરાટ સ્વરૂપ દર્શાવ્યું છે. તે સર્વ અતિચાર-સમૂહ મૂળથી અસંયમનો જ પર્યાય-સમૂહ છે. "पडिक्कमामि एगविहे असंजमे"—એ અસંયમનું સમાસ પ્રતિક્રમણ છે, અને એજ પ્રતિક્રમણ બાદમાં 'दोहिं बंधणेहिं' આદિથી લઈ 'तेत्तीसाए आसायणाहिं' સુધી ક્રમશઃ વિસ્તૃત બનતું ગયું છે.

પ્રતિક્રમણના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ રૂપ છે 'पडिक्कमामि एगविहे असंजमे' એ સંક્ષિપ્ત રૂપ હોવાથી જઘન્ય પ્રતિક્રમણ છે એથી માંડી ત્રણ, ચાર, દશ, સહસ્ર, લાખ, કોટિ, કિંબહુના સંખ્યાત તથા અસંખ્યાત-સુધી મધ્યમ પ્રતિક્રમણ છે અને પૂર્ણ અનંતની સ્થિતિમાં ઉત્કૃષ્ટ પ્રતિક્રમણ હોય છે. આ પ્રમાણે પ્રતિક્રમણના સંખ્યાત, અસંખ્યાત તથા અનંત સ્થાન છે.

આ લોકાલોક પ્રમાણ અનંત સંસાર છે. તેમાં હિંસા, અસત્ય આદિ અસંયમ રૂપ અનંત હેય (ત્યાજ્ય) સ્થાન છે; અહિંસા, સત્ય આદિ સંયમરૂપ અનંત ઉપાદેય સ્થાન છે અને જીવ પુદ્ગળ આદિ અનંત જ્ઞેય-સ્થાન છે સાધકે આ સર્વેનું પ્રતિક્રમણ કરવાનું હોય છે.

અનંત અસંયમના સ્થાનોમાં કોઈપણ અસંયમ સ્થાનનું આચરણ કર્યું હોય તો તેનું પ્રતિક્રમણ કરવું જોઈએ. અનંત સંયમ સ્થાનોમાંથી કોઈ પણ સંયમ સ્થાનનું આચરણ ન કર્યું હોય તો તેનું પ્રતિક્રમણ કરવું જોઈએ અનંત જ્ઞેય સ્થાનો માંહેના કોઈ પણ જ્ઞેય સ્થાનની સમ્યક્ શ્રદ્ધા તથા પ્રરૂપણા ન કરી હોય તો તેનું પ્રતિક્રમણ કરવું જોઈએ

સૂત્રકારે એકથી શરૂ કરી તેત્રીશ બોલ સુધી સૂત્રમાં ગણાવ્યા છે અને . ગણાવી પણ કયા સુધી શકાય? કોટિ-કોટિ વર્ષોનું જીવન સમાપ્ત થઈ જાય તો પણ એ સર્વેની ગણતરી ન થઈ શકે તેથી અન્ય અનંત બોલને પણ સંક્ષેપમા ગણવા જોઈએ પછી ભલે તે જ્ઞાત હોય કે અજ્ઞાત.

સાધકે કેવળ જ્ઞાત દોષનું જ પ્રતિક્રમણ કરવાનું નથી, પરંતુ અજ્ઞાત દોષોનું પણ પ્રતિક્રમણ કરવાનું હોય છે. તેથી જ પાંચમાં

શ્રમણ સૂત્રમાં "जं संभरामि, जं च न संभरामि।" અર્થાત્ "જે દોષની સ્મૃતિ હોય તેનું પણ અને જે દોષ થયો હોય અને જેની સ્મૃતિ ન હોય તેનું પણ પ્રતિક્રમણ કરું છું"–એ પ્રમાણે જ્ઞાત–અજ્ઞાત દોષોનું પ્રતિક્રમણ કરવાનું વિધાન છે.

આ છે પ્રતિક્રમણનું વિરાટ સ્વરૂપ! અત્રે બિંદુમાં સિંધુ સમાયેલ છે. પિંડમાં બ્રહ્માંડનું દર્શન કરવાનું છે. એક સચિત્ત રજકણ ઉપર પગ આવી ગયો અને અસખ્ય જીવોની હિંસા થઇ ગઇ! એક સચિત જળબિંદુનો ઉપઘાત થઇ ગયો અને અસખ્ય જીવોની હિંસા થઇ ગઇ! કોઇ સ્થળે નિગોદનો સ્પર્શ થયો અને અનંત જીવોની વિરાધના થઇ! આ પ્રમાણે અસંયમ-સ્થાન અનંત રૂપ લઇ લે છે

એક રજકણની પણ યથાર્થ શ્રદ્ધા ન થઈ તો તદ્ગત અનંત પરમાણુઓના કારણે અશ્રદ્ધા અનંત રૂપ લઇ લે છે. લોકાલોક રૂપ અનંત વિશ્વ સબંધી કોઈ પણ પ્રકારની મિથ્યા પ્રરૂપણા કરવામાં આવે તો વિપરીત પ્રરૂપણા અનંત રૂપ ગ્રહણ કરી લે છે.' જ્યારે સાધક આ સર્વે વિપરીત શ્રદ્ધા, વિપરીત પ્રરૂપણા અને વિપરીત સેવન રૂપ અનંત અસંયમ-સ્થાનોથી હટી જઈ સમ્યક્ શ્રદ્ધા, સમ્યક્ પ્રરૂપણા અને સમ્યક્ સેવન રૂપ અનંત સંયમ-સ્થાનોમાં પાછો ફરે ત્યારે શું પ્રતિક્રમણ અનંત રૂપ બની જતું નથી? અવશ્ય બને છે! માટે તો મલધારગચ્છીય આચાર્ય હેમચંદ્રે આવશ્યક ટીપ્પણમાં કહ્યું છે કે—"अपरस्यापि चतुस्त्रिंशदादेरनंतपर्यवसानस्य प्रतिक्रमण-स्थानस्यार्थतोऽत्र सूचितत्वात्।"

આચાર્ય જિનદાસ મહત્તર પણ આવશ્યક ચૂર્ણિમાં લખે છે કે, "एवं ता. सुत्तनिबंध अत्थतो तेत्तीसाओ चोत्तीसा

भवंतीत्ति, चोत्तीसाए बुद्धवयणातिसेसेहिं, पणतीसाए सच्चवयणातिसेसेहिं, छत्तीसाए उत्तरज्झयणेहिं, एवं जहा समवाए जाव सतभिसयानक्खत्ते सतगतारे पण्णत्ते। एवं संखेज्जेहिं असंखेज्जेहिं. अणंतेहि य असंजमट्ठाणेहिं य संजमट्ठाणेहि य जं पडिसिद्ध करणादिना अतियरितं तस्य मिच्छा मि दुक्कडं। सव्वो चिय एसो दुगादीओ अतियारगणो एकविहस्स असंजमस्स पज्जायसमूहो इति। एवं संवेगात्थं अणेगधा दुक्कडगरिहा कता।



## सूत्रपाठ

## पंचमं समणसुत्तं

### (प्रतिज्ञा सूत्र)

नमो चउवीसाए तित्थयराणं उसभाइ-महावीर-पज्जवसाणाणं.

इणमेव निग्गंथं पावयणं, सच्चं, अणुत्तरं, केवलियं पडिपुण्णं, नेआउयं, संसुद्धं, सल्लगत्तणं, सिद्धिमग्गं, मुत्तिमग्गं, निज्जाणमग्गं, निव्वाणमग्गं, अवितहमविसंधि, सव्वदुक्खप्पहीणमग्गं

इत्थं ठिया जीवा सिज्झंति, बुज्झंति, मुच्चंति परिनिव्वायंति, सव्वदुक्खाणमंतं करेंति,

तं धम्मं सद्दहामि, पत्तियामि, रोएमि, फासेमि, पालेमि, अणुपालेमि,

तं धम्मं सद्दहंतो, पत्तियंतो, रोयंतो, फासंतो, पालंतो, अणुपालंतो—

तस्स धम्मस्स केवलिपण्णत्तस्स * अब्भुट्ठिओमि आराहणाए विरओमि, विराहणाए।

असंजमं परियाणामि, संजमं उवसंपज्जामि, अबंभं परियाणामि बंभं उवसंपज्जामि, अकप्पं परियाणामि, कप्पं उवसंपज्जामि, अन्नाणं परियाणामि, नाणं उवसंपज्जामि, अकिरियं परियाणामि, किरियं उवसंपज्जामि, मिच्छत्तं परियाणामि, सम्मत्तं उवसंपज्जामि, अबोहिं परियाणामि,

---

* આ શબ્દથી ઉભા થઈને બાકીનો પાઠ બોલવો.

बोहिं उवसंपज्जामि, अमग्गं परियाणामि मग्गं उवसंपज्जामि, जं संभरामि, जं च न संभरामि जं पडिक्कमामि, जं च न पडिक्कमामि, तस्स सव्वस्स § देवसियस्स अइयारस्स पडिक्कमामि

समणोऽहं संजय - विरय-पडिहय-पच्चक्खाय-पावकम्मो, अनियाणो, दिट्ठिसंपन्नो, मायामोस-विवज्जिओ.

(१)

अड्ढाइज्जेसु दीवसमुद्देसु
पन्नरससु कम्मभूमीसु,
जावंत केइ साहू —
रयहरण-गुच्छ-पडिग्गह-धारा,

(२)

पंचमहव्वय-धारा
अट्ठारस-सहस्स-सीलंगधारा,
अक्खयायारचरित्ता,
ते सव्वे सिरसा, मणसा मत्थएण वंदामि.

(ક્ષામણા અને મૈત્રીભાવ)

खामेमि सव्वजीवे,
सव्वे जीवा खमंतु मे,
मित्ती मे * सव्वभूएसु
वेरं मज्झं न केणइ

§ રાઇયસ્સ, પક્ખિયસ્સ, ચાઉમાસિયસ્સ, સંવચ્છરિયસ્સ—જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

* सव्व जीवेसु—इति जिनदास महत्तरा.

पवमहं आलोइय निंदिय गरिहिय दुगुछिय सम्मं तिविहेण पडिक्कंतो, वंदामि जिणे चउव्वीसं.

ભાવાર્થ પાઠ

## પાંચમુ શ્રમણ સૂત્ર

### (પ્રતિજ્ઞા સૂત્ર)

ભગવાન્ ઋષભદેવથી આરંભી ભગવાન્ મહાવીર સ્વામી પર્યંત ચોવીશ તીર્થંકરોને નમસ્કાર હો.

આ નિર્ગ્રંથ પ્રવચન જ સત્ય છે, સર્વોત્તમ છે, અદ્વિતીય છે (અથવા સર્વજ્ઞ પ્રરૂપિત છે), પરિપૂર્ણ છે, નૈયાયિક અર્થાત્ ન્યાયથી અબાધિત છે, પૂર્ણ શુદ્ધ અર્થાત્ નિષ્કલંક છે, શલ્ય-કુન્ઠેદક છે, સિદ્ધિમાર્ગ છે અર્થાત્ પૂર્ણ હિતાર્થ રૂપ સિદ્ધિની પ્રાપ્તિનો ઉપાય છે, મુક્તિ માર્ગ છે, નિર્યાણ માર્ગ છે, નિર્વાણ માર્ગ છે, ભૂતાર્થ છે, પૂર્વાપર વિરોધ રહિત છે અને સર્વ દુઃખોને પૂર્ણ ક્ષય કરનાર માર્ગ છે

આ નિર્ગ્રંથ પ્રવચનમા સ્થિત થયેલા જીવો અર્થાત્ તદનુસાર આચરણ કરનાર ભવ્ય જીવો સિદ્ધ થાય છે, સર્વજ્ઞ થાય છે, કર્મથી મુક્ત થાય છે, પરમ આત્મ શાંતિને પ્રાપ્ત કરે છે અને સમસ્ત દુઃખોનો સદાકાળ માટે અંત કરે છે.

આ નિર્ગ્રંથ પ્રવચન સ્વરૂપ ધર્મની હું શ્રદ્ધા કરૂ છુ, પ્રતીતિ કરૂ છુ અર્થાત તેને મોક્ષ હેતુ રૂપ માનું છુ, રૂચિ કરૂ છુ, સ્પર્શું છુ અર્થાત્ તેનું સેવન કરૂ છુ, તેનું પાલન કરૂ છુ, અર્થાત્ તેની રક્ષા કરૂ છુ, વિશેષ રૂપે પુનઃ પુનઃ પાલન કરૂં છુ.

હુ તે ધર્મની શ્રદ્ધા કરતો, પ્રતીતિ કરતો અર્થાત્ તેને મોક્ષ હેતુ રૂપ માનતો, રૂચિ કરતો, સ્પર્શ અર્થાત્ આચરણ

કરતો, પાલન અર્થાત રક્ષણ કરતો, વિશેષ રૂપે પુનઃ પુનઃ પાલન કરતો, તે કેવલિ-પ્રરૂપિત ધર્મની આરાધનાને વિષે અભ્યુત્થિત થયો છું, અર્થાત્ સન્માનપૂર્વક ઉપસ્થિત થયો છું, તેની વિરાધનાથી નિવૃત્ત થયો છું.

અસંયમને જ્ઞ પરિજ્ઞાથી જાણીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગું છું, સંયમને અંગીકાર કરું છું.

અબ્રહ્મચર્યને જાણીને ત્યાગું છું, બ્રહ્મચર્યને અંગીકાર કરું છું.

અકલ્પને (અકૃત્યને) જાણીને ત્યાગું છું, કલ્પને (કૃત્યને) સ્વીકારું છું.

અજ્ઞાનને જાણીને ત્યાગું છું, જ્ઞાનને અંગીકાર કરું છું.

અક્રિયા-નાસ્તિકવાદને જાણીને ત્યાગું છું અને ક્રિયા-સમ્યક્વાદને અંગીકાર કરું છું.

મિથ્યાત્વને જાણીને ત્યાગું છું, સમ્યક્ત્વને અંગીકાર કરું છું.

અબોધિ-મિથ્યાત્વ કાર્યને જાણીને ત્યાગું છું, બોધિ-સમ્યક્ત્વ કાર્યને અંગીકાર કરું છું.

મિથ્યાત્વાદિ અમાર્ગને જાણીને ત્યાગું છું, સમ્યગ્દર્શનાદિ માર્ગનો અંગીકાર કરું છું.

[ છદ્મસ્થપણાને કારણે અવશેષ દોષ-શુદ્ધિ માટે કહે છે ]

જે દોષ મને યાદ છે અને જે યાદ નથી; જે અતિચારનું પ્રતિક્રમણ કરું છું અને જેનું (સૂક્ષ્મતાના કારણે) પ્રતિક્રમણ કરી શકતો નથી તે સર્વે +દિવસ સંબંધી અતિચારોનું હું પ્રતિક્રમણ કરું છું અર્થાત્ તેનાથી નિવર્તું છું.

---

+ રાત્રિ, પક્ષ, ચાતુર્માસ, સંવત્સરી-જે પ્રતિક્રમણ હોય તે શબ્દ બોલવો.

હું શ્રમણ, સંયત, સાવદ્ય યોગોથી નિવૃત્ત ( વિરત ), આવનાર પાપ કર્મોને પ્રતિહત કરનારા, તેમજ પાપ કર્મોના પ્રત્યાખ્યાન કરનાર, આસક્તિ રહિત, સમ્યગ્દષ્ટિ સંપન્ન, માયાયુક્ત મૃષાવાદનો પરિહાર કરનાર છું.

અઢી દ્વીપ અને બે સમુદ્ર વિષે પંદર કર્મભૂમિમા જેટલા સાધુઓ રજોહરણ, ગુચ્છા અને પાત્રને ધારણ કરનાર—

તથા પાંચ મહાવ્રત, અને અઢાર હજાર શીલાંગ ( સદાચારના અંગો )ને ધારણ કરનાર, અક્ષત અર્થાત્ પરિપૂર્ણ આચારયુક્ત ચારિત્રવાન સાધુઓ વસે છે તે સર્વેને મન, વચન અને કાયાદ્વારા મસ્તક નમાવી વંદન કરૂં છું.

હુ સર્વે જીવોને ક્ષમા કરૂં છું, અને તે સર્વે જીવો પણ મને ક્ષમા કરે. મારે સર્વ જીવો સાથે મૈત્રી ( મિત્રતા ) છે, કોઇ સાથે વૈરભાવ નથી.

આ પ્રમાણે હું સમ્યક્ પ્રકારે પાપકર્મની આલોચના કરી, આત્મસાક્ષીએ નિંદી, ગુરુસાક્ષીએ ગર્હા કરી, જુગુપ્સા કરી, મન, વચન અને કાયા એ ત્રણ પ્રકારે પ્રતિક્રમણ કરી ચોવીશ જિનેશ્વર દેવોને વંદન કરૂં છું.

### શબ્દાર્થ

**नमो** = નમસ્કાર હો
**चउवीसाए** = ચોવીશ
**तित्थयराणं** = તીર્થંકરોને
**उसभाइ** = શ્રી ઋષભદેવ આદિ
**महावीर** = મહાવીર સ્વામી
**पज्जवसाणाणं** = પર્યંતને
**इणमेव** = આ જ
**निग्गंथं** = નિર્ગ્રંથ
**पावयणं** = પ્રવચન
**सच्चं** = સત્ય
**अणुत्तरं** = સર્વોત્તમ
**केवलियं** = સર્વજ્ઞ પ્રરૂપિત અથવા અદ્વિતીય

पडिपुण्णं = પ્રતિપૂર્ણ
नेआउयं = નૈયાયિક, ન્યાયથી અબાધિત અર્થાત્ પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન આ પંચા-વયવ નય વાક્યથી યુક્ત
संसुद्धं = પૂર્ણ શુદ્ધ, નિષ્કલંક
सल्लगत्तणं = શલ્ય ઉચ્છેદક
सिद्धिमग्गं = સિદ્ધિ-માર્ગ; પૂર્ણ હિતાર્થ રૂપ સિદ્ધિની પ્રાપ્તિનો ઉપાય
मुत्तिमग्गं = મુક્તિ માર્ગ
निज्जाणमग्गं = નિર્યાણ માર્ગ, સંસારથી નીકળવાનો માર્ગ, મોક્ષ સ્થાનનો માર્ગ
निव्वाणमग्गं = નિર્વાણ માર્ગ, પરમ સુખ અને શાંતિનો માર્ગ
अवितहं = યથાર્થ, ભૂતાર્થ, સત્ય
अविसंधि = અવ્યવચ્છિન્ન; પૂર્વાપર વિરોધ રહિત
सव्वदुक्खप्पहीणमग्गं = સર્વ દુઃખને ક્ષય કરનાર માર્ગ
इत्थं = આ પ્રમાણે, એમાં
ठिया = સ્થિત થયેલાં
जीवा = જીવો
सिज्झंति = સિદ્ધ થાય છે
बुज्झंति = બુદ્ધ થાય છે; સર્વજ્ઞ થાય છે
मुच्चंति = કર્મથી મુક્ત થાય છે
परिनिव्वायंति = સર્વ પ્રકારે નિર્વાણ પામે છે, પરમ આત્મશાંતિને પ્રાપ્ત કરે છે
सव्वदुक्खाणं = સર્વ દુઃખનો
अंतं करंति = અંત કરે છે, ક્ષય કરે છે
तं धम्मं = તે ધર્મની
सद्दहामि = શ્રદ્ધા કરું છું
पत्तियामि = પ્રતીતિ કરું છું; મોક્ષ હેતુરૂપ માનું છું
रोएमि = રુચિ કરું છું
फासेमि = સ્પર્શ કરું છું; આચરણ કરું છું
पालेमि = પાલન કરું છું; રક્ષણ કરું છું
अणुपालेमि = વિશેષ રૂપે પુનઃ પુનઃ પાલન કરું છું

सद्दहंतो = શ્રદ્ધા રાખતો થકો
पत्तियंतो = પ્રતીતિ કરતો થકો
रोयंतो = રૂચિ કરતો થકો
फासंतो = સ્પર્શતો થકો; આચરણ કરતો થકો
पालंतो = પાલન કરતો થકો; રક્ષણ કરતો થકો
अणुपालंतो = વિશેષ રૂપે પુનઃ પુનઃ પાલન કરતો થકો
तस्स धम्मस्स = તે ધર્મની
केवलि पण्णत्तस्स = કેવળી પ્રરૂપિત
आराहणाए = આરાધનાને વિષે
अब्भुट्ठिओ मि=અભ્યુત્થિત થયો છુ; સન્માનપૂર્વક ઉપસ્થિત થયો છું
विराहणाए = વિરાધનાથી
विरओमि = નિવૃત્ત થયો છુ વિરામ્યો છુ
असंजमं = અસંજમને
परियाणामि = જ્ઞ પરિજ્ઞા એ જાણીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાએ ત્યાગું છું
संजमं = સંયમને
उवसंपज्जामि = અંગીકાર કરૂ છુ, સ્વીકારૂં છું
अबंभं = અબ્રહ્મચર્યને
बंभं = બ્રહ્મચર્યને
अकप्पं = અકલ્પને; અકૃત્યને
कप्पं = કલ્પને; કૃત્યને
अन्नाणं = અજ્ઞાનને
नाणं = જ્ઞાનને
अकिरियं = અક્રિયાને; નાસ્તિકવાદને
किरियं = ક્રિયાને; સમ્યગ્‌વાદને
मिच्छत्तं = મિથ્યાત્વને
सम्मत्तं = સમ્યકૃત્વને
अबोहिं = અબોધિને; મિથ્યા કાર્યને
बोहिं = સમ્યકૃત્વને; બોધિને
अमग्गं=મિથ્યાત્વાદિ અમાર્ગને
मग्गं = સમ્યગ્ દર્શનાદિ માર્ગને
जं संभरामि = જે કોઈ મને યાદ છે
जं च न संभरामि = અને જે મને યાદ નથી

**तं पडिक्कमामि** = જે કોઈ (અતિચારને) હું પ્રતિક્રમું છું

**तं च न पडिक्कमामि** = જે કોઈ (સૂક્ષ્મ અતિચારને) હું પ્રતિક્રમી શકતો નથી

**तस्स सव्वस्स** = તે સર્વે

**देवसिअस्स** = દિવસ સંબંધી

**अइयारस्स** = અતિચારનું

**पडिक्कमामि** = પ્રતિક્રમણ કરું છું

**समणोऽहं** = હું શ્રમણ

**संजय** = સયત; સંયમી

**विरय** = વિરત અર્થાત્ સાવદ્ય યોગોથી નિવૃત્ત

**पडिहय** = (આવનાર પાપકર્મોને) પ્રતિહત કરનાર

**पच्चक्खाय** = (પાપ-કર્મોના) પ્રત્યાખ્યાન કરનાર

**पावकम्मो** = પાપકર્મ

**अनियाणो** = નિદાન રહિત; આસક્તિ રહિત; સંસાર પરિભ્રમણના કારણોથી રહિત

**दिट्ठिसंपन्नो** = દ્રષ્ટિ સંપન્ન અર્થાત્ સમ્યગ્દ્રષ્ટિયુક્ત

**मायामोसविवज्जिओ** = માયાયુક્ત મૃષાવાદથી સર્વથા રહિત

**अड्ढाइज्जेसु दीवसमुद्देसु** = અઢી દ્વીપ અને (બે) સમુદ્રને વિષે

**पन्नरससु कम्मभूमीसु** = પંદર કર્મભૂમિમાં (પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ મળી પંદર)

**जावंति केइ** = જે કોઈ; જેટલા હોય તેટલા

**साहू** = સાધુઓ

**रयहरण-गुच्छ-पडिग्गह-धारा** = રજોહરણ, ગોચ્છક અને પાત્રને ધારણ કરનાર, અર્થાત્ શુદ્ધ ભિક્ષાજીવી

**पंचमहव्वय-धारा** = પાંચ મહાવ્રતોને ધારણ કરનાર

**अट्ठारससहस्स-सीलंग-धारा** = અઢાર હજાર શીલાંગને ધારણ કરનાર; શીલ (સદાચારના) ના અઢાર હજાર અંગને ધારણ કરનાર

**अक्खयाऽऽयारचरित्ता** = અક્ષત-પરિપૂર્ણ આચાર રૂપ ચારિત્રવાન

तें सव्वे = તે સર્વને
सिरसा = શિરથી, ઉત્તમાંગથી
मणसा = મનથી
मत्थएण = મસ્તકથી
वंदामि = (વાચા દ્વારા) વંદન કરૂં છું
खामेमि = ખમાવું છું; ક્ષમા કરૂં છું
सव्व- = સર્વે
जीवे = જીવોને
सव्वे जीवा = સર્વે જીવો
खमंतु = ક્ષમા કરો
मे = મને
मेत्ती મૈત્રી, મિત્રતા
मे = મારે
सव्वभूएसु = સર્વ પ્રાણીઓ સાથે
वेरं = વૈરભાવ
मज्झं = મારે
न = નથી
केणइ = કોઈ પણ સાથે
एवं = આ પ્રમાણે
अहं = હું
आलोइय = આલોચના કરીને
निंदिय = નિંદા કરીને
गरिहिय = ગર્હા કરીને, ગુરૂ સાક્ષીએ વિશેષ નિંદા કરીને
दुगुंछिय = જુગુપ્સા કરીને
सम्मं = સમ્યક્ પ્રકારે; રૂડી રીતે
तिविहेण = ત્રણ પ્રકારે; ત્રિવિધે, ( મન, વચન કાયાથી )
पडिक्कंतो = પ્રતિક્રમણ કરતો, પાપ કર્મથી નિવૃત્ત થતો
वंदामि = વં ન કરૂં છું
जिणे = જિનેશ્વર દેવોને
चउव्वीसं = ચોવીશ

### વિવેચન

આ અંતિમ પ્રતિજ્ઞા સૂત્ર છે. પ્રતિક્રમણ આવશ્યકના ઉપસંહારમાં સાધક ઘણી ઉદાત્ત, ગંભીર અને ભાવનાપૂર્ણ પ્રતિજ્ઞા કરે છે. તેનો એકેક શબ્દ સાધનાને સ્ફુર્તિ અને પ્રગતિની દિવ્ય જ્યોતિથી આલોકિત કરનાર છે. આ કેટલી મધુર અને ઉત્થાનના સંકલ્પોથી પરિપૂર્ણ પ્રતિજ્ઞા છે ? પ્રતિક્રમણ દ્વારા કેવળ આલોચના કરી લેવી

એટલું જ નહિ કિંતુ કદી પણ એ દોષ પુનઃ કરવામાં નહિ આવે એવો દૃઢ સંકલ્પ કરવામાં આવે છે. આ પ્રતિજ્ઞા સૂત્રમાં એ જ શિવ સંકલ્પ છે પ્રતિક્રમણ આવશ્યકની સમાપ્તિ ઉપર સાધક પુનઃ અસંયમ પથ ઉપર પગલું ન ભરવાની ધર્મ-ઘોષણા કરે છે.

જૈન ધર્મ મૂળથી જ પાપોથી બચવાનો આદર્શ ધરાવે છે. તેથી કૃત પાપોનું પ્રાયશ્ચિત્ત કરી લેવું એટલુંજ પર્યાપ્ત નથી, કિંતુ ભવિષ્યમાં પણ પુનઃ પાપ ન થાય એવી સાવધાની રાખવાનો સિદ્ધાંત આગળ ધરે છે. ઇશ્વર અમારા પાપો ક્ષમા કરી દેશે, એટલે અમારે પાપનું ફળ ભોગવવું પડશે નહિ એ સિદ્ધાંત જૈન ધર્મને અણુમાત્ર પણ સ્વીકાર્ય નથી. જે મનુષ્યો એવા સિદ્ધાંતમાં વિશ્વાસ કરે છે તેઓ અહર્નિશ પાપ કરતા રહે છે અને બીજી બાજુથી ઇશ્વર પાસે ક્ષમા માગતા રહે છે. તેમનું લક્ષ પાપોથી બચવાનું નહિ, કિંતુ કૃત પાપોના ફળથી બચવાનું હોય છે, જૈન સાધક તેથી ઉલટું કૃત પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યા બાદ પુનઃ પાપ નહિ કરવા માટે દૃઢ નિશ્ચયી બને છે.

આ સૂત્રમાં પ્રતિજ્ઞા કરતાં પહેલાં સંયમ પથના મહાન યાત્રી શ્રી ઋષભદેવથી આરંભી મહાવીર સ્વામી પર્યંત ચોવીસ તીર્થંકર દેવોને નમસ્કાર કરવામાં આવે છે આ તીર્થંકર દેવોએ ધર્મ સાધના માટે અનેકાનેક ભયંકર પરિષહ સહન કર્યા અને અંતમાં સાધકમાંથી સિદ્ધ પદ ઉપર પહોચી અજર-અમર પરમાત્મા બની ગયા છે. તેથી તેમનું પવિત્ર સ્મરણ આપણા દુર્બળ મનમાં ઉત્સાહ અને બળની ભાવનાને પ્રદીપ્ત કરનાર છે. તેમની સ્મૃતિ આપણી આત્મ શુદ્ધિને સ્થિર કરનાર બને છે. તીર્થંકર દેવ આપણે માટે અંધકારમાં પ્રકાશ સ્થંભ છે.

વર્તમાન ચોવીશીમાં ભગવાન્ ઋષભદેવ આદિ પ્રવર્તક થયા

છે. જેઓ જૈન ધર્મને સર્વથા આધુનિક માને છે તેમણે આ વાત ઉપર લક્ષ આપવાની આવશ્યકતા છે. ભગવાન્ ઋષભદેવના ગુણગાન વેદો અને પુરાણોમાં ગવાયેલાં છે. તેઓ માનવ સંસ્કૃતિના આદિ-ઉદ્ધારક હતા તેથી તેઓ માનવ માત્રના પૂજ્ય હતા. આજે વૈદિક સમાજ તેમનું ઋણ ભલે ભૂલી ગયેલ હોય, પરંતુ વૈદિક ઋષિઓ તેમના મહાન ઉપકારો ભૂલ્યા ન હતા. તેથી તેમણે ખુલ્લા હૃદયથી તેમની સ્તુતિ કરી છે—

अनर्वाणं वृषभं मन्द्रजिह्वं,
बृहस्पतिं वर्धया नव्यमर्कैः ।
ऋग्० मं० १ सू० १८ मं० १

અર્થાત્-મિષ્ટભાષી, જ્ઞાની, સ્તુતિ યોગ્ય ઋષભને પૂજા સાધન-મંત્રદ્વારા વર્ધિત કરે.

अंहोमुचं वृषभं यज्ञियानां,
विराजन्तं प्रथममध्वराणाम् ।
अपां न पातमश्विना हुवे धिय,
इन्द्रियेण इन्द्रियं दत्तमोजः ॥
अथर्ववेद कां १९/४२/४

અર્થાત્—સંપૂર્ણ પાપોથી મુક્ત તથા અહિંસક વ્રતિઓના પ્રથમ રાજા, આદિત્ય સ્વરૂપ, શ્રી ઋષભદેવનું હું આવાહન કરું છું. તેઓ મને બુદ્ધિ અને ઇન્દ્રિયોની સાથે બળ પ્રદાન કરે.

नाभेरसावृषभ आस सुदेवसूनुः
यो वै चचार समदृग् जडयोगचर्याम् ।
यत्पारहंस्यमृषयः पदमामनन्ति,
स्वस्थः प्रशान्तकरणः परिमुक्त-संगः ॥
श्रीमद् भागवत २/७/१०

વેદ અને ભાગવતમાંજ નહિ, અન્ય વાયુ પુરાણ, પદ્મ પુરાણ આદિમાં પણ ભગવાન ઋષભદેવની સ્તુતિ કરવામાં આવી છે. આ પ્રમાણોથી જાણી શકાય છે કે ભગવાન્ ઋષભદેવ સમસ્ત ભારતવર્ષના એક માત્ર પૂજ્ય દેવતા રહ્યા છે. આ તો વૈદિક સાહિત્યનો નમૂનો છે. જૈન ધર્મનું સાહિત્ય તો ભગવાન્ ઋષભદેવના ગુણગાનથી સર્વથા ઓતપ્રોત છે.

અને આપણા અંતિમ તીર્થંકરદેવ ભગવાન્ મહાવીરને કોણ જાણતું નથી ? આજથી લગભગ અઢી હજાર વર્ષ પહેલાં ભારતવર્ષમાં ભયંકર અજ્ઞાન હતું, તીવ્ર પાખંડ ફેલાયેલું હતું ધર્મના નામે અત્યાચારો થતા હતા ઇતિહાસનો પ્રત્યેક અભ્યાસી તે સમયના યજ્ઞાદિમાં થતા ભયંકર હિંસા-કાંડોથી પરિચિત છે. 'ભગવાન મહાવીરે તે સમયે અહિંસા ધર્મની દુંદુભિ વગાડી, તેમણે કષ્ટો સહન કર્યા, આપત્તિઓ સામે અડગ અને અણનમ રહ્યા અને અંતે ભારતની કાયામાં પલટો કરી દીધો. આધ્યાત્મિક ક્રાન્તિનો સિંહનાદ ભારતના ખૂણે ખૂણે ગૂંજી ઊઠયો. ભગવાન્ મહાવીરનું ઋણ ભારતવર્ષ ઉપર અત્યંત છે, અસીમ છે.

તીર્થંકરદેવોને નમસ્કાર કર્યા બાદ જિનશાસનની મહત્તાનું વર્ણન કરવામાં આવેલ છે જૈન ધર્મ ત્યાગ, વૈરાગ્ય અને વાસનાની નિવૃત્તિ પર જ કેન્દ્રિત છે. તેથી તે આત્મધર્મ છે, આત્માનો પોતાનો ધર્મ છે. માનવ જીવનની ચરમ સફળતા ત્યાગમાં રહેલી છે, અને તે ,ત્યાગ જૈન ધર્મની સાધના દ્વારા સમ્યક્ પ્રકારે પ્રાપ્ત કરી શકાય છે.

પૌર્વાત્ય દર્શન-શાસ્ત્રના સુપ્રસિદ્ધ ફ્રાંસીસી વિદ્વાન ડૉક્ટર એ. ગિરનાટ લખે છે કે, "મનુષ્યની ઉન્નતિ માટે જૈન ધર્મમાં ચારિત્રનું મૂલ્ય ઘણું અધિક છે, જૈન ધર્મ એક ઘણો પ્રમાણિક, સ્વતંત્ર અને નિયમરૂપ ધર્મ છે."

પૂર્વ અને પશ્ચિમના દર્શન-શાસ્ત્રોના તુલનાત્મક અભ્યાસી ઇટાલીયન વિદ્વાન ડૉક્ટર એલ પી ટેસીટરી પણ જૈન ધર્મની શ્રેષ્ઠતા સ્વીકાર કરતા લખે છે કે, " જૈન ધર્મ ઘણી ઉચ્ચ કોટિનો ધર્મ છે. તેનુ મુખ્ય તત્ત્વ વિજ્ઞાનશાસ્ત્રના આધાર ઉપર રચાયેલું છે. આ મારો અનુભવ જ નહિ, કિંતુ અનુભવ મૂલક પૂર્ણ દૃઢ વિશ્વાસ છે કે જેમ જેમ પદાર્થ વિજ્ઞાન ઉન્નતિ કરતું જશે તેમ તેમ જૈન ધર્મના સિદ્ધાંત સત્ય સિદ્ધ થતા જશે."

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી, લોકમાન્ય તિલક, ભારતના સર્વ પ્રથમ ભારતીય ગવર્નર-જનરલ ચક્રવર્તી રાજગોપાલચારી, સ્વ. સરદાર વલ્લભભાઇ પટેલ આદિએ પણ જૈન ધર્મની મુક્તકંઠે પ્રશંસા કરી છે.

केवलियं—

મૂળમાં ' केवलियं ' શબ્દ છે, જેનાં સંસ્કૃત રૂપાંતર બે થઇ શકે છે-કેવલ અને કૈવલિક. કેવળનો અર્થ અદ્વિતીય છે. સમ્યગ્ દર્શન આદિ તત્ત્વ અદ્વિતીય છે, સર્વ શ્રેષ્ઠ છે તેથી માનવ માત્રનું હિત કેવળ આ સિદ્ધાંતોમાંજ રહેલું છે.

કૈવલિકનો અર્થ છે'—'કેવળજ્ઞાનીઓ દ્વારા પ્રરૂપિત અર્થાત્ પ્રતિપાદિત '' છદ્મસ્થ મનુષ્ય ભૂલ કરી શકે છે. તેમના દર્શાવેલ સિદ્ધાંતો ઉપર પૂર્ણ વિશ્વાસ ન કરી શકાય. પરંતુ જે કેવળજ્ઞાની છે, સર્વજ્ઞ છે, સર્વ દ્રષ્ટા છે, ત્રિકાળદર્શી છે તેનું કથન કોઇ પ્રકારે અસત્ય હોઇ જ ન શકે. તેથી મંગળ સૂત્રમાં કહ્યુ છે કે, ' केवलि-पण्णत्तोधम्मो मंगलं । સમ્યગ્દર્શન આદિ ધર્મ તત્ત્વનું નિરૂપણ કેવળજ્ઞાનીઓ દ્વારા થયેલુ છે, અને તે પૂર્ણ સત્ય છે, ત્રિકાળાબાધિત છે.

આ બન્ને અર્થો માટે આચાર્ય જિનદાસ કૃત આવસ્યક

ચૂર્ણિનો પ્રામાણિક આધાર છે—"केवलियं-केवलं अद्वितीयं एतदेवैकं हितं, नान्यद् द्वितीयं प्रवचनमस्ति। केवलिणा वा पण्णत्तं केवलियं।"

निर्याण मार्ग—

આચાર્ય હરિભદ્ર નિર્યાણનો અર્થ મોક્ષપદ કરે છે. આચાર્ય જિનદાસ નિર્યાણનો અર્થ—" સંસારથી નિર્ગમન " કરે છે. 'निर्याणं संसा'रत्पलायणं।' સમ્યગ્દર્શનાદિ ધર્મજ અનંતકાળથી ભટકતા ભવ્ય જીવોને સંસારથી બહાર કાઢે છે તેથી સંસારથી બહાર નીકળવાનો માર્ગ હોવાથી સમ્યગ્દર્શનાદિ નિર્યાણ માર્ગ કહેવાય છે.

निर्वाण मार्ग—

સર્વે કર્મોનો ક્ષય થઇ જવાથી આત્માને કદી નષ્ટ ન થાય એવું જે આધ્યાત્મિક સુખ પ્રાપ્ત થાય છે તેને નિર્વાણ કહે છે.

सिज्झंति—,

જૈન ધર્મમાં આત્માના અનંત ગુણોનો પૂર્ણ વિકાસ થઇ જવો તેને સિદ્ધત્વ માનવામાં આવે છે. 'सिज्झंति-सिद्धा भवन्ति, परिनिष्ठितार्था भवन्ति।'—आचार्य जिनदास महत्तर। જ્યાં સુધી જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સત્ય, કરૂણા આદિ પ્રત્યેક ગુણ અનંત ન હોય ત્યાં સુધી મોક્ષ નથી.

मुच्चंति—

જૈન દર્શન મોક્ષ અવસ્થામાં ગાઇ પણ કર્મની સત્તા માનતું નથી. મોક્ષનો અર્થ કર્મથી સંપૂર્ણ મુક્તિ પામવી તે છે. સિદ્ધાત્મા સર્વ પ્રકારે શુભાશુભ કર્મોથી સદા-સર્વદા મુક્ત બની જાય છે. સિદ્ધત્વનો અર્થ જ મુક્તત્વ છે.

**परियाणामि—**

આગમ સાહિત્યમાં બે પ્રકારની પરિજ્ઞાનો ઉલ્લેખ આવે છે— એક જ્ઞ પરિજ્ઞા અને બીજી પ્રત્યાખ્યાન પરિજ્ઞા. જ્ઞ પરિજ્ઞાનો અર્થ હેય (ત્યાજ્ય) આચરણને સ્વરૂપથી જાણવું તે છે અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાનો અર્થ તેના પ્રત્યાખ્યાન કરવા એવો થાય છે.

પહેલાં અસંયમ આદિના સ્વરૂપનું પરિજ્ઞાન થવું જોઈએ, તો જ સાધક તેનો ત્યાગ કરી શકે છે. વિવેકપૂર્વક કરવામાં આવેલાં પ્રત્યાખ્યાન જ સુપ્રત્યખ્યાન છે તેથી પ્રત્યાખ્યાન-પરિજ્ઞા પહેલા જ્ઞ-પરિજ્ઞા અત્યંતાવશ્યક છે અજ્ઞાની સાધક હિતાહિત જાણી શકતો નથી—"अन्नाणी किं काही ? किंवा नाहिइ सेयपावगं।" માટે સૂત્રપાઠમાં, અસંયમ આદિનુ સ્વરૂપ જ્ઞ પરિજ્ઞાથી જાણીને તેનો પરિત્યાગ કરવાનો ઉલ્લેખ છે.

**અઢી દ્વીપ અને બે સમુદ્ર—**

જમ્બુદ્વીપ, ધાતકી ખંડ અને અર્ધ પુષ્કર દ્વીપ તથા લવણ અને કાલોદધિ સમુદ્ર—આ અઢી દ્વીપ-સમુદ્ર પરિમિત માનવક્ષેત્ર છે. શ્રમણ ધર્મની સાધનાનું આજ ક્ષેત્ર માનેલ છે. તેથી આગળના ક્ષેત્રોમાં મનુષ્ય નથી અને શ્રમણ ધર્મ પણ નથી.

**અઢાર હજાર શીલ—**

શીલનો અર્થ આચાર છે. ભેદાનુભેદની દ્રષ્ટિથી આચારના અઢાર હજાર પ્રકાર છે ક્ષમા, નિર્લોભતા, સરળતા, મૃદુતા, લાઘવ, સત્ય, તપ, ત્યાગ અને બ્રહ્મચર્ય-આ દશ પ્રકારના શ્રમણ ધર્મ છે. દશવિધ શ્રમણ ધર્મના ધર્તા મુનિ પાંચ સ્થાવર, ચાર ત્રસ અને એક અજીવ એમ દશ પ્રકારની વિરાધના કરે નહિ, એટલે દશવિધ શ્રમણ ધર્મને દશની વિરાધનાથી ગુણતાં ૧૦૦ ભેદ થાય.

પાંચ ઇન્દ્રિયોના પાશમાં પડીને પૃથિવીકાય આદિ દશની વિરાધના થાય છે તેથી ઉપરોક્ત ૧૦૦ ભેદને પાંચથી ગુણતાં ૫૦૦ ભેદ થાય છે વળી આહારાદિ ચાર સંજ્ઞાના નિરોધથી પુર્વોક્ત ૫૦૦ ભેદને ગુણતાં ૨૦૦૦ ભેદ થાય છે. તેને ફુમન, વચન અને કાયા એ ત્રણ દંડના નિરોધથી ગુણતાં ૬૦૦૦ ભેદ થાય છે. પુનઃ તેને કરવું, કરાવવું અને અનુમોદવું એ ત્રણ કરણથી ગુણતાં કુલ ૧૮૦૦૦ શીલના ભેદ થાય છે.

આચાર્ય હરિભદ્રની આ સંબંધમાં એક પ્રાચીન ગાથા નીચે ઉદ્ધૃત કરું છું:—

जो ए करणे सन्ना,
इंदिय भोमाइ समणधम्मे य।
सीलंग-सहस्साणं,
अट्ठा'रसगस्स निप्फत्ती॥

આલોચનાદિ—

પોતાના દોષ, ભૂલો વગેરે સ્વયં જેવી રીતે જાણે તે રીતે ગુરુ સમક્ષ કાંઈ પણ છૂપાવ્યા વિના પ્રગટ કરવા તે આલોચના છે આત્મસાક્ષીથી પોતાના પાપોની નિંદા કરવી તે નિંદા છે. ગુરુની સાક્ષીથી વિશેષ રૂપે નિંદા કરવી તે ગર્હા છે પાપો પ્રત્યે પૂર્ણ ઘૃણાભાવ રાખવો તે જુગુપ્સા કે દુગંછા છે.



ફુઆચાર્ય હરિભદ્ર, કરવું, કરાવવુ અને અનુમોદવું તે ત્રણ કરણથી પહેલાં ગુણે છે અને મન વચન અને કાયાના યોગથી ત્યારબાદ ગુણે છે.

# ખામણા

## ક્ષમાપના માગવી તે

શ્રી ગૌતમસ્વામી વંદન કરીને ભગવાન્ મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કે—

खमावणयाए णं भंते। जीवे किं जणयइ?

હે પૂજ્ય! ખમાવવાથી જીવને શો લાભ થાય?

ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે:—

खमावणयाए णं पल्हायण-भावं जणयइ, पल्हायण-भावमुवगए य जीवे सव्वपाणभूयजीवसत्तेसु मित्तीभावं उप्पाएइ, मित्तीभावमुवगए यावि जीवे भाव-विसोहिं काऊण निब्भए भवइ॥

હે ગૌતમ! ખમાવવાથી ચિત્તને આહ્લાદ થાય છે અને તેવો પ્રશાંત ચિત્તવાળો જીવ જગતના સર્વ પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વ-એ ચારેય પ્રકારના જીવોમાં મૈત્રીભાવ ઉત્પન્ન કરી શકે છે અને એવી વિશ્વમૈત્રી પામેલો જીવ પોતાના ભાવની વિશુદ્ધિ કરીને અંતે નિર્ભય બને છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર

# ખામણા
## ક્ષમાપના માગવી તે

નોંધ—ખામણાના પાઠો દરેક પ્રાતમાં જુદી જુદી રીતે બોલાય છે સૌરાષ્ટ્રમાં નિમ્નોક્ત પદ્ધતિ પ્રચલિત છેઃ—

પહેલા ખામણા—શ્રી અરિહંત ભગવાનને.
બીજા ખામણા—શ્રી સિદ્ધ ભગવાનને.
ત્રીજા ખામણા—શ્રી કેવળી ભગવાનને
ચોથા ખામણા—ગણધર, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ
પાચમા ખામણા—પોતાના ધર્મગુરુને. (સાખીતે.)

દિલ્હી, મારવાડ વગેરે જગ્યાએ નવકાર મન્ત્રના પાંચ પદના ક્રમ પ્રમાણે ખામણાના પાઠ બોલાય છે, ત્યારે વળી પંજાબમાં એક ચાર લીટીનું કાવ્ય જ બોલાય છે પંજાબી જૈન મુનિ ઉપાધ્યાય શ્રી આત્મારામજી મહારાજના " શ્રાવક પ્રતિક્રમણ સૂત્ર" પુસ્તકમાં પણ આ ચાર લીટીઓ જ ખામણા તરીકે આપી છે, તે નીચે પ્રમાણે છેઃ—

અનન્ત ચોવીસી તે નમો, સિધ્ધ અનન્તા ક્રોડ,
કેવળજ્ઞાની થેવર સભી, વંદુ બે કર જોડ. ૧
દો ક્રોડી કેવલધરા, વિહરમાન જિન વીસ,
સહસ યુગલ ક્રોડી નમું, સાધુ વંદુ નિસદીસ. ૨

ધાર્મિક ક્રિયા એકજ પધ્ધતિથી થાય અને તેના પાઠો એક જ પદ્ધતિથી બોલાય તે પ્રશંસનીય છે ખામણા નવકાર મન્ત્રના પાંચ પદના અનુક્રમથી બોલાય તો એક જાતનો ક્રમ જળવાઈ રહે. તેથી અત્રે જો કે મેં નવકાર મન્ત્રના પદ-ક્રમાનુસાર તેમ જ સૌરાષ્ટ્રની ચાલુ પદ્ધતિ અનુસાર ખામણા આપ્યા છે, પરંતુ નવકાર મન્ત્રના પદનો અનુક્રમથી" ખામણા બોલવા ઇષ્ટ છે. —ભીખાલાલ ગિ. શેઠ

# ખામણા—(ક્ષમા માગવી તે)

## (નવકાર મંત્રના ક્રમ-પદાનુસાર)

### વિધિ

ભૂમિ ઉપર બંને પગો ઊંધા સ્થાપવા અને બને હાથની કોણીઓ નાભિએ અડકાડીને રાખવી. બને હથેળીઓ જોડી રાખી સ્થિર ચિત્તે બેસી તિર્થંકર દેવ આદિના ગુણો નિમ્નોક્ત પાઠોથી વર્ણવી અવિનય આદિ દોષોના ક્ષમા માગવી.

### પહેલા ખામણા—અરિહંત પ્રભુને

પહેલા ખામણા—પંચમહાવિદેહ ક્ષેત્રને વિષે જયવતા તિર્થંકર દેવ બિરાજે છે તેમને ખમાવુ છું તે સ્વામીના ગુણ ગ્રામ કરતાં જઘન્યકર્મની ક્રોડો ખપે, ઉત્કૃષ્ટ રસ ઉપજે તો આ આત્મા તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જે, તે સ્વામીના નામઃ—

| | |
|---|---|
| ૧. શ્રી સીમંધર સ્વામી | ૧૧. શ્રી વજ્રધર સ્વામી |
| ૨. શ્રી યુગમંધર સ્વામી | ૧૨. શ્રી ચંદ્રાનન સ્વામી |
| ૩. શ્રી બાહુ સ્વામી | ૧૩. શ્રી ચંદ્રબાહુ સ્વામી |
| ૪. શ્રી સુબાહુ સ્વામી | ૧૪. શ્રી ભુજંગ સ્વામી |
| ૫. શ્રી સુજાત સ્વામી | ૧૫. શ્રી ઈશ્વર સ્વામી |
| ૬. શ્રી સ્વયંપ્રભ સ્વામી | ૧૬. શ્રી નેમિપ્રભ સ્વામી |
| ૭. શ્રી ઋષભાનન સ્વામી | ૧૭. શ્રી વીરસેન સ્વામી |
| ૮. શ્રી અનંતવીર્ય સ્વામી | ૧૮. શ્રી મહાભદ્ર સ્વામી |
| ૯. શ્રી સુરપ્રભ સ્વામી | ૧૯. શ્રી દેવજશ સ્વામી |
| ૧૦. શ્રી વિશાળપ્રભ સ્વામી | ૨૦. શ્રી અજીતસેન સ્વામી |

એ જઘન્ય તીર્થંકર વીશ, ઉત્કૃષ્ટ હોય તો એકસો ને

સાડ તથા વર્તમાન કાળે જે વિહરતા હોય તેમને મારી સમય સમયની વંદના હજો

તે પ્રભુ સર્વેના મનની વાત જાણી રહ્યા છે, ઘટઘટની વાત જાણી રહ્યા છે, સમય સમયની વાત જાણી રહ્યા છે, ચૌદ રાજલોક અંજલી પ્રમાણે દેખી રહ્યા છે. પ્રભુમા અનંતજ્ઞાન છે, અનંતદર્શન છે, અનંત ચારિત્ર છે, અનંત તપ છે, અનંત ધૈર્ય છે, અનંત વીર્ય છે, એ ષટ્ ગુણ રહેલા છે. પ્રભુ ચોત્રીશ પ્રકારના અતિશયે કરી બિરાજમાન છે, પાંત્રીશ પ્રકારની સત્ય વચન વાણીના પ્રકાશક છે, એક હજાર આઠ ઉત્તમ લક્ષણ સહિત છે, અઢાર દોષ રહિત છે, બાર ગુણ સહિત છે. પ્રભુએ ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યાં છે, શેષ ચાર કર્મ પાતળા પાડયા છે.

પ્રભુ મુક્તિ જવાના કામી થકા વિચરે છે, ભવ્ય જીવના સંદેહ ભાંગે છે પ્રભુ સયોગી, સશરીરી, કેવળજ્ઞાની, કેવળદર્શની, યથાખ્યાત ચારિત્રના ધારક છે, ક્ષાયિક સમકિત, શુકલ ધ્યાન, શુકલ લેશ્યા, શુભ ધ્યાન, શુભ યોગ સહિત છે, ચોસઠ ઇન્દ્રના પૂજનીય, વદનીય, અર્ચનીય છે. પંડિત–વીર્ય આદિ અનંત ગુણે કરી સહિત છે *

તથા જઘન્ય બે ક્રોડ કેવળી, ઉત્કૃષ્ટ પ્રત્યેક ક્રોડ કેવળી

---

* મોટા ખામણા બોલવા હોય તો નીચેનો પેરેગ્રાફ અત્રે ઉમેરવો:—

સ્વામીનાથ! આપ ગામ, નગર, પુર, પાટણ વગેરે જ્યાં જ્યાં વિહાર કરો છો ત્યાં ત્યાં આપ જિનેશ્વર દેવરૂપ સૂર્ય આગળ ચાલો છો, આપની પાછળ ગણધર ચાલે છે; આપ પગ મૂકો છો સાં લાખ લાખ પાંદડીવાળું પદ્મકમળનું ફુલ થઈ આવે છે, અને તે પગ ઉપડતાં જ વિસરાળ થઈ જાય છે; નદીનાળા

વર્તમાનકાળે જે મહાવિદેહ ક્ષેત્રને વિષે વિચરતા હોય તેમને મારી સમય સમયની વંદના હજો

---

આવે ત્યાં પાજ બંધાઈ જાય છે, ઓઢા-ટેકરાવાળી જમીન સરખી થઈ જાય છે, કાંટાઓ ઉંધે મુખે થઈ જાય છે. સ્વામીનાથ! આપ હજારો ગાઉનો વિહાર કરી જ્યાં જ્યાં બાગ બગીચામાં વનપાળકની આજ્ઞા લઈ પધારો છો તે તે જગ્યાથી સો સો ગાઉ સુધી માર, મરકી સ્વચક્ર, પરચક્ર વગેરેનો ભય રહેતો નથી.

તે સમયે વનપાળક જઈ રાજાદિકને "પ્રભુ પધાર્યા" એવી વધામણી આપે છે ત્યારે રાજા વગેરે આપના દર્શન કરવા આવે છે. તે વખતે બાર જાતની પર્ષદા ભરાય છે તેના નામ ભવનપતિ દેવો તથા તેની દેવીઓ, વાણવ્યંતર દેવો અને તેની દેવીઓ, જ્યોતિષ્ક દેવો અને તેની દેવીઓ, વૈમાનિક દેવો અને તેની દેવીઓ; મનુષ્ય અને મનુષ્યણી; તિર્યંચ અને તિર્યંચણી.

હે સ્વામીનાથ! આપની વાણી અનંતગુણ મીઠી અને મધુર છે તેથી સાંભળનારનું મન એકધ્યાન થઈ જાય છે તેને લીધે કોઈ પ્રાણીને કોઈ પ્રાણી ઉપર વૈરભાવ રહેતો નથી. આ સર્વે આપના પુણ્ય પ્રતાપની નિશાની છે.

**ઇતિ મોટા ખામણા સમાપ્ત**

**નોંધ**—જેમણે સૌરાષ્ટ્રની ચાલુ પદ્ધતિ અનુસાર ખામણા બોલવા હોય તેમણે આ ફુટનોટવાળો પારાગ્રાફ બોલવો નહિ, કારણ તે પદ્ધતિ અનુસાર કેવળી ભગવંતના ખામણા જુદા બોલાય છે.

ભીખાલાલ ગિ. શેઠ

ધન્ય તે [1]ગ્રામ, [2]આકર, [3]નગર, [4]નિગળ, [5]રાજધાણી, [6]ખેડ, [7]કબડ, [8]મડંપ, [9]દ્રોણમુહ, [10]પુર, [11]પાટણ, [12]આસમ, [13]સંબાહ, [14]સન્નિવેશ જ્યાં જ્યાં સ્વામી દેશના દેતા થકા વિચરતા હશે!

ધન્ય તે [15]રાઈસર, [16]તલવર, [17]માડંબિઅ, [18]કોડુંબિઅ, [19]ઇબ્ભ, [20]શેઠ, [21]સેનાપતિ, [22]સાર્થવાહ વગેરે પ્રભુની દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે, સ્વામીના દર્શન કરી નેત્ર પવિત્ર કરતા હશે, અશનાદિ ચૌદ ચૌદ પ્રકારનું દાન દઈ કર પવિત્ર કરતા હશે, પંચાંગ નમાવી કાયા પવિત્ર કરતા હશે, ગુણ ગ્રામ કરી હૃદય પવિત્ર કરતા હશે

સ્વામીનાથ! આપ ત્યાં બિરાજો છો. હું અપરાધી દીન કિંકર અહીં બેઠો છું. આપના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સંબંધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યા હોય તો મન, વચન, કાયાએ કરી ભુજ્જો ભુજ્જો ખમાવુ છું.

[ તિકૂખુત્તોના પાઠથી ત્રણ વાર વંદન કરવુ ]

---

૧. ગામ, ૨. આગર (લવણ ભૂમિ). ૩. શહેર, ૪. જ્યાં વેપારીનો વાસ હોય, ૫. રાજધાની, ૬. માટીના કોટવાળું ગામ, ૭. કુત્સિત નગર, ૮. જેનાથી અઢી કોસ ફરતા ગામ હોય પણ તેથી નજીકમાં ગામ ન હોય, ૯. જ્યાં જળ અને સ્થળ એવા બે પ્રકારના રસ્તા હોય, ૧૦ જ્યાં બજારો ભરાય અને ગામના વેપારી વસ્તુ વેચવા આવે તે, ૧૧. જ્યાં સર્વ વસ્તુ મળે તે, ૧૨ આશ્રમ, ૧૩. પર્વત આદિની ગુફામાં વાસ કરેલ હોય તેવુ સ્થળ, ૧૪. જ્યાં સાર્થવાહ આવી ઉતરતા હોય તે,

૧૫. રાજાઓ, યુવરાજો, ૧૬. રાજાએ પ્રસન્નતાથી બક્ષીસ આપેલ સુવર્ણપટ્ટ ધરનાર મહસ્થ, તળાટી, પટવારી, ૧૭. જેની

વિવેચન

ચોત્રીશ અતિશયો—તેને માટે જુઓ અમારૂં સામાયિક સૂત્ર પુસ્તક, પૃષ્ઠ ૪૧૪.

સત્ય વાણીના ૩૫ ગુણો—તેને માટે જુઓ અમારૂં સામાયિક સૂત્ર પુસ્તક, પૃષ્ઠ ૪૧૮.

અઢાર દોષ—તેને માટે જુઓ અમારૂં સામાયિક સૂત્ર પુસ્તક, પૃષ્ઠ ૬૫૯.

બાર ગુણો—તેને માટે જુઓ અમારૂં સામાયિક સૂત્ર પુસ્તક, પૃષ્ઠ ૪૧૨.

ઘનઘાતી ચાર કર્મ—૧. જ્ઞાનાવરણીય, ૨. દર્શનાવરણીય, ૩. મોહનીય, ૪. અંતરાય.

શેષ ચાર અઘાતીકર્મ—૧ વેદનીય, ૨. આયુષ્ય, ૩. નામ અને ૪ ગોત્ર.

## બીજા ખામણા—સિદ્ધ ભગવંતને

બીજા ખામણા—અનંત સિદ્ધ અનંત સિદ્ધ ભગવંતોને ખમાવું છું. તે ભગવંતોના ગુણગ્રામ કરતાં જઘન્ય કર્મની ક્રોડો ખપે અને ઉત્કૃષ્ટ રસ ઉપજે તો આ આત્મા તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જે. તેમાં વર્તમાન ચોવીશ તીર્થંકરના નામ કહું છું.

---

આસપાસ નજદિકમાં ગ્રામ, નગરાદિ નથી તે મડંબ, તેનો અધિપતિ તે માડંબિક, ૧૮. કૌટુંબિક, કુટુંબનો ધણી, ૧૯. હાથી જેટલી ઉંચાઈ જેવડાં ધનના ઢગલાના માલિક, ૨૨. સાર્થવાહક, શાહુકાર.

છે. ત્યાંથી ૧૦ યોજન ઊંચે સૂર્યનું વિમાન છે ત્યાંથી ૮૦ યોજન ઊંચે ચંદ્રનું વિમાન છે ત્યાંથી ૪ યોજન ઊંચે નક્ષત્રના વિમાન છે ત્યાંથી ૪ યોજન ઊંચે બુધનો તારો છે ત્યાંથી ૩ યોજન ઊંચે શુક્રનો તારો છે ત્યાંથી ૩ યોજન ઊંચે બૃહસ્પતિનો તારો છે ત્યાંથી ૩ યોજન ઊંચે મંગળનો તારો છે ત્યાંથી ૩ યોજન ઊંચે શનિશ્ચરનો તારો છે (નક્ષત્રોમાં નીચે ભરણી, ઉપર સ્વાતિ, મૂળ મહાર અને અભિજિત વચ્ચે છાનું છે) એમ ૯૦૦ યોજન સુધી જ્યોતિષ ચક્ર છે

ત્યાંથી લગભગ એક રાજ ઊંચે દક્ષિણ દિશામાં પહેલો સૌધર્મ અને ઉત્તર દિશામાં બીજો ઈશાન એમ બે દેવલોક જોડાજોડ અને સરખી સપાટીએ છે. એકેક અર્ધ ચંદ્રના આકારે છે, બંને મળી પૂર્ણ ચંદ્રના આકારે છે પહેલામાં બત્રીશ લાખ અને બીજામાં અઠ્ઠાવીશ લાખ વિમાનો છે તે દરેક દેવલોકના સત્તાવીશમેં યોજનના

---

ચંદ્રનું વિમાન છે ત્યાંથી ૪ યોજન ઊંચે નક્ષત્રના વિમાન છે ત્યાંથી ૪ યોજન ઊંચો બુધનો તારો છે ત્યાંથી અનુક્રમે ત્રણ-ત્રણ યોજનના ઉચ્ચપણે શુક્ર, બૃહસ્પતિ, મંગળ અને શનિશ્ચરના તારાઓ છે એમ ૯૦૦ યોજન સુધી જ્યોતિષ ચક્ર છે

ત્યાંથી અસંખ્યાત યોજન ક્રોડાક્રોડ ઉચ્ચપણે ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક અને ૫ અનુત્તર વિમાનો આવેલા છે તે અનુત્તર વિમાનના નામ—વિજય, વિજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ—ઇતિ સક્ષિપ્ત (પાઠ સમાપ્ત)

……ત્યારબાદ "સઘળાં મળી કુલ ૮૪,૯૭૦૨૩ વિમાનો છે" વાળા પેરેગ્રાફથી શરૂ કરી આગળ બોલવું

—લી ગી શેઠ

ભોંયતળિયાં અને પાંચસે યોજનના મહેલ છે. તેમાં અસખ્યાતા દેવ-દેવીઓ છે. તેમની ઊંચાઈ સાત હાથની છે.

પહેલા દેવલોકના દેવનું આયુષ્ય ઉત્કૃષ્ટ બે સાગરોપમનું અને બીજા દેવલોકમાં ઉત્કૃષ્ટ બે સાગરોપમથી અધિકનું છે.

ત્યાંથી એક રાજ ઊંચે ત્રીજો **સનત્કુમાર** અને ચોથો **માહેન્દ્ર** નામે બે દેવલોક દક્ષિણ અને ઉત્તરમાં જોડાજોડ આવેલાં છે. એકેક અર્ધચંદ્રાકાર છે. બંને મળી પૂર્ણ ચંદ્રાકારે છે. ત્રીજામાં બાર લાખ અને ચોથામાં આઠ લાખ વિમાન છે. તે દરેક દેવલોકના છવીશસેં યોજનના ભોંયતળિયાં અને છસેં યોજનના મહેલ છે. તેમાં અસંખ્યાતા દેવો છે. તેમની ઊંચાઈ છ હાથની છે. ત્રીજા દેવલોકના દેવનું આયુષ્ય ઉત્કૃષ્ટ સાત સાગરોપમનું અને ચોથા દેવલોકના દેવોનું આયુષ્ય ઉત્કૃષ્ટ સાત સાગરોપમથી અધિકનું છે.

ત્યાંથી ઊંચે એક રાજમાં પાંચમો બ્રહ્મલોક અને છઠ્ઠો **લાંતક** એ બે દેવલોક એકેકની ઉપર કેટલેક અંતરે છે. તે દરેક પૂર્ણચંદ્રાકારે છે. પાંચમામાં ચાર લાખ વિમાન છે, તેના પચીશસેં યોજનના ભોંયતળિયાં અને સાતસેં યોજનના મહેલ છે. તેમાં અસંખ્યાતા દેવો છે. તેમની ઊંચાઈ પાંચ હાથની છે. ઉત્કૃષ્ટ આયુષ્ય દશ સાગરોપમનું છે. છઠ્ઠા દેવલોકમાં પચાશ હજાર વિમાન છે, તેના પચીશસેં યોજનના ભોંયતળિયાં છે અને સાતસેં યોજનના મહેલો છે. તેમાં અસંખ્યાતા દેવો છે. તેમની ઊંચાઈ પાંચ હાથની છે. ઉત્કૃષ્ટ આયુષ્ય ચૌદ સાગરોપમનું છે.

ત્યાંથી ઊંચે એક રાજમાં સાતમો શુક્ર અને આઠમો **સહસ્રાર** એ બે દેવલોક એકેકની ઉપર કેટલેક અંતરે રહેલા છે. દરેક પૂર્ણચંદ્રમાને આકારે છે. સાતમામાં ચાળીશ હજાર વિમાન છે. તેના

ચોવીસસેં યોજનના ભોયતળિયાં છે અને આઠસેં યોજનના મહેલ છે. તેમાં અસંખ્યાતા દેવો છે, તેમની ઊંચાઈ ચાર હાથની છે. અને સત્તર સાગરોપમનું ઉત્કૃષ્ટ આયુષ્ય છે. આઠમા દેવલોકમાં છ હજાર વિમાન છે. તેના ચોવીસસેં યોજનના ભોંયતળિયાં છે. તેમાં અસંખ્યાતા દેવો છે. તેમની ઊંચાઈ ચાર હાથની છે અને અઢાર સાગરોપમનું ઉત્કૃષ્ટ આયુષ્ય છે.

ત્યાંથી કેટલેક ઊંચે નવમો આણુત અને દશમો પ્રાણુત એ બે દેવલોક દક્ષિણે અને ઉત્તરે જોડાજોડ રહેલ છે. તે દરેક અર્ધચંદ્રાકારે છે, બંને મળી પૂર્ણચંદ્રાકારે છે. તે બંનેમાં મળી ચારસેં વિમાન છે. તેના તેવીસશેં યોજનના ભોંયતળિયાં છે અને નવસેં યોજનના મહેલો છે. દેવોની ઊંચાઈ ત્રણ હાથની છે. નવમા દેવલોકના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ઓગણીશ સાગરોપમનું અને દશમાનું વીશ સાગરોપમનું છે.

ત્યાંથી કેટલેક ઊંચે ( આઠમા દેવલોકથી એક ગજ ઊંચે ) અગિયારમો આરણ અને બારમો અચ્યુત એ બે દેવલોક દક્ષિણે અને ઉત્તરે જોડાજોડ છે. દરેક અર્ધચંદ્રાકારે છે, બંને મળી પૂર્ણચંદ્રાકારે છે તે બંનેમાં મળી ત્રણસો વિમાન છે. તેનાં ભોંયતળિયાં, મહેલ અને શરીર પ્રમાણ નવમાં દશમાં દેવલોક પ્રમાણે જ છે. અગ્યારમા દેવલોકના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય એકવીશ સાગરોપમનું અને બારમા દેવલોકના દેવોનું બાવીશ સાગરોપમનું છે, એમ બાર દેવલોક આવેલા છે.

ત્યાંથી એક ગજ ઊંચે ( ચૌદ ગજ લોકરૂપ પુરુષની ગ્રીવાને સ્થાને ) નવ ગ્રૈવેયક ત્રણ ત્રિકમાં ( ત્રણ ત્રણની હારમાં ) એકેકની ઉપર અનુક્રમે આવેલ છે. તેનાં નામઃ-ભદ્દે સુભદ્દે, સુજાએ, સોમણસે, પિયદંસણે, સુદંસણે, અમોહે,

**સુપ્પણુદ્ધે, જસોધરે** પહેલી ત્રિકમાં ૧૧૧ વિમાન છે, બીજીમાં ૧૦૭ અને ત્રીજીમાં ૧૦૦ વીમાન છે. ત્યાં દેવો સર્વે અહમિન્દ્ર છે. તેમની કાયા બે હાથની છે. તેમનું ઉત્કૃષ્ટ આયુષ્ય પહેલા ગ્રૈવેયકમાં ૨૩ સાગરોપમ, બીજામાં ૨૪, ત્રીજામાં ૨૫, ચોથામાં ૨૬, પાંચમામાં ૨૭, છઠ્ઠામાં ૨૮, સાતમામાં ૨૯, આઠમામાં ૩૦ અને નવમામાં ૩૧ સાગરોપમનું છે.

ત્યાંથી લગભગ એક રાજ ઊંચે (ચૌદ રાજલોક પુરૂષના મુખને સ્થાને) પાંચ **અનુત્તર** વિમાન સરખી સપાટીએ આવેલા છે. તેના નામઃ-**વિજય, વિજયંત, જયંત, અપરાજિત** અને **સર્વાર્થસિદ્ધ** સર્વાર્થસિદ્ધ વિમાન મધ્યમાં આવેલું છે, શેષ ચાર તેની આજુબાજુ ચારે દિશાએ આવેલા છે. દરેકના ૨૧૦૦ યોજનનાં ભોંયતળિયાં છે. વિજય આદિ ચાર વિમાનોના દેવોની કાયા એક હાથની છે. આયુષ્ય જઘન્ય ૩૧ સાગરોપમ અને ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમનું છે. સર્વાર્થસિદ્ધ વિમાનના દેવોની કાયા મુંડા હાથની છે. તેમનું જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમનું છે. સર્વ દેવલોકના દેવોના કરતાં સર્વાર્થસિદ્ધ વિમાનના દેવોનું સુખ અનંતગણું વધારે છે. પાંચેય અનુત્તર વિમાનના દેવો એકલા સમ્યગ્દૃષ્ટિ જ છે.

જે જે દેવોનું જેટલા સાગરોપમનું આયુષ્ય હોય છે તેટલા હજાર વર્ષે તેમને આહારની ઇચ્છા ઉપજે ત્યારે શુભ પુદ્ગળનો આહાર લે છે. સાગરોપમની સંખ્યા જેટલાં પખવાડિએ શ્વાસોચ્છ્વાસ લે છે. —ઇતિ વિસ્તારવાળા ખામણા સમાપ્ત ]

સઘળાં મળી કુલ ૮૪,૯૭,૦૨૩ વિમાનો છે. સર્વાર્થસિદ્ધ વિમાનની ધ્વજા થકી બાર યોજન ઉચ્ચપણે અર્થાત્ લોકરૂપ પુરૂષના કપાળના સ્થાને મુક્તિ-શિલા છે.

તે મુક્તિ-શિલા કેવી છે? ૪૫ લાખ યોજનની લાંબી પહોળી છે, ગોળાકાર છે તેનો પરિધિ ૧,૪૨,૩૦,૨૪૯ યોજન કરતાં કાંઈક વિશેષાધિક છે મધ્યે આઠ યોજન જાડી છે, ઉતરતા છેડે માખીની પાખ કરતાં અધિક પાતળી છે ગોક્ષીર, શંખ, ચંદ્ર, સ્ફટિક રત્ન, અંકરત્ન, રૂપાનો પટ, મોતીનો હાર અને ક્ષીર-સાગરના પાણીથી પણ અધિક ઉજળી છે તે સિદ્ધ શિલાથી એક યોજન ઊંચે અલોક છે સિદ્ધ-શિલા ઉપર એક યોજનના છેલ્લા ગાઉના છઠ્ઠા ભાગ ( ૩૩૩⅓ મનુષ્ય ) જેટલી ઊંચાઈવાળા ક્ષેત્રમાં શ્રી સિદ્ધ ભગવનજી § એકત્રીશ આદિ-ગુણો સહિત નિરંજન-નિરાકાર બિરાજી રહ્યા છે

ભગવતના આત્મપ્રદેશોની ઊંચાઈ જઘન્ય એક હાથ અને આઠ આંગળ, મધ્યમ ચાર હાથ ને સોળ આંગળ અને ઉત્કૃષ્ટ ૩૩૩ ધનુષ્ય અને ૩૨ આંગળ છે તેમને પ્રાણ, યોનિ, આયુષ્ય અને કર્મ નથી તેમજ સંસ્થાન, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, વેદ, શરીર, આસક્તિ અને પુનર્જન્મ પણ નથી ભૂખ, દુઃખ, રોગ, શોક, જરા, મૃત્યુ, આધિ, વ્યાધિ, ઉપાધિ આદિ કશુ જ નથી કેવળ અનંત અનંત આત્મિક સુખની લહેરમા અને સ્વ-સ્વરૂપમાં લીન રહ્યા થકા, પ્રભુજી બિરાજી રહ્યા છે.

સ્વામીનાથ! આપ ત્યાં બિરાજો છો. હું અપરાધી દીનકિંકર અહિં બેઠો છું આપના કેવળજ્ઞાન, કેવળ દર્શન સબંધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી ભુજો ભુજો ખમાવુ છુ

( તિક્ખુત્તોના પાઠથી ત્રણ વાર વંદન કરવુ )

§એકત્રીશ આદિ-ગુણો માટે જુએ‌ા પૃષ્ઠ ૨૨૭

### વિવેચન

સિદ્ધ ભગવંત લોકના અગ્ર ભાગે બિરાજે છે. ઉવવાઈ સૂત્રમાં શ્રીગૌતમ સ્વામી પ્રશ્ન કરે છે કે હે પૂજ્ય! સિદ્ધ ભગવંત ક્યાં જઈ અટક્યા, કયે ઠેકાણે સ્થિત થયા? ક્યાં શરીર છોડ્યું અને ક્યાં સિદ્ધ થયા? ભગવાન ઉત્તર આપે છે કે અહો ગૌતમ! સિદ્ધ પ્રભુ અલોક આગળ અટક્યા. લોકાગ્ર લોકને છેડે સ્થિત થયા, આ મનુષ્ય લોકમાં શરીરને છોડી લોકને અગ્રભાગે જઈ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયા

સિદ્ધના સર્વ કાર્યો સિદ્ધ થઈ ગયા હોવાથી સિદ્ધ છે; સર્વ તત્ત્વમાં પારંગત હોવાથી બુદ્ધ છે; અપુનર્ભાવે સંસારને તરી ગયેલ હોવાથી પારંગત છે; અનાદિકાળથી જે પ્રમાણે સિદ્ધ થવાની પરંપરા ચાલી આવે છે તે પ્રમાણે અનંતકાળ સુધી ચાલ્યા જ કરશે માટે પરંપરાગત છે.

સિદ્ધક્ષેત્રનું સુખ કેવું હોય છે તેનું વર્ણન પણ શાસ્ત્રીય પ્રમાણ પુરઃસર કરવું વધારે ઉચિત છે. ઉવવાઈ સૂત્રમાં કહ્યું છે કે—

દરેક જાતની બાધા-પીડા રહિત થયેલા સિદ્ધ ભગવાન જે સુખ ભોગવે છે તે સુખ મનુષ્ય કે દેવતા કોઇને પણ નથી. દેવતાના સર્વ. કાળનું સમસ્ત સુખ એકત્રિત કરી તેનો એક પિંડ બનાવી તેને અનંત ગુણુ કરીએ, એટલું જ નહિ, તેનો અનંતી વાર વર્ગનો વર્ગ કરીએ તો પણ સિદ્ધના સુખની બરાબર તે સુખ થઈ શકે નહિ.

સિદ્ધના સર્વ સુખનો એક પિંડ બનાવી તેના અનંત ભાગ કરીએ, તેમાંનો એક ભાગ લઈ આકાશમાં વિખેરીએ તો લોક અને અલોક એમ બંનેનાં આકાશ ભરાઈ જાય તો પણ તે ખૂટે નહિ, અર્થાત્ લોકાલોકના સર્વ આકાશમાં પણ તે સમાઈ શકે નહિ.

આ સુખનો ખ્યાલ આપવા એક દૃષ્ટાંત આપવામાં આવ્યું

છે. એક રાજા વિષમ અટવિમાં ભૂલો પડયો, અને ભૂખ, તરસ તથા શ્રમથી ખિન્ન થઈ ગયો. રાજા પાણીની શોધમાં ફરતો હતો ત્યાં તેને જંગલી માણસ મળ્યો. તેણે રાજાને ખાવાનું આપ્યું, પાણી પાયું અને તેને આરામ કરવા પોતાની ઝુંપડીમાં બિછાનું આપ્યું. સંતુષ્ટ થયેલો રાજા તેને પોતાને મહેલે લઈ ગયો. ત્યાં વિવિધ પ્રકારના સ્વાદિષ્ટ અને મિષ્ટ ભોજનો અને મૂલ્યવાન વસ્ત્રાભૂષણો આપ્યા. તે જંગલી માણસે ત્યાં થોડો સમય સુખ સામગ્રીનો ખૂબ ઉપયોગ કર્યો. પરંતુ થોડા દિવસ પછી પોતાનું કુટુંબ સાંભળી આવવાથી એક દિવસ તે વસ્ત્રો વગેરે ત્યાં છોડી દઈ પોતાના જુનાં વસ્ત્રો પહેરી પોતાની ઝુપડી તરફ રવાના થઈ ગયો.

તેણે ત્યાં આવી પોતાના સગાવહાલાંઓને રાજાના મહેલના સુખની વાત કરી. તે માણસોએ સારાં કપડાં, વાસણ વગેરે બતાવી પૂછ્યુ. ત્યાં આવી સુંદર વસ્તુઓ હતી? તેણે ઉત્તર આપ્યો, તેથી તો અનેક ગણી સારી. જંગલી માણસે ત્યાં જે ખાધું, પીધું, સુંઘ્યું, સ્પર્શ્યું અને અનુભવ્યું તે બધુંય જાણે છે પરંતુ વાણી દ્વારા વર્ણવવા સમર્થ નથી, કારણ તે સુખ બતાવવા તેની પાસે શબ્દો નથી કે તે સુખની ઉપમા આપવા ત્યાં કોઈ સાધન નથી.

આ પ્રમાણે તે જંગલી માણસે જે ઇન્દ્રિયજન્ય અશાશ્વત પૌદ્‌ગલિક સુખનો અનુભવ કર્યો હતો તેનું પણ વર્ણન ન થઈ શક્યું તો સિદ્ધ પરમાત્માના આત્મિક સુખ અને વાસ્તવિક આનંદનું વર્ણન ક્યાંથી થઈ શકે? તે પરમ સુખ દર્શાવવા આ વિશ્વમાં કોઈ ઉપમા નથી વસ્તુત: તે સ્થાનમાં સંપૂર્ણ નિરૂપાધિક, દુ:ખ રહિત અને ત્રિકાળમાં એકાંત અનંત અનંતસુખની સ્થિતિ વ્યાપી રહી છે. તે સ્થિતિ કાળથી અબાધિત છે અર્થાત્ તે સ્થિતિ શાશ્વત છે અને અનંતકાળ સુધી તેવીને તેવી જ રહેવાની છે.

## ત્રીજા ખામણા—આચાર્ય મહારાજને

ત્રીજા ખામણા—આચાર્ય મહારાજને ખમાવુ છુ તે આચાર્ય મહારાજ છત્રીશ ગુણે કરી બિરાજમાન છે તે છત્રીશ ગુણુના નામ—પાંચમહાવ્રતના પાળનાર, પાંચ ઇન્દ્રિયના વિષયને રોકનાર, ચાર કષાયને ટાળનાર, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના ધારણ કરનાર, પાચ આચાર પાળવાને સમર્થ, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ-યુક્ત એમ છત્રીશ ગુણે કરી સહિત છે સંસારમાહી નાવ સમાન છે ધોરી વૃષભ સમાન છે છકાયના પીયર, છકાયના નાથ, સચિત્તના ત્યાગી, અચિત્તના ભોગી, કચન કામિનીના ત્યાગી, માયા-મમતાના ત્યાગી, મહાવૈરાગી, સમતાના સાગર આદિ અનેક શુભ ગુણે કરી સહિત છે

ધન્ય તે ગામ, નગર, પુર, પાટણ જ્યા આપ વિચરતા હશો સ્વામીજી! આપના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સંબધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી ભુજ્ને ભુજ્ને ખમાવું છુ

( તિક્ખુત્તોના પાઠથી ત્રણ વાર વદન કરવુ )

## ચોથા ખામણા—ઉપાધ્યાય મહારાજને

ચોથા ખામણા—ઉપાધ્યાય મહારાજને ખમાવુ છુ તે ઉપાધ્યાય મહારાજ પચીશ ગુણે કરી બિરાજમાન છે તે પચીશ ગુણુના નામ—‡ ૧૧ અંગ અને § ૧૨ ઉપાંગ પોતે ભણે અને બીજાને

‡ તેની વિગત માટે જુઓ અમારૂ "જૈન સત્રો" પુસ્તક, પૃષ્ઠ ૨૨૭

§ તેની વિગત માટે જુઓ, અમારૂ "જૈન સત્રો" પુસ્તક, પૃષ્ઠ ૨૨૮.

ભણાવે; *ચરણ સિત્તરી અને *કરણ સિત્તરીના પાળનાર—આ પચીશ ગુણે કરી સહિત છે. તથા સત્ય સૂત્રપાઠની વાચનાના દાતા, મિથ્યાત્વરૂપી અંધકારના હર્તા, જ્ઞાન પ્રકાશના કર્તા અને બોધી બીજના દાતા છે. છકાયના પીયર, છકાયના નાથ, સચિત્તના ત્યાગી, અચિત્તના ભોગી, કંચન કામિનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, મહાવૈરાગી, સમતાના સાગર આદિ અનેક શુભ ગુણે કરી સહિત છે.

ધન્ય તે ગામ, નગર, પુર, પાટણ જ્યાં આપ વિચરતા હશે. સ્વામીજી! આપના જ્ઞાન, દર્શન, ચારિત્ર તપ સંબંધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી ભુજો ભુજો ખમાવુ છુ.

( તિક્ખુત્તોના પાઠથી ત્રણ વાર વંદન કરવુ )

## પાંચમા ખામણા—ગુર્વાદિ સાધુઓને

પાંચમા ખામણા—વર્તમાન કાળે અઢી દ્વીપ ક્ષેત્રને વિષે બિરાજતા સર્વ સાધુઓને ખમાવું છું. સાધુજી ૨૭ ગુણો સહિત બિરાજમાન છે. તેનાં નામ—પાંચ મહાવ્રતના પાળનાર, પાંચ ઇન્દ્રિયનો નિગ્રહ કરનાર, ચાર કષાયના ટાળનાર, ભાવ સત્ય, કરણ સત્ય, યોગ સત્ય, ક્ષમા, વૈરાગ્ય યુક્ત, મન સમાહરણતા, વચન સમાહરણતા, કાય સમાહરણતા, જ્ઞાન સંપન્નતા, દર્શન સંપન્નતા, ચારિત્ર સંપન્નતા, વેદના સહનતા, મરણ-ઉપસર્ગ સહનતા એમ ૨૭ ગુણો સહિત જ્ઞાન, દર્શન, ચારિત્રના આરાધનાર છે. છકાયના પીયર છે, છકાયના નાથ છે.

બાર ભેદે તપશ્ચર્યાના કરનાર છે. સત્તર ભેદે સંયમના પાળનાર

*ચરણ સિત્તરી અને કરણ સિત્તરીનું વર્ણન. આ પુસ્તકને અંતે પરિશિષ્ટમાં આપ્યું છે.

છે અઢાર દોષ રહિત છે બાવીશ પરિસહને જીતનાર છે. બેંતાળીશ સુડતાળીશ દોષ રહિત આહાર પાણીના લેનાર છે. બાવન અનાચીણના ટાળનાર છે સચિત્તના ત્યાગી, અચિત્તના ભોગી, કંચનકામિનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, મહા વૈરાગી, સમતાના સાગર આદિ અનેક શુભ ગુણે કરી સહિત છે.

તે જઘન્ય બે હજાર ક્રોડ, ઉત્કૃષ્ટ પૃથક્ત્વ હજાર ક્રોડ સાધુ સાધ્વી ભગવતજીની આજ્ઞામા જ્યાં જ્યા વિચરતા હોય તેમને મારી સમય સમયની વંદના હજો

વિશેષે મને ધર્મોપદેશના દાતા, જ્ઞાનના દાતા, સમકિતરૂપ બોધિ બીજના દાતા, તરણ-તારણ તારણી નાવ સમાન, રત્ન ચિંતામણી સમાન, કલ્પવૃક્ષ સમાન જિન શાસનના શણગાર, ધર્મગુરુજીને મારી સમય સમયની વંદના હજો

ધન્ય તે ગામ, નાગર, પુર, પાટણ જ્યા જ્યાં આપ વિચરતા હશો સ્વામીજી! આપના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સબધી અવિનય, આશાતના, અભક્તિ અપરાધ કર્યો હોય તો મન, વચન, કયાએ કરી ભુજો ભુજો ખમાવુ છુ.

( તિક્ખુત્તોના પાઠથી ત્રણ વાર વંદન કરવુ )

### છઠ્ઠા ખામણા—શ્રાવક શ્રાવિકાને

છઠ્ઠા ખામણા—અઢી દ્વીપ માંહેના અને અઢી દ્વીપ બહારના અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાઓને ખમાવુ છુ તે શ્રાવક-શ્રાવિકા કેવા છે? સમકિતપૂર્વક જ્ઞાન સહિત બાર વતધારી, અગિયાર પ્રતિમાના આદરનાર છે જીવ અજીવ આદિ નવતત્ત્વના જાણ-પણાવાળા છે દૃઢ ધર્મી, પ્રીય ધર્મી, હાડેહાડની મજ્જા એ ધર્મના રંગથી રંગાયેલા છે કોઇના ડગાવ્યા ડગે નહિ, કોઇના ચળાવ્યા ચળે નહિ પરધન પથ્થર બરાબર અને પરસ્ત્રી મા

બહેન સમાન જાણે છે. અનાથ પ્રાણીના રક્ષણહાર છે. બે ટંક સામાયિક પ્રતિક્રમણ કરનાર અને મહિનામાં ૭ પોષધ કરનાર છે. શ્રાવકના ૨૧ ગુણે કરી સહિત છે. તેઓ મારાથી દાન, શીળ, તપ, ભાવનામાં અધિક છે, તે સર્વેને ત્રણ વાર નમસ્કાર કરીને મન, વચન, કાયાએ કરી ભુજો ભુજો ખમાવુ છુ.

## સર્વ જીવો સાથે ક્ષમાપના

સાધુ–સાધ્વીને ખમાવું છું, શ્રાવક–શ્રાવિકાને ખમાવુ છું. સમકિત દ્રષ્ટિ જીવને ખમાવુ છુ. ઉપકારી ભાઈ બહેનને ખમાવુ છુ.

ચોરાશી લાખ જીવાયોનિના જીવને ખમાવું છું, તે–૭ લાખ પૃથ્વીકાય, ૭ લાખ અપકાય, ૭ લાખ તેઉકાય, ૭ લાખ વાયુકાય, ૧૦ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ૧૪ લાખ સાધારણ વનસ્પતિકાય, ૨ લાખ બેઇન્દ્રિય, ૨ લાખ તેઇન્દ્રિય, ૨ લાખ ચઉરિદ્રિય, ૪ લાખ દેવતા, ૪ લાખ નારકી, ૪ લાખ તિર્યંચ પંચેન્દ્રિય, ૧૪ લાખ મનુષ્ય પંચેન્દ્રિય–એ ૮૪ લાખ જીવયોનિના જીવને હણ્યા હોય, હણાવ્યા હોય, હણતા પ્રત્યે અનુમોદન આપ્યું હોય, પરિતાપના, કિલામના ઉપજાવી હોય તો મન, વચન, કાયાએ કરી અરિહંત, અનંત સિદ્ધ પ્રભુની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

—ઇતિ નવકાર મંત્રના પદ-ક્રમાનુસાર ખામણા સમાપ્ત

## વંદન સૂત્ર

અત્રે "ઇચ્છામિ ખમાસમણો "નો પાઠ યથાવિધિ બે વખત બોલવો.

—ઇતિ ચોથો આવશ્યક સંપૂર્ણ

## ખામણા
## (ક્ષમા માગવી તે)
### (સૌરાષ્ટ્રની ચાલુ પદ્ધતિ અનુસાર)

**નોંધઃ**—ઉપર કહેવાઈ ગયું છે તે પ્રમાણે ખામણા નવકાર મંત્રના પદાનુક્રમથી બોલાય તે ઇષ્ટ છે, છતાં જેઓ સૌરાષ્ટ્રની પ્રચલિત પદ્ધતિથી શીખેલાં છે તેમની અનુકૂળતા માટે તે પદ્ધતિથી અત્રે આપવામાં આવે છે.

—ભીખાલાલ ગિ. શેઠ

### પહેલા ખામણા
### અરિહંત પ્રભુને

નવકાર મંત્રના ક્રમ પદાનુસાર આપ્યા છે તે પ્રમાણે જ બોલવા. કેવળ તેમાં નીચેનો પેરેગ્રાફ બોલવો નહિ.

"તથા જઘન્ય બે ક્રોડ કેવળી, ઉત્કૃષ્ટ પ્રત્યેક ક્રોડ કેવળી વર્તમાન કાળે જે મહાવિદેહ ક્ષેત્રને વિષે વિચરતા હોય તેમને મારી સમય સમયની વંદના હજો."

### બીજા ખામણા
### સિદ્ધ ભગવંતને

નવકાર મંત્રના ક્રમ પદાનુસાર આપ્યા છે તે પ્રમાણે જ બોલવા.

### ત્રીજા ખામણા
### સામાન્ય કેવળીને

ત્રીજા ખામણા—પંચમહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા કેવળી ભગવાન બિરાજે છે તેમને ખમાવું છું. તે સ્વામીના ગુણગ્રામ

કરતાં જઘન્ય કર્મની ક્રોડો ખપે, ઉત્કૃષ્ટ રસ ઉપજે તો આત્મા તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જે.

તે પ્રભુ સર્વેના મનની વાત જાણી રહ્યા છે, ઘટઘટની વાત જાણી રહ્યા છે—

—વગેરે બધું નવકાર મંત્રના ક્રમ પદાનુસાર પહેલા ખામણા આપ્યા છે તે પ્રમાણે બોલવું. પરંતુ "તથા જઘન્ય..."વાળો પેરેગ્રાફ બોલવો નહિ. તેમજ મોટા ખામણા બોલવા નહિ.

## ચોથા ખામણા
## સર્વે સાધુ-સાધ્વીને

ચોથા ખામણા—પાંચ ભરત, પાંચ ઐરવત, પાંચ મહાવિદેહ એમ અઢી દ્વીપ ક્ષેત્રને વિષે, ગણધરજી બાવન ગુણે કરી સહિત છે. આચાર્યજી છત્રીશ ગુણે કરી સહિત છે. ઉપાધ્યાય પચીશ ગુણે કરી સહિત છે. સાધુ-સાધ્વી સત્તાવીસ ગુણે કરી સહિત છે, તેમને ખમાવું છું તે જઘન્ય હોય તો બે હજાર ક્રોડ સાધુ-સાધ્વી અને ઉત્કૃષ્ટ હોય તો પૃથક્ત્વ હજાર ક્રોડ સાધુ-સાધ્વી ભગવંતજીની આજ્ઞામાં જ્યાં જ્યાં વિચરતા હોય ત્યાં તેમને મારી સમય સમયની વંદના હજો.

તે સ્વામી પાંચ મહાવ્રતના પાળનાર છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ સહિત છે. છકાયના પીયર, છકાયના નાથ, સાત ભયના ટાળનાર, આઠ મદના ગાળનાર, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાળનાર, દશવિધ શ્રમણ ધર્મના અજવાળનાર છે. બારભેદે તપશ્ચર્યાનાં કરનાર છે. સત્તર ભેદે સંયમના ધારનાર છે. અઢાર દોષ રહિત છે. વીશ અસમાધિના ટાળનાર, બાવીશ પરિસહને જીતનાર છે. તેત્રીશ આશાતનાના ટાળનાર છે. બેતાળીશ

તથા સુડતાળીશ દોષ રહિત આહાર-પાણીના લેનાર છે. બાવન અનાચીર્ણના ટાળનાર છે.

સચિત્તના ત્યાગી, અચિત્તના ભોગી, કંચન કામિનીના ત્યાગી, માયા-મમતાના ત્યાગી, મહાવૈરાગી, સમતાના સાગર આદિ અનેક શુભ ગુણે કરી સહિત છે.

ધન્ય તે ગામ, નગર, પુર, પાટણ જ્યાં જ્યાં આપ વિચરતા હશો. સ્વામીજી! આપના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સંબંધી અવિનય, આશાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ ભુજો ભુજો ખમાવું છું.

( તિકખુત્તોના પાઠથી ત્રણ વાર વંદન કરવું. )

## પાંચમા ખામણા
## ગુર્વાદિક સાધુઓને

પાંચમા ખામણા—મારા ધર્મગુરુ, ધર્માચાર્ય, ધર્મોપદેશના દાતા, જ્ઞાનના દાતા, સમકિતરૂપી બોધી બીજના દાતા, મહાપુરુષ, પંડિતરાજ, મુનિરાજ, ગીતાર્થ, બહુસૂત્રી સૂત્ર સિદ્ધાંતના જાણનાર, તરણ-તારણ તારણી નાવ સમાન, રત્નચિંતામણી સમાન, કલ્પવૃક્ષ, સમાન, જિનશાસનના શણગાર, ધર્મના અગ્રેસર, ધર્મના મુખી, ધર્મના નાયક એવી શુભ ઉપમાએ કરી બિરાજમાન હતા એવા સાધુ-સાધ્વી આળોઈ, પડિક્કમી, નિંદી, નિઃશલ્ય થઈ આયે દેવગતિએ પધાર્યા છે તેમનો ઘણો ઉપકાર છે.

આજ વર્તમાન કાળે તરણ-તારણ, તારણી નાવ સમાન, રત્નચિંતામણી સમાન, પારસમણિ સમાન, જિન શાસનના શણગાર, સાધુજીના સકળ ગુણે બિરાજમાન જે સાધુ-સાધ્વી ભગવતજીની આજ્ઞામા વિચરે છે તેમને મારી સમય સમયની વંદના હજો.

તે સ્વામી પાંચ મહાવ્રતના…… વગેરે (અત્રે બાકીનો પાઠ ઉપર ચોથા ખામણામાં આપેલ છે તે પ્રમાણે બોલી જવો, અને તિકખુત્તોના પાઠથી ત્રણવાર વંદન કરવું)

—ઇતિ સૌરાષ્ટ્રની ચાલુ પદ્ધતિ અનુસાર ખામણા સમાપ્ત

## છઠ્ઠા ખામણા

## – શ્રાવક શ્રાવિકાને

નવકાર મંત્રના પદ ક્રમાનુસાર ખામણા પછી શ્રાવક શ્રાવિકાના ખામણા આપ્યા છે તેજ પ્રમાણે બોલવા

## વંદન સૂત્ર

ત્યારબાદ "ઇચ્છામિ ખમાસમણો" નો પાઠ યથાવિધિ બે વખત બોલવો

—ઇતિ ચોથો આવશ્યક સંપૂર્ણ



# કાઉસ્સગ્ગ

## પાંચમો આવશ્યક

શ્રી ગૌતમ સ્વામી વંદન કરી ભગવાન મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે કે:—

**काउस्सग्गेणं भंते! जीवे किं जणयइ?**

હે પૂજ્ય! કાયોત્સર્ગ કરવાથી આત્માને શું લાભ થાય? ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે—

**काउस्सग्गेणं तीयपडुपन्नं पायच्छित्तं विसोहेइ, विसुद्धपायच्छित्ते य जीवे निव्वुयहियए ओहरियभरुव्व भारवहे पसत्थधम्मज्झाणोवगए सुहंसुहेणं विहरइ॥**

હે ગૌતમ! કાયોત્સર્ગથી આત્મા અતીત અને વર્તમાન કાળના પ્રાયશ્ચિત્ત યોગ્ય દોષોને વિશુદ્ધ કરે છે. અને જેમ ભારવાહક ભાર રહિત થવાથી શાંતિપૂર્વક વિચરે છે તે પ્રમાણે પ્રાયશ્ચિત્ત વડે વિશુદ્ધ થયેલો આત્મા ચિંતા રહિત બની ધર્મધ્યાનમાં રમણ કરતો આલોક અને પરલોકમાં સુખપૂર્વક વિચરે છે.

—શ્રીઉત્તરાધ્યયન સૂત્ર

## પાંચમો આવશ્યક—"કાઉસ્સગ્ગ"

વિધિ—શ્રી ગુરુદેવને ( અને તેઓશ્રી હાજર ન હોય તો શ્રી સીમંધર પ્રભુને) સવિનય વંદન કરી પાંચમાં આવશ્યકની આજ્ઞા માગવી.

### આજ્ઞા પાઠ

‡ દૈવસિય પાયચ્છિત્ત વિસોહણત્થ કરેમિ કાઉસ્સગ્ગ. (§ દૈવસિક પ્રાયશ્ચિત્ત દ્વારા આત્માને વિશુદ્ધ કરવા માટે કાયોત્સર્ગ કરું છુ )

### ભૂમિકા

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વ સાહૂણં

ત્યાર બાદ "કરેમિ ભંતે !" "ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં" અને "તસ્સઉત્તરી કરણેણં"ના પાઠ બોલવા.

ત્યાર બાદ "લોગસ્સ પાઠ"નો કાઉસ્સગ્ગ કરવો.

**કાઉસ્સગ્ગ માટે સૂચના**—દૈવસિક અને રાત્રિક પ્રતિક્રમણમાં ૪ લોગસ્સનો, પાક્ષિક પ્રતિક્રમણમા ૮ લોગસ્સનો, ચાતુર્માસિક પ્રતિક્રમણમા ૧૨ લોગસ્સનો અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં ૨૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો.

કાઉસ્સગ્ગને અંતે "નમુક્કાર પાઠ" બોલી પ્રગટ "નમો અરિહંતાણં" શબ્દોચ્ચાર કરી કાઉસ્સગ્ગ પારવો

ત્યાર બાદ 'ઇચ્છામિ ખમાસણો"નો પાઠ યથા વિધિ બે વખત બોલવો —ઇતિ પાંચમો આવશ્યક સંપૂર્ણ

---

‡ "રાઇય", "પક્ખિય", "ચાઉમાસિય", 'સંવચ્છરિય"—જે પ્રતિક્રમણ હોય તે શબ્દ અહીંયા બોલવો

§ ''રાત્રિક", "પાક્ષિક', "ચાતુર્માસિક", "સાંવત્સરિક"—જે પ્રતિક્રમણ હોય તે શબ્દ અહીંયા બોલવો.

# પચ્ચક્ખાણ

## છઠ્ઠો આવશ્યક

શ્રી ગૌતમ સ્વામી વંદન કરી ભગવાન મહાવીર પ્રત્યે પ્રશ્ન કરે છે:—

पच्चक्खाणे णं भंते ! जीवे किं जणयइ ?

હે પૂજ્ય ! પ્રત્યાખ્યાન કરવાથી આત્માને શું લાભ થાય ?

ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે:—

पच्चक्खाणेण आसवदाराइं निरुंभइ, पच्चक्खाणेणं इच्छानिरोहं जणयइ इच्छानिरोहं गए णं जीवे सव्वदव्वेसु विणीयतण्हे सीईभूए विहरइ ॥

હે ગૌતમ ! પ્રત્યાખ્યાન કરવાથી હિંસા આદિ આશ્રવ દ્વાર બંધ થઈ જાય છે. અને ઇચ્છાનો નિરોધ થઈ જાય છે. ઇચ્છાનો નિરોધ થવાથી આત્મા સર્વ પદાર્થોમાં તૃષ્ણા રહિત બનીને પરમ શાંત ચિત્તયુક્ત થઈ સુખપૂર્વક વિચરે છે.

—શ્રીઉત્તરાધ્યયન સૂત્ર

## છઠ્ઠો આવશ્યક—પચ્ચક્‌ખાણ (પ્રત્યાખ્યાન)

વિધિ—શ્રી ગુરુદેવને વંદન કરી છઠ્ઠા આવશ્યકની આજ્ઞા માગવી. ત્યાર બાદ ગુર્વાદિક સમીપે "પચ્ચક્‌ખાણ કરાવશો ?" એમ સવિનય કહેવું એટલે તેઓશ્રી પચ્ચક્‌ખાણ કરાવે તે કર્યા બાદ બિરાજતા ગુરુમહારાજને વંદન કરવું ગુરુ ન હોય તો વયોવૃદ્ધ શ્રાવક સમીપે અને કોઈ ન હોય તો સ્વયં યથાશક્તિ "નમુક્કાર સહિયં" આદિ પચ્ચક્‌ખાણ કરવા

દશવિધ પચ્ચક્‌ખાણ (અર્થ સહિત) માટે જુઓ અમારૂં પુસ્તક—પ્રાતઃસ્મરણ અને સ્વાધ્યાય ભાગ ૧ લો પૃષ્ઠ ૯૫ થી ૧૧૨.

—ઇતિ છઠ્ઠો આવશ્યક સંપૂર્ણ

### આલોચના

૧. સામાયિક, ૨. ચઉવીસત્થો, ૩ વંદના, ૪. પ્રતિક્રમણ, ૫ કાઉસ્સગ્ગ અને ૬ પચ્ચક્‌ખાણ—એ છ આવશ્યક પૂરા થયા તેને વિષે ગાથા, પદ, અક્ષર, કાનો, માત્રા, મીંડુ, હ્રસ્વ, દીર્ઘ, ઓછું, અધિક, વિપરીત કહેવાયુ હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભ યોગ એ પાંચના ‡૮૨ બોલનું પ્રતિક્રમણ સમ્યક્ પ્રકારે ન કર્યું હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં

ગયા કાળનું પ્રતિક્રમણ, વર્તમાન કાળમાં સંવર, આવતા કાળના પચ્ચક્‌ખાણ કરેમિ મગલ, મહામગલ, થય થુઈ મગલ.

અહીંયાં ત્રણ "નમુત્થુણં"નો પાઠ કરવો

—ઇતિ પ્રતિક્રમણ સંપૂર્ણ

‡ ૨૫ મિથ્યાત્વ, ૧૨ અવ્રત, ૫ પ્રમાદ, ૨૫ કષાય અને ૧૫ યોગ એ પાંચના કુલ ૮૨ બોલ થયા.

# પરિશિષ્ટ

૧. દરરોજ ધારવાના ચૌદ નિયમો.

૨. નવજાતની સચિત્ત તથા હિંસાકારી વસ્તુઓનું પરિમાણ.

૩ બત્રીશ અસ્વાધ્યાય.

૪. તેત્રીશ આશાતના

૫. ચરણસિત્તરી અને કરણસિત્તરી.

૬ મિચ્છા મિ દુક્કડંના ૧૮, ૨૪, ૧૨૦ ભાંગા.

૭ ૮૪ લાખ જીવયોનિ

૮ જીવનિકાયની કુળકોટિ.

## ૧

# દરરોજ ધારવાના ચૌદ નિયમો

### ગાથા

સચિત્ત દવ્ર વિગઇ, ઉવાણહ તંબોલ વત્થ કુસુમેસુ;
વાહણ સયણ વિલેવણ, બભ દિસિ ન્હાણ ભત્તેસુ.

૧. સચિત્ત—માટી, પાણી, વનસ્પતિ, ફળ, ફુલ, કાષ્ટ. પત્ર, બીજ, ત્વચા તથા જે લીની વસ્તુ છેદ્યાને બે ઘડી થઈ ન હોય તથા અગ્નિ પ્રમુખ બીજું શસ્ત્ર લાગ્યું ન હોય ઈત્યાદિ સચિત્ત વસ્તુનું પરિમાણ કરવું.

૨. દવ્ર—જુદા જુદા સ્વાદની મુખમાં નાખવાની જુદી જુદી વસ્તુઓ દવ્ર (દ્રવ્ય) કહેવાય છે. જેમકે, પાણી, દાતણ. દૂધ વગેરે. તે સચિત્ત અને અચિત્ત હોય તેનુ પરિમાણ કરવુ અર્થાત્ તેની સખ્યાની મર્યાદા કરવી.

૩ વિગઇ—દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ, ખાંડ, સાકર, મિષ્ટાન્ન, તળેલી વસ્તુ આદિનું પરિમાણ કરવુ.

૪. ઉવાણહ—પગરખાં, મોજા વગેરેનું પરિમાણ કરવુ

૫ તંબોલ—પાન, સોપારી, એલાયચી, લવિંગ, તજ, ચૂર્ણ આદિ મુખવાસની વસ્તુઓનું પરિમાણ કરવુ.

૬. વત્થ—રેશમી, સુતરાઉ, ઊન વગેરેના વસ્ત્રોની ગણત્રીથી પરિમાણ કરવું.

૭. કુસુમ—પુષ્પો, છીંકણી, અત્તર વગેરે સુંઘવાની વસ્તુનું પરિમાણ કરવુ.

૮. વાહણ—ગાડી, ટ્રામ, બસ, મોટર, વહાણ, આગબોટ, એરોપ્લેન વગેરે વાહનોનું પરિમાણ કરવુ.

૯. સયણ—પાટ, પાટલા, બિછાનાં, શય્યા વગેરેનું ગણત્રીથી પરિમાણ કરવું.

૧૦. વિલેવણ—ચંદન આદિ વિલેપનનું પરિમાણ કરવું.

૧૧. બંભ—બ્રહ્મચર્યનો નિયમ કરવો.

૧૨. દિસિ—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઊર્ધ્વ અને અધો—એ દિશાઓમાં જવા માટે ગાઉ કે માઈલનું પરિમાણ કરવું.

૧૩. ન્હાણ—સર્વાંગે સ્નાન કરવાનું ગણત્રીથી પરિમાણ કરવું તથા તેમાં વાપરવાના પાણીનું પણ પરિમાણ કરવું.

૧૪. ભત્ત—ભત્ત એટલે ભક્ત-ભોજન. જમવાની વસ્તુઓ-ભોજન પાણીનું પરિમાણ કરવું.

## ૨

## નવ જાતની સચિત્ત તથા હિંસાકારી વસ્તુઓનું પરિમાણ

### ૭ સચિત્ત વસ્તુઓ

૧. પૃથ્વીકાય—માટી, મીઠું, ખડી, ખારો વગેરે સચિત્ત પૃથ્વીકાયનું પરિમાણ કરવું.

૨. અપકાય—ઉના તથા ઠંડા પાણીનું પરિમાણ કરવું.

૩. તેઉકાય—ચુલા, સગડી, સ્ટવ, દીવા વગેરેનું પરિમાણ કરવું.

૪. વાયુકાય—પંખાથી પવન નાખવો, ફૂંકવું, હીંચવું વગેરેનું પરિમાણ કરવું.

૫. વનસ્પતિકાય—લીલોત્રી-ફળ, શાક, ભાજી વગેરેનું પરિમાણ કરવું.

૬. ત્રસકાય—શ્રાવકને સઅપરાધી વર્જીને ત્રસ જીવને હણવાના પ્રચાખ્યાન હોય છે અપરાધીને પણ ન મારવાનો નિયમ કરવો તે ત્રસ કાય સંબધી પરિમાણ છે.

તે ઉપરાંત નીચેની ત્રણ હિંસાકારી વસ્તુનું પરિમાણ કરવું.

૧. અસિ—તરવાર, બંદુક, છરી, ચપ્પુ, સુડી આદિ શસ્ત્રનું પરિમાણ કરવું

૨. મસિ—કલમ, શાહી, ખડીઆ, ફાઉન્ટન પેન, પેનસીલ વગેરેનું પરિમાણ કરવું.

૩ કૃષિ—ઘર, ક્ષેત્ર, ભોંય, તળાવ, વાવ, કુવા વગેરેની જમીન ખોદાવવાનું પરિમાણ કરવુ

## ૩

## બત્રીશ અસ્વાધ્યાય

આ અસ્વાધ્યાય સ્થાનાંગ સૂત્ર અનુસાર આપવામાં આવેલ છે.

### આકાશ સંબંધી

### દશ અસ્વાધ્યાય

૧. ઉલ્કાપાત—આકાશમાથી રેખાવાળો તેજ.પુંજ પડે અથવા પાછળના ભાગમાં રેખા અને પ્રકાશવાળો તારો તૂટે તેને ઉલ્કાપાત કહે છે. ઉલ્કાપાત થવાથી એક પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે.

૨ દિગ્દાહ—કોઇ એક ખાસ દિશામાં જાણે કે મોટું નગર સળગી ઊઠ્યુ હોય તેવી રીતે ઉપરના ભાગમાં પ્રકાશ દેખાય અને નીચે અંધકાર દેખાય તો એક પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે.

૩ ગર્જિત—અકાળે મેઘગર્જના સભળાય તો બે પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે.

૪. વિદ્યુતઃ—અકાળે વિજળી ચમકે તો એક પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે. આર્દ્રાથી સ્વાતિ નક્ષત્ર સુધી અર્થાત્ વર્ષા ૠતુમાં ગર્જિત અને વિદ્યુતનો અસ્વાધ્યાય હોતો નથી, કારણ વર્ષાકાળમાં તે પ્રકૃતિ સિદ્ધ સ્વાભાવિક છે.

૫. નિર્ઘાત—વાદળાં વિનાના આકાશમાં વ્યંતરાદિકૃત મેઘની મહાગર્જના જેવો પ્રચંડ ધ્વનિને નિર્ઘાત કહે છે, ત્યારે એક અહોરાત્રિ અર્થાત્ ચોવીશ કલાક સુધી અસ્વાધ્યાય રહે છે.

૬. યૂપક—શુકલ પક્ષમાં એકમ, બીજ અને ત્રીજના દિવસે સંધ્યાનું તેજ અને ચંદ્રનું તેજ મળી જાય છે તે યૂપક છે. આ દિવસોમાં ચંદ્ર પ્રભાથી આવૃત થવાના કારણે સંધ્યાકાળ વિતિ જવાની સ્પષ્ટપણે સમજણ પડતી નથી. તેથી ત્રણે દિવસોમાં રાત્રિના પહેલા પ્રહરમાં સ્વાધ્યાય કરવો નહિ.

૭ યક્ષાદીપ્ત—કોઈ અમુક દિશામાં આંતરે આંતરે વિજળી જેવો પ્રકાશ જોવામાં આવે તો એક પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે.

૮. ધૂમિકા—કાર્તિકથી માહ માસ સુધીનો સમય મેઘનો ગર્ભ માસ કહેવાય છે. આ કાળમાં ધૂમાડાના ગોટાના આકારે સૂક્ષ્મ જળ રૂપ જે ધુમ્મસ પડે છે તેને ધૂમિકા કહે છે આ ધૂમિકા કદી કદી અન્ય માસોમાં પણ પડે છે. ધૂમિકા પડતાજ સર્વે વસ્તુને પાણીથી ભીંજવી દે છે. તે જે ક્ષેત્રમાં જ્યાં સુધી પડે તેટલા ક્ષેત્રમાં ત્યાં સુધી અસ્વાધ્યાય રહે છે.

૯. મહિકા—શીત કાળમાં શ્વેત રંગની સૂક્ષ્મ જળરૂપ જે ધુમ્મસ પડે છે તે મહિકા છે. તે જે ક્ષેત્રમાં જ્યાં સુધી પડે તેટલા ક્ષેત્રમાં ત્યાં સુધી અસ્વાધ્યાય રહે છે.

૧૦. રજ ઉદ્‌ઘાત—વાયુના કારણથી આકાશમાં ચારે

આજુ ધૂળ છવાઈ જાય છે તે રજઉદ્‌ઘાત છે. તે જ્યાં સુધી રહે ત્યાં સુધી અસ્વાધ્યાય રહે છે

## ઔદારિક શરીર સંબંધી
## દશ અસ્વાધ્યાય

૧૧-૧૩ અસ્થિ, માંસ, રક્ત—પંચેન્દ્રિય તિર્યંચના અસ્થિ, માંસ અને રક્ત જો સાઠ હાથ સુધીમાં પડેલાં હોય તો સંભવ કાળથી ત્રણ પ્રહર સુધી સ્વાધ્યાય થાય નહિ. જો સાઠ હાથ સુધીમાં બિલાડી વગેરે ઉંદર વગેરેને મારી નાખે તો એક અહોરાત્રિ અસ્વાધ્યાય રહે છે

તે પ્રમાણે મનુષ્ય સબંધી અસ્થિ, માસ અને રક્તનો અસ્વાધ્યાય જાણવો. ફરક એટલો કે તેનો અસ્વાધ્યાય સો હાથ સુધીમાં પડેલા હોય તો પણ આવે અને અસ્વાધ્યાયની કાળ મર્યાદા એક અહોરાત્રિની જાણવી સ્ત્રીઓના માસિક ધર્મનો અસ્વાધ્યાય ત્રણ દિવસનો અને બાળક-બાળકીના જન્મનો ક્રમશઃ સાત અને આઠ દિવસનો માનવામાં આવે છે.

૧૪ અશુચિ—ઝાડો, પેશાબ વગેરે સ્વાધ્યાય સ્થાનની નજદિક હોય અને તે દૃષ્ટિગોચર હોય અથવા તેની દુર્ગંધ આવતી હોય ત્યા સુધી અસ્વાધ્યાય રહે છે

૧૫ શ્મશાન—શ્મશાનની ચારે બાજુ સો-સો હાથ સુધી સ્વાધ્યાય કરવો નહિ.

૧૬ ચંદ્ર ગ્રહણ—ચંદ્ર ગ્રહણ થવાથી જઘન્ય આઠ અને ઉત્કૃષ્ટ બાર પ્રહર સુધી સ્વાધ્યાય કરવો નહિ જો ઉગતો સૂર્ય ગ્રસિત થાય તો ચાર પ્રહર તે રાત્રિના અને ચાર પ્રહર બીજા દિવસના—તે પ્રમાણે આઠ પ્રહર સ્વાધ્યાય કરવો નહિ.

જો ચંદ્રમા પ્રભાત સમયે ગ્રહણ થયેલો અસ્ત થયો હોય તો ચાર પ્રહર દિવસના, ચાર પ્રહર રાત્રિના અને ચાર પ્રહર બીજા દિવસના—તે પ્રમાણે બાર પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે.

પૂર્ણ ગ્રહણ થવાથી પણ બાર પ્રહર અસ્વાધ્યાય રહે છે જો ગ્રહણ અલ્પ (સંપૂર્ણ) હોય તો આઠ પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે.

૧૭ સૂર્ય ગ્રહણ—સૂર્ય ગ્રહણ થવાથી જઘન્ય બાર અને ઉત્કૃષ્ટ સોળ પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે અપૂર્ણ ગ્રહણ થવાથી બાર પ્રહર અને પૂર્ણ તથા લગભગ પૂર્ણ ગ્રહણ થવાથી સોળ પ્રહરનો અસ્વાધ્યાય રહે છે.

સૂર્ય અસ્ત થવા વખતે ગ્રસિત થયો હોય તો ચાર પ્રહર રાત્રિના અને આઠ આગામી અહોરાત્રિના એમ બાર પ્રહર સુધી અસ્વાધ્યાય રહે જો ઉગતો સૂર્ય ગ્રસિત થયેલ હોય તો તે દિવસ રાત્રિના આઠ પ્રહર અને બીજા દિવસ રાત્રિના આઠ પ્રહર એમ સોળ પ્રહર સુધી અસ્વાધ્યાય રહે છે.

૧૮. પતન—રાજાનું મૃત્યુ થતાં જ્યાં સુધી બીજો રાજા સિંહાસનારૂઢ ન થાય ત્યાં સુધી અસ્વાધ્યાય રહે નવો રાજા બન્યા પછી પણ એક દિવસરાત્રિ સુધી સ્વાધ્યાય કરવો નહિ.

રાજા વિદ્યમાન હોય છતાં પણ જો અશાંતિ કે ઉપદ્રવ થયાં હોય તો જ્યા સુધી તે રહે ત્યા સુધી અસ્વાધ્યાય રહે શાંતિ અને વ્યવસ્થા સ્થપાયા બાદ એક અહોરાત્રિ સુધી અસ્વાધ્યાય રહે છે.

રાજમંત્રી, ગામનો મુખી, શય્યાતર અને ઉપાશ્રયની આસપાસમા સાત ઘરોની અંદર અન્ય કોઈનું મૃત્યુ થઈ જાય તો એક દિવસ-રાત્રિ માટે અસ્વાધ્યાય રહે છે.

૧૯ રાજ વ્યુદ્ગ્રહ—રાજાઓ વચ્ચે સંગ્રામ થાય તો શાંતિ થાય ત્યાં સુધી અને ત્યાર બાદ પણ એક અહોરાત્રિ સુધી સ્વાધ્યાય થાય નહિ.

૨૦. ઔદારિક શરીર—ઉપાશ્રય વગેરેમાં મનુષ્યનું કે પંચેન્દ્રિય તિર્યંચનું કલેવર પડ્યું હોય તો તે સ્થાનથી સો હાથ સુધી અને તે દૂર ન થાય ત્યાં સુધી સ્વાધ્યાય થાય નહિ.

નોંધ—ચંદ્ર ગ્રહણ અને સૂર્ય ગ્રહણને ઔદારિક અસ્વાધ્યાયમાં એટલા માટે લેવામાં આવ્યાં છે કે તેના વિમાન પૃથ્વીના બનેલા હોય છે.

### ચાર મહોત્સવ, ચાર મહાપ્રતિપદા અને ચાર સંધ્યા

૨૧–૨૮—અષાઢ પૂર્ણિમા, અશ્વિન પૂર્ણિમા, કાર્તિક પૂર્ણિમા અને ચૈત્ર પૂર્ણિમા એ ચાર મહોત્સવ છે. ઉક્ત મહા પૂર્ણિમા પછી આવતી એકમ મહાપ્રતિપદા કહેવાય છે. ચાર મહાપૂર્ણિમા અને ચાર મહાપ્રતિપદાઓના દિવસોમાં સ્વાધ્યાય કરવો નહિ.

૨૯–૩૨. ચાર સંધ્યા—પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ, સંધ્યાકાળ અને મધ્યરાત્રિ—એ ચાર સંધ્યાકાળ છે. આ સંધ્યાકાળમાં બે ઘડી સુધી સ્વાધ્યાય થાય નહિ.

—સ્થાનાંગ સૂત્ર

## ૪

## તેત્રીશ આશાતના

૧. શિષ્ય માર્ગમાં, રત્નાધિક (દીક્ષામાં મોટા) સાધુની આગળ ચાલે.

૨. તેમની બરાબર ચાલે.

૩. તેમની પાછળ અડીને ચાલે.

૪-૬. રત્નાધિક સાધુની આગળ, બરાબર, પડખે અને પાછળ અડીને ઉભા રહે.

૭-૯. તેમની આગળ, બરાબર તથા પાછળ અડકીને બેસે.

૧૦. રત્નાધિકની સાથે સ્થંડિલ ગયા હોય ત્યા રત્નાધિકની પહેલાં શુચિ કરે.

૧૧. રત્નાધિકની સાથે બહારથી ઉપાશ્રયમાં આવ્યા બાદ તેમના પહેલાં ઈર્યાપથ (ગમનાગમન સંબંધી)ની આલોચના કરે.

૧૨. રાત્રે રત્નાધિક પૂછે કે કોણ જાગે છે ત્યારે જાગવા છતાં ઉત્તર ન આપે.

૧૩. જે વ્યક્તિ સાથે રત્નાધિકે પહેલાં વાતચીત કરવી જોઈએ તેની સાથે પોતે પહેલાં વાતચીત કરે.

૧૪. આહારાદિની આલોચના પ્રથમ અન્ય સાધુઓ સાથે કર્યા પછી રત્નાધિક પાસે કરે.

૧૫. આહારાદિ પ્રથમ અન્ય સાધુને બતાવી પછી રત્નાધિકને બતાવે.

૧૬. તે પ્રમાણે આહારાદિ માટે અન્ય સાધુને પ્રથમ નિમંત્રે.

૧૭ રત્નાધિકને પૂછ્યા વિના અન્ય સાધુને પોતાની ઈચ્છાનુસાર પ્રચુર આહાર આપે.

૧૮. રત્નાધિક સાથે આહારની વખતે સ્વાદિષ્ટ આહાર પોતે ખાય અથવા સાધારણ આહાર પણ શીઘ્રતાથી અધિક ખાય.

૧૯. રત્નાધિક બોલાવે તો સાંભળવા છતાં ઉત્તર ન આપે.

૨૦. રત્નાધિક સામે કઠોર કે અમર્યાદિત વચન બોલે.

૨૧. રત્નાધિક બોલાવે તો શિષ્યે ઉત્તરમાં "મત્થયેણ વંદામિ" કરવું જોઈએ તેને બદલે "શું કહો છો?" એવા અભદ્ર શબ્દોથી ઉત્તર આપે

૨૨. રત્નાધિક બોલાવે તો તેમની પાસે ન જતાં આસન ઉપર બેઠીને જ ઉત્તર આપે.

૨૩. ગુરૂદેવ પ્રત્યે તોછડાઈ વાપરે.

૨૪. ગુરૂદેવ કોઈ કાર્ય માટે આજ્ઞા કરે તો તેનો સ્વીકાર નહિ કરતાં ગુરૂને કહે કે તમે જ કરી લો.

૨૫. ગુરૂદેવ ધર્મકથા કહે ત્યારે તો ધ્યાનથી સાંભળે નહિ અને પ્રવચનની પ્રશંસા ન કરે.

૨૬. રત્નાધિક ધર્મકથા કરતા હોય ત્યારે વચમાં જ ટોકે કે "તમે ભૂલી ગયા આનો અર્થ એમ નથી, આમ છે, ઈત્યાદિ"

૨૭, રત્નાધિક કથા કરતા હોય ત્યારે કોઈ ઉપાયથી તેને છેદી પોતે કહે.

૨૮. રત્નાધિક ધર્મકથા કરતા હોય ત્યારે પરિષદનો ભંગ કરે અને કહે કે "કયાં સુધી કરશો? ભિક્ષાનો સમય થઈ ગયો છે."

૨૯. રત્નાધિક ધર્મકથા કરી ચૂકયા હોય અને પરિષદ વિખરાઈ ન હોય તે પરિષદમાં ગુરૂદેવ કથિત ધર્મકથાનું જ વ્યાખ્યાન પોતે આપવું અને કહેવું કે "આનો આ બીજો અર્થ પણ થાય છે."

૩૦. ગુરૂદેવની શય્યા-સંસ્તારકને પગેથી અડી ક્ષમા માગ્યા વિના જ ચાલ્યો જાય.

૩૧. ગુરૂદેવની શય્યા-સંસ્તારક ઉપર ઉભો રહે, બેસે કે સૂવે.

૩૨. ગુરૂદેવના આસન કરતાં ઊંચે આસને ઉભો રહે, બેસે કે સૂવે

૩૩. ગુરુદેવના આસનની બરાબર આસન ઉપર ઉભો રહે, બેસે કે સૂવે.

આ આશાતના હરિભદ્રિય આવશ્યકના પ્રતિક્રમણાધ્યયન અનુસાર આપી છે. સમવાયાંગ અને દશાશ્રુત સ્કંધ સૂત્રમાં પણ થોડા ક્રમ ભંગ સિવાય એ જ આશાતના આવેલ છે.

## ૫

## ચરણ-સિત્તરી અને કરણ-સિત્તરી

### चरण-सप्तति

वय समणधम्म, संजम वेयावच्चं च बंभगुत्तीओ ।
नाणाइतियं तवं, कोह-निग्गहाई चरणमेयं ॥

—ओघनिर्युक्ति भाष्य

—પાંચ મહાવ્રત, ક્ષમાદિ દશ શ્રમણધર્મ, સત્તર પ્રકારનો સંયમ, દશ પ્રકારે વૈયાવૃત્ય, નવ પ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિ, જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ ત્રણ રત્ન, બાર પ્રકારનું તપ, ક્રોધાદિ ચાર કષાયોનો નિગ્રહ—આ પ્રમાણે ચારિત્રના ૭૦ ભેદ છે તે ૭૦ પ્રકારના ચરણ છે.

### करण-सप्तति

पिंड विसोही समिई भावण पडिमा य इंदियनिरोहो।
पडिलेहण गुत्तीओ, अभिग्गहा चेव करणं तु ॥

—ओघनिर्युक्ति भाष्य

અશન આદિ ચાર પ્રકારની પિંડ વિશુદ્ધિ, પાંચ પ્રકારની સમિતિ, બાર પ્રકારની ભાવના, બાર પ્રકારની ભિક્ષુ પ્રતિમા, પાંચ પ્રકારનો ઇન્દ્રિયનિરોધ, પચીશ પ્રકારની પ્રતિલેખના, ત્રણ

ગુપ્તિ અને ચાર પ્રકારના અભિગ્રહ—આ ૭૦ પ્રકારના' કરણ છે.

જેનું નિરંતર આચરણ કરવામા આવે તે મહાવ્રતાદિ "ચરણ" છે અને જે પ્રયોજન થતાં કરવામા આવે અને પ્રયોજન ન હોતા કરવામાં ન આવે તે "કરણ" છે

૬

## મિચ્છા મિ દુક્કડંના

## ૧૮,૨૪,૧૨૦ ભાંગા

સાંસારિક જીવોના ૫૬૩ ભેદ છે તેને અભિહયાથી માંડી જીવિયાઓ વવરોવિયા સુધીના દશ પદો જે જીવ હિંસા વિષયક છે, તેનાથી ગુણવાથી ૫૬૩૦ ભેદ થાય છે તેને રાગ અને દ્વેષ એ બે પદથી ગુણતા ૧૧,૨૬૦ ભેદ બને છે તેને મન, વચન અને કાયાના ત્રણ પદથી ગુણતાં ૩૩,૭૮૦ ભેદ થાય છે. વિરાધના કરવી, કરાવવી અને અનુમોદવી એ ત્રણ પ્રકારે હોય છે. તેથી તેને ત્રણે ગુણતા ૧,૦૧,૩૪૦ ભાંગતાં બને છે તેને ભૂત. વર્તમાન અને ભવિષ્ય કાળ રૂપ ત્રણ પદથી ગુણતા ૩,૦૪,૦૨૦ ભેદ બને છે તેને અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, ગુરૂ અને નિજ આત્મા–ઉક્ત છની સાક્ષીથી ગુણતા કુલ ૧૮,૨૪,૧૨૦ ભેદ થાય છે.

—અમારા સામાયિક સૂત્રમાંથી

૭

## ચોરાશી લાખ જીવયોનિ

ચાર ગતિના જે સર્વે સંસારી જીવો છે તેની ચોરાસી લાખ યોનિઓ છે. યોનિ એટલે જીવોને ઉત્પન્ન થવાનું સ્થાન. જો કે સ્થાનો તો તે કરતાં ઘણાં અધિક છે, પરંતુ વર્ણ ગંધ, રસ, સ્પર્શ અને

૩૩ ગુરુદેવના આસનની બરાબર આસન ઉપર ઉભો રહે, બેસે કે સૂવે

આ આશાતના હરિભદ્રિય આવશ્યકના પ્રતિક્રમણાધ્યયન અનુસાર આપી છે. સમવાયાંગ અને દશાશ્રુત સ્કંધ સૂત્રમાં પણ થોડા ક્રમ ભંગ સિવાય એ જ આશાતના આવેલ છે.

## ૫
## ચરણ–સિત્તરી અને કરણ–સિત્તરી

### चरण–सप्तति

नय समणधम्म, संजम वेयावच्चं च बंभगुत्तीओ ।
नाणाइतियं तवं, कोह–निग्गहाई चरणमेयं ॥

—ओघनिर्युक्ति भाष्य

—પાંચ મહાવ્રત, ક્ષમાદિ દશ શ્રમણધર્મ, સત્તર પ્રકારનો સંયમ, દશ પ્રકારે વૈયાવૃત્ય, નવ પ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિ, જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપ ત્રણ રત્ન, બાર પ્રકારનું તપ, ક્રોધાદિ ચાર કષાયોનો નિગ્રહ—આ પ્રમાણે ચારિત્રના ૭૦ ભેદ છે તે ૭૦ પ્રકારના ચરણ છે.

### करण–सप्तति

पिंड विसोही समिई भावण पडिमा य इंदियनिरोहो ।
पडिलेहण गुत्तीओ, अभिग्गहा चेव करण तु ॥

—ओघनिर्युक्ति भाष्य

અશન આદિ ચાર પ્રકારની પિંડ વિશુદ્ધિ, પાંચ પ્રકારની સમિતિ, બાર પ્રકારની ભાવના, બાર પ્રકારની ભિક્ષુ પ્રતિમા, પાંચ પ્રકારનો ઇન્દ્રિયનિરોધ, પચીશ પ્રકારની પ્રતિલેખના, ત્રણ

| | | |
|---|---|---|
| અપકાયની | કુળકોટિ | ૭,૦૦,૦૦૦ |
| તેઉકાયની | ,, | ૩,૦૦,૦૦૦ |
| વાયુકાયની | ,, | ૭,૦૦,૦૦૦ |
| વનસ્પતિકાય | ,, | ૨૮,૦૦,૦૦૦ |
| દ્વીન્દ્રિય જીવોની | ,, | ૭,૦૦,૦૦૦ |
| ત્રીન્દ્રિય જીવોની | ,, | ૮,૦૦,૦૦૦ |
| ચૌરિન્દ્રિય જીવોની | ,, | ૯,૦૦,૦૦૦ |
| પંચેન્દ્રિય જળચર જીવોની | ,, | ૧૨,૫૦,૦૦૦ |
| ખેચર (પક્ષીઓ) ની | ,, | ૧૨,૦૦,૦૦૦ |
| ચતુષ્પદની | ,, | ૧૦,૦૦,૦૦૦ |
| ઉર પરિસર્પની | ,, | ૧૦,૦૦,૦૦૦ |
| ભુજ પરિસર્પની | ,, | ૯,૦૦,૦૦૦ |
| દેવોની | ,, | ૨૬,૦૦,૦૦૦ |
| નારકોની | ,, | ૨૫,૦૦,૦૦૦ |
| મનુષ્યોની | ,, | ૧૨,૦૦,૦૦૦ |
| | કુલ | ૧,૯૭,૫૦,૦૦૦ |

—અમારા જૈન સિદ્ધાંત બોલ સંગ્રહ ભાગ ત્રીજામાંથી



## યોનિ અને કુળનો તફાવત

યોનિ એ જીવોનું ઉત્પત્તિ સ્થાન છે, જેમકે છાણુ વગેરે વીંછી આદિનું ઉત્પત્તિ સ્થાન છે. કુળો યોનિમાંથી ઉત્પન્ન થાય છે. એક યોનિમાં અનેક કુળો થાય છે. જેમકે છાણુ રૂપી યોનિમાં કૃમિઓનાં, કીડાઓનાં અને વીંછીઓના કુળો ઉત્પન્ન થાય છે. અથવા તે છાણુ આદિ એક યોનિથી ઉત્પન્ન થતાં વીંછી આદિના

સંસ્થાન વડે જેટલાં સ્થાનો પરસ્પર સમાન હોય તે સર્વે મળી એક જ સ્થાન માનવામાં આવે છે. તેની ગણુનરી આ પ્રમાણે છે:—

પૃથ્વીકાયના મૂળભેદ ૩૫૦ છે. તેને પાંચ વર્ણથી ગુણતાં ૧૭૫૦ ભેદ થાય. પુનઃ બે ગધથી ગુણતાં ૩,૫૦૦ થાય, તેને પાંચ રસથી ગુણતાં ૧૭,૫૦૦ થાય, પુન આઠ સ્પર્શથી ગુણતાં ૧,૪૦,૦૦૦ થાય અને તેને પાંચ સ્થાનથી ગુણતા કુલ પૃથ્વીકાયના ૭,૦૦,૦૦૦ ભેદ થાય છે.

જળ, અગ્નિ અને વાયુકાય પ્રત્યેકના મૂળભેદ ૩૫૦ છે. ઉપરોક્ત પદ્ધતિથી તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં પ્રત્યેકની ૭,૦૦,૦૦૦ યોનિ બને છે. પ્રત્યેક વનસ્પતિકાયના મૂળભેદ ૫૦૦ છે. તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં કુલ ૧૦,૦૦,૦૦૦ યોનિઓ બને છે સાધારણ વનસ્પતિકાયના મૂળભેદ ૭૦૦ છે, તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં તેની કુલ ૧૪,૦૦,૦૦૦ યોનિઓ બને છે.

તે પ્રમાણે દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય એ વિકલત્રયના પ્રત્યેકના મૂળભેદ ૧૦૦ છે. તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં પ્રત્યેકની કુલ યોનિ ૨,૦૦,૦૦૦ બને છે તિર્યંચ પચેન્દ્રિય, નારકી અને દેવતા—પ્રત્યેકના મૂળભેદ ૨૦૦ છે તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં પ્રત્યેકની ૪૦૦૦૦૦ યોનિઓ બને છે. મનુષ્ય જાતિના મૂળભેદ ૭૦૦ છે. તેને વર્ણ આદિથી ગુણતાં તેની ૧૪,૦૦,૦૦૦ યોની બને છે. આ પ્રમાણે સર્વે મળી કુલ ૮૪,૦૦,૦૦૦ યોનિઓ છે.

## ૮

## જીવનિકાયની કુળકોટિ

જાતિ વિશેષને કુળકાટી કહે છે. તેના ભેદ નિમ્નોક્ત છે—

| | | |
|---|---|---|
| પૃથ્વીકાયની | કુળકોટિ | ૧૨,૦૦,૦૦૦ |

| | | |
|---|---|---|
| અપકાયની | કુળકોટિ | ૭,૦૦,૦૦૦ |
| તેઉકાયની | " | ૩,૦૦,૦૦૦ |
| વાયુકાયની | " | ૭,૦૦,૦૦૦ |
| વનસ્પતિકાય | " | ૨૮,૦૦,૦૦૦ |
| દ્વીન્દ્રિય જીવોની | " | ૭,૦૦,૦૦૦ |
| ત્રીન્દ્રિય જીવોની | " | ૮,૦૦,૦૦૦ |
| ચૌરિન્દ્રિય જીવોની | " | ૯,૦૦,૦૦૦ |
| પંચેન્દ્રિય જળચર જીવોની | " | ૧૨,૫૦,૦૦૦ |
| ખેચર (પક્ષીઓ) ની | " | ૧૨,૦૦,૦૦૦ |
| ચતુષ્પદની | " | ૧૦,૦૦,૦૦૦ |
| ઉર પરિસર્પની | " | ૧૦,૦૦,૦૦૦ |
| ભુજ પરિસર્પની | " | ૯,૦૦,૦૦૦ |
| દેવોની | " | ૨૬,૦૦,૦૦૦ |
| નારકોની | " | ૨૫,૦૦,૦૦૦ |
| મનુષ્યોની | " | ૧૨,૦૦,૦૦૦ |
| | કુલ | ૧,૯૭,૫૦,૦૦૦ |

—અમારા જૈન સિદ્ધાંત બોલ સંગ્રહ ભાગ ત્રીજામાંથી



## યોનિ અને કુળનો તફાવત

યોનિ એ જીવોનું ઉત્પત્તિ સ્થાન છે, જેમકે છાણ વગેરે વીંછી આદિનું ઉત્પત્તિ સ્થાન છે. કુળો યોનિમાંથી ઉત્પન્ન થાય છે. એક યોનિમાં અનેક કુળો થાય છે જેમકે છાણ રૂપી યોનિમાં કૃમિઓનાં, કીડાઓનાં અને વીંછીઓના કુળો ઉત્પન્ન થાય છે. અથવા તે છાણ આદિ એક યોનિથી ઉત્પન્ન થતાં વીંછી આદિના

સંસ્થાન વડે જેટલાં સ્થાનો પરસ્પર સમાન હોય તે સર્વે મળી એક જ સ્થાન માનવામાં આવે છે. તેની ગણતરી આ પ્રમાણે છેઃ—

પૃથ્વીકાયના મૂળભેદ ૩૫૦ છે. તેને પાંચ વર્ણથી ગુણતાં ૧૭૫૦ ભેદ થાય. પુનઃ બે ગંધથી ગુણતાં ૩,૫૦૦ થાય, તેને પાંચ રસથી ગુણતાં ૧૭,૫૦૦ થાય, પુન: આઠ સ્પર્શથી ગુણતા ૧,૪૦,૦૦૦ થાય અને તેને પાંચ સ્થાનથી ગુણતાં કુલ પૃથ્વીકાયના ૭,૦૦,૦૦૦ ભેદ થાય છે.

જળ, અગ્નિ અને વાયુકાય પ્રત્યેકના મૂળભેદ ૩૫૦ છે. ઉપરોક્ત પદ્ધતિથી તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં પ્રત્યેકની ૭,૦૦,૦૦૦ યોનિ બને છે. પ્રત્યેક વનસ્પતિકાયના મૂળભેદ ૫૦૦ છે. તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં કુલ ૧૦,૦૦,૦૦૦ યોનિઓ બને છે સાધારણ વનસ્પતિકાયના મૂળભેદ ૭૦૦ છે, તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં તેની કુલ ૧૪,૦૦,૦૦૦ યોનિઓ બને છે.

તે પ્રમાણે દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય એ વિકલત્રયના પ્રત્યેકના મૂળભેદ ૧૦૦ છે. તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં પ્રત્યેકની કુલ યોનિ ૨,૦૦,૦૦૦ બને છે તિર્યંચ પચેન્દ્રિય, નારકી અને દેવતા—પ્રત્યેકના મૂળભેદ ૨૦૦ છે તેને પાંચ વર્ણ આદિથી ગુણતાં પ્રત્યેકની ૪૦૦૦૦૦ યોનિઓ બને છે. મનુષ્ય જાતિના મૂળભેદ ૭૦૦ છે. તેને વર્ણ આદિથી ગુણતાં તેની ૧૪,૦૦,૦૦૦ યોની બને છે. આ પ્રમાણે સર્વે મળી કુલ ૮૪,૦૦,૦૦૦ યોનિઓ છે.

## ૮
## જીવનિકાયની કુળકોટિ

જાતિ વિશેષને કુળકોટી કહે છે. તેના ભેદ નિમ્નોક્ત છે.—

| | | |
|---|---|---|
| પૃથ્વીકાયની | કુળકોટિ | ૧૨,૦૦,૦૦૦ |

| | | |
|---|---|---|
| અપકાયની | કુળકોટિ | ૭,૦૦,૦૦૦ |
| તેઉકાયની | ,, | ૩,૦૦,૦૦૦ |
| વાયુકાયની | ,, | ૭,૦૦,૦૦૦ |
| વનસ્પતિકાય | ,, | ૨૮,૦૦,૦૦૦ |
| દ્વીન્દ્રિય જીવોની | ,, | ૭,૦૦,૦૦૦ |
| ત્રીન્દ્રિય જીવોની | ,, | ૮,૦૦,૦૦૦ |
| ચૌરિન્દ્રિય જીવોની | ,, | ૯,૦૦,૦૦૦ |
| પંચેન્દ્રિય જળચર જીવોની | ,, | ૧૨,૫૦,૦૦૦ |
| ખેચર (પક્ષીઓ) ની | ,, | ૧૨,૦૦,૦૦૦ |
| ચતુષ્પદની | ,, | ૧૦,૦૦,૦૦૦ |
| ઉર પરિસર્પની | ,, | ૧૦,૦૦,૦૦૦ |
| ભુજ પરિસર્પની | ,, | ૯,૦૦,૦૦૦ |
| દેવોની | ,, | ૨૬,૦૦,૦૦૦ |
| નારકીની | ,, | ૨૫,૦૦,૦૦૦ |
| મનુષ્યોની | ,, | ૧૨,૦૦,૦૦૦ |
| | કુલ | ૧,૯૭,૫૦,૦૦૦ |

—અમારા જૈન સિદ્ધાંત બોલ સંગ્રહ ભાગ ત્રીજામાંથી

## ૯

## યોનિ અને કુળનો તફાવત

યોનિ એ જીવોનું ઉત્પત્તિ સ્થાન છે. જેમકે છાણ વગેરે વીંછી આદિનું ઉત્પત્તિ સ્થાન છે. કુળો યોનિમાંથી ઉત્પન્ન થાય છે. એક યોનિમાં અનેક કુળો થાય છે. જેમકે છાણ રૂપી યોનિમાં કૃમિઓનાં, કીડાઓનાં અને વીંછીઓના કુળો ઉત્પન્ન થાય છે. અથવા તે છાણ આદિ એક યોનિથી ઉત્પન્ન થતાં વીંછી આદિના

પીળા લાલ આદિ વર્ણોના ભેદથી અનેક પ્રકારના કુળો ઉત્પન્ન થાય છે.

પન્નવણા સૂત્ર અનુસાર શીતળ, ઉષ્ણ અને મિશ્ર એમ ત્રણ પ્રકારની યોનિઓ છે. નારકીની યોનિ શીતળ અને ઉષ્ણ છે શીત યોનિવાળાઓને ઉષ્ણ વેદના ઘણી થાય છે અને ઉષ્ણ યોનિવાળાઓને શીત વેદના ઘણી થાય છે દેવો, ગર્ભજ તિર્યંચ અને મનુષ્યોની શીત અને ઉષ્ણ એમ બન્ને પ્રકારની યોનિ હોય છે.

પૃથ્વીકાય, અપકાય, વાયુકાય, વનસ્પતિકાય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, સમૂર્ચ્છિમ તિર્યંચ પચેન્દ્રિય અને સમૂર્ચ્છિમ મનુષ્ય, પંચેન્દ્રિયના ઉત્પત્તિ સ્થાનો ત્રણે પ્રકારના છે તેઉકાયના જીવોની યોનિ કેવળ ઉષ્ણ છે, કારણ ઉષ્ણ સ્પર્શવાળાં ક્ષેત્રમાં જ તેમની ઉત્પત્તિ થાય છે.

## અંત્ય મંગલ

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः॥

ભાવાર્થ—અખિલ વિશ્વનું કલ્યાણ થાઓ જગતનાં પ્રાણી પરોપકારમાં લીન રહો, દોષો નષ્ટ થાઓ અને સર્વત્ર લોક સદા સુખી રહો.



# શુદ્ધિ—પત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૪ | मडक्कासंताणा | मक्कडासंताणा |
| ૬ | ૮ | उत्तसिंपणं | ऊत्तलिपणं |
| ૮ | ૬ | पुंडरीगाणं | पुंडरियाणं |
| ૮ | ૧૧ | चक्कवट्टींणं | चक्कवट्टीणं |
| ૯ | ૨૦ | मणदुप्पणिहाणं | मणदुप्पणिहाणे |
| ૧૩ | ૧૮ | રાઈય | રાઈય |
| | | પક્ખિયં | પક્ખિય |
| | | ચાઉમ્માસિયં | ચાઉમ્માસિય |
| | | સંવચ્છરિયં | સંવચ્છરિય |
| ૧૬ | ૧૪ | चरिते | चरित्ते |
| ૨૪ | ૧૧ | अ पडिलेहिय | अप्पडिलेहिय |
| ૨૮ | ૨૦ | ચઉમ્માસિય | ચાઉમ્માસિયં |
| ૪૪ | ૫ | વાચના | યાચના |
| ૪૫ | ૨૪ | જં...ચ...ગે | જં...ચ...ભે |
| ૪૯ | ૧૪ | ક્ષામણ | ક્ષામણા |
| ૫૫ | ૮ | अईयारा | अइयारा |
| | ૯ | हीणकरां | हीणक्खरं |
| | | अच्चकरारं | अच्चक्खरं |
| ૫૬ | ૧૨/૨ | हीणकरारं | हीणक्खरं |
| ૬૦ | ૫ | સામે | સમયે |
| ૬૩ | ૮ | प अरस | पयरस |
| | | ईमे | इमे |
| | | अईआरा | अइयारा |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૨૨ | સમણો વાસિયાએણ | સમણોવાસિયાએ |
| ૬૪ | ૧૪/૧ | सुदिट्ठि | सुदिट्ठ |
| ૭૩ | ૨૦ | થૂતા | થૂત |
| ૭૫ | ૧૬/૧ | समवासणोपणं | समणोवासपणं |
| ૭૮ | ૧૦ | वेरमाणस्स | वेरमणस्स |
| ૯૪ | ૧૦ | तिरिक्ख | तिरिक्ख |
| ૯૬ | ૭ | कामभोगतीव्वाभिलासे | कामभोगतिव्वाभिलासे |
| ૯૭ | ૧૯ | અણુગદ્ભડા | અણુગક્રીડા |
| ૧૦૪ | ૫ | थूलपरिग्गहं | थूलपरिग्गह |
| | ૧૬ | कुवियप्पमाणाइक्कमे | कुवियप्पमाणाइक्कमे |
| ૧૦૬ | ૨૧/૧ | दुपद्वउप्पयाणं | दुपयचउप्पयाणं |
| ૧૧૨ | ૩ | छट्ठं | छट्ठ |
| | ૨૩ | સમણે વાસિયાએ | સમણ વ સિયાએ |
| ૧૧૭ | ૪ | असइजणसोपोसणया | असइजणपोसणया |
| ૧૧૯ | ૫ | પાણિયવિહી | પાણિય વિહી |
| | ૬ | સચિત્તાવહી | સચિત્તવિહી |
| | ૧૫ | સચિત્તપડિબદ્ધહારે | સચિત્તપડિબદ્ધાહારે |
| ૧૨૩ | ૧૬/૨ | असइजणगोपणया | असइजणपोसणया |
| ૧૨૬ | ૬ | अणट्ठादंडे | अणट्ठदंडे |
| | ૭ | हिंसाप्पयाणे | हिंसप्पयाणे |

